# નમસ્કાર મહામંત્ર





: લેખક :

પ.પૂ. પં. શ્રી ભદ્રંકરવિજયજી ગણિવર



: મુખ્ય પ્રાપ્તિસ્થાન :

ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય

ગાંધી રોડ, ફુવારા સામે,

અમદાવાદ–૩૮૦૦૦૧

પ્રકાશક :

શ્રી મહાવીર તત્ત્વપ્રચારક મંડળ
અંજાર (કચ્છ)

પ્રાપ્તિસ્થાનો :

૧. ભારત મેડીકલ સ્ટોર્સ
ઠે. જુના નાગરદાસ રોડ, કેદારનાથ
ભવન, અંધેરી (ઈસ્ટ), મુંબઈ-૬૯

૨. સોમચંદ ડી. શાહ
પાલીતાણા (સૌરાષ્ટ્ર)

૩. સેવંતીલાલ વી. જૈન
ઠે. ૨૦, મહાજન ગલી, ઝવેરી બજાર,
મુંબઈ-૨

આવૃત્તિ ત્રીજી ] નકલ ૧૦૦૦ [ વિક્રમ સં. ૨૦૩૫

મૂલ્ય-રૂા. ૧૦-૦૦

મુદ્રક-શાહ જયન્તિલાલ મણિલાલ C/o ધી નવપ્રભાત પ્રિન્ટિંગ પ્રેસ,
ઠે. ઘીકાંટા રોડ, અમદાવાદ-૩૮૦૦૦૧

# પ્રસ્તાવના

"नमस्कारसमो मंत्रः, शत्रुञ्जयसमो गिरिः।
वीतरागसमो देवो, न भूतो न भविष्यति ॥१॥"

શ્રી જિનશાસનમાં ઉપર્યુક્ત સુભાષિત ઘણું પ્રસિદ્ધ છે. ટૂંકમાં તેનો અર્થ એ છે કે–'નવકારસમાન મંત્ર, શત્રુંજયસમાન પર્વત અને વીતરાગસમાન દેવ, ભૂતકાળમાં થયા નથી ,અને આગામી કાળમાં થનાર નથી.' તાત્પર્ય કે–જગતમાં મંત્રો, પર્વતો અને દેવો ઘણા છે, પરંતુ તેમાં નવકારથી ચઢિયાતો એક પણ મંત્ર નથી; શત્રુંજયથી અધિક એક પણ પર્વત નથી અને વીતરાગથી શ્રેષ્ઠ એક પણ દેવ નથી. બીજી રીતે વિચારતાં તેનો પરમાર્થ એ નીકળે છે કે–' દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ–એ ચાર વિભાગમાં સમગ્ર વિશ્વ વહેંચાયેલું છે. એ વિશ્વમાં અનંતાનંત જીવ–પુદ્ગલાદિ દ્રવ્યો, અનંતાનંત લોકાલોક પ્રદેશ-પ્રમાણ ક્ષેત્રો, અનંતાનત ભૂત, ભવિષ્ય, વર્ત્તમાનકાલીન સમયો અને અનંતાનંત ગુણપર્યાયરૂપી ભાવો છે. તે બધા દ્રવ્યોમાં શ્રેષ્ઠ દ્રવ્ય કયું? બધા ક્ષેત્રોમાં સર્વોચ્ચ ક્ષેત્ર કયું? બધા કાળમાં સર્વોત્તમ કાળ કયો? બધા ભાવોમાં સર્વોત્તમ ભાવ કયો? એ ચારેય પ્રશ્નોનો ઉત્તર જાણે એક જ શ્લોકમાં મળતો હોય, તેમ આ શ્લોક જણાવે છે કે–' સર્વ દ્રવ્યોમાં ઉત્તમ દ્રવ્ય વીતરાગદેવ છે, સર્વ ક્ષેત્રોમાં ઉત્તમ

ક્ષેત્ર શત્રુંજય ગિરિરાજ અપરનામ સિદ્ધક્ષેત્ર છે, સર્વ ભાવોમાં ઉત્તમ ભાવ પંચપરમેષ્ઠિઓને નમવાનો ભાવ છે અને સર્વ કાળમાં ઉત્તમ કાળ 'એ ત્રણ સર્વોચ્ચ છે'-એવી ઓળખાણ જે કાળમાં થાય છે, તે કાળ છે. એથી એ સિદ્ધ થયું કે-'પરમેષ્ઠિઓને નમવાના ભાવસમાન ભાવ, સિદ્ધિએ ગયેલા ઘણા જીવોવડે સ્પર્શાયેલ સિદ્ધક્ષેત્રસમાન ક્ષેત્ર અને જીવોને મુક્તિ મેળવવા માટે પરમ આલંબનભૂત દ્રવ્યોમાં વીતરાગદેવસમાન ઉત્તમ દ્રવ્ય બીજું કોઈ વર્ત્તમાનકાળમાં છે નહિ, ભૂતકાળમાં હતું નહિ અને ભવિષ્યકાળમાં થવાનું નથી.' આ વાત આગમ, યુક્તિ, અનુભવ અને ઈતિહાસ આદિ કોઈ પણ પ્રમાણથી જ્યારે સિદ્ધ કરવી હોય, ત્યારે સિદ્ધ થઈ શકે તેમ છે.

આ ગ્રન્થનો પ્રસ્તુત વિષય 'નમસ્કારમંત્ર' છે. શાસ્ત્રોમાં મણિ, મંત્ર અને ઔષધિઓની શક્તિ અચિન્ત્ય મનાયેલી છે. જેમ મણિ-રત્નો પાષાણ જાતિનાં હોવા છતાં તેનાં મૂલ્યવાનપણાથી તથા તેની કષ્ટ-રોગહરણાદિ શક્તિઓથી પ્રસિદ્ધ છે, તેમ 'મંત્ર' એ પૌદ્ગલિક શબ્દરૂપ હોવા છતાં, દુઃખ, દારિદ્રય, કષ્ટ, રોગ, ભય, ઉપદ્રવાદિના નાશક તરીકે અને પ્રશસ્ત અર્થ, કામ, આરોગ્ય, અભિરતિ આદિ આ જન્મનાં કે સ્વર્ગ, અપવર્ગ આદિ આગામી જન્મોનાં સુખ પ્રાપક તરીકે પ્રસિદ્ધ છે. જૈનશાસનમાં 'નવકારમંત્ર' એટલે તેના અડસઠ અક્ષરોની રચનારૂપ પૌદ્ગલિક શબ્દો સર્વ મંત્રોમાં શિરોમણિભૂત છે. વ્યાકરણશાસ્ત્રમાં સર્વ મળી બાવન અક્ષરો પ્રસિદ્ધ છે. જગતનાં તમામ શાસ્ત્રો

બાવન અક્ષરોની જ 'પરસ્પર વિચિત્ર પ્રકારના સંયોગથી ઉત્પન્ન થયેલી રચનાઓ છે.' નવકારના અડસઠ અક્ષરો પણ એ બાવન અક્ષરોની બહાર નથી. માત્ર અક્ષરસંયોગરૂપ તેની રચના બીજાં તમામ શાસ્ત્રોથી જુદી પડી જાય છે અને તે જ કારણે તેને 'મહામંત્ર' તરીકે સ્થાન મળ્યું છે. તેના પ્રત્યેક અક્ષરો, પદો, સંપદાઓ ઈત્યાદિનું સવિસ્તર વર્ણન આ પુસ્તકમાં તેના યથાયોગ્ય સ્થળે કરવામાં આવ્યું છે. સર્વ શાસ્ત્રો અને મંત્રોમાં, આ અડસઠ અક્ષરો, નવ પદો અને આઠ સંપદાઓવાળા નાનામાં નાના શાસ્ત્ર અને મંત્રને 'મહાશાસ્ત્ર' અને 'મહામંત્ર'ની ઉપમા કેમ મળી છે? તેનો વિગતવાર ખુલાસો આ પુસ્તકના એકથી સોળ સુધીનાં લગભગ બધા પ્રકરણોમાં જુદી જુદી રીતે અપાયેલો છે. વાંચકો તે દૃષ્ટિએ તેને ધ્યાનપૂર્વક અને મનનપૂર્વક વાંચે એવી ભલામણ છે.

માત્ર અડસઠ અક્ષરના સમુદાયમાં આવી અચિન્ત્ય શક્તિ સંગ્રહિત થયેલી છે, એમ અમારે શી રીતે માનવું? એ પ્રશ્ન આ સ્થળે કદાચ ઉઠશે, પરંતુ તેનું સમાધાન એ છે કે—અક્ષરો કે તેના સમૂહરૂપ પદો, વાક્યો અને મહાવાક્યો, એ પૌદ્ગલિક અને જડ હોવા છતાં ચૈતન્ય અને જ્ઞાનનાં અદ્વિતીય વાહન છે. શબ્દને અર્થની સાથે જેમ સંબંધ છે, તેમ ચેતન—આત્માના જ્ઞાન અને ભાવની સાથે પણ સંબંધ છે. જેવો શબ્દ તેવું જ્ઞાન અને જેવો શબ્દ તેવો જ ભાવ થતો આત્મામાં પ્રત્યક્ષ અનુભવાય છે. સંજ્ઞિ-પંચેન્દ્રિયપર્યાપ્ત મનુષ્ય અને તિર્યંચ, કે જેઓને શબ્દ-

શ્રવણ માટેની 'ઇન્દ્રિય' અને તેનો અર્થ સમજવા માટે સમર્થ એવું 'મન' મળ્યું હોય છે, તેઓના જ્ઞાન અને ભાવ ઉપર શબ્દશક્તિ અચિન્ત્ય અસર ઉત્પન્ન કરે છે, એ વાત અનુભવસિદ્ધ છે. જેઓને શબ્દ ઉપરથી અર્થનું જ્ઞાન કરવા જેટલો ક્ષયોપશમ હોતો નથી, તેઓ ઉપર પણ સારા-નરસા અર્થના વાચકશબ્દની સારી-નરસી અસર થતી અનુભવી શકાય છે. શબ્દોને તેના અર્થોની સાથે જેમ 'વાચ્યવાચક' સબંધ છે. તેમ આત્મા અને તેના પરિણામોની સાથે 'ભાવ્યભાવક' સંબંધ પણ છે. શબ્દો 'ભાવક' છે અને આત્મા 'ભાવ્ય' છે. આત્મામાં જેમ જ્ઞાનાદિ ગુણો છે, તેમ રાગાદિ ભાવો પણ છે. તે બંને ઉપર શબ્દોની અસર છે. જો કે બધા જીવો શબ્દોની અસર ઝીલવાને લાયક હોતા નથી, તો પણ જે જીવો તેને લાયક છે, તેઓના ભાવો ઉપર યોગ્ય-અયોગ્ય શબ્દોની યોગ્ય-અયોગ્ય અસરો નીપજે જ છે. શબ્દોમાં યોગ્યતા અને અયોગ્યતા તેના વાચ્યપદાર્થોની યોગ્યતા અને અયોગ્યતા ઉપર આધાર રાખે છે. 'નવકારમંત્ર'ના અડસઠ અક્ષરો અને તેના સંયોગરૂપ નવ પદોથી વાચ્ય અર્થોની યોગ્યતા ઘણી ઊંચી છે-સર્વશ્રેષ્ઠ છે, તેથી તેના વાચક અક્ષરો અને પદો અર્થાત્ શબ્દોની યોગ્યતા પણ સર્વોત્કૃષ્ટ મનાય છે. આત્માના ભાવોને હલાવી નાખવા માટે, અશુદ્ધ ભાવોને ટાળી શુદ્ધ ભાવો પ્રગટાવવા માટે નવકારના અડસઠ અક્ષરોને અડસઠ તીર્થો, અડસઠ રત્નો કે તેવી જ બીજી લૌકિક

વસ્તુઓની ઉપમાઓ ઘણી જ ઓછી પડી જાય છે, એ વાત આ પુસ્તકમાં સંગ્રહેલાં નવકારનાં સ્તોત્રોના વાંચન ઉપરથી તરત જ જણાઈ આવશે.

શાસ્ત્રોનું પ્રયોજન બે પ્રકારનું હોય છે. એક તો જ્ઞાન પ્રકટાવવાનું અને બીજું ભાવ ઉત્પન્ન કરવાનું. કેટલાક કહે છે કે—'નવકાર' તે ચૌદ પૂર્વના જ્ઞાનનો સંગ્રહ કહેવાય છે, પણ અમને તેનાથી કાંઈ (વિશેષ) જ્ઞાન થતું નથી. તેઓએ વિચારવુ જોઈએ કે—ચૌદ પૂર્વનું જ્ઞાન પણ જે જ્ઞાન આગળ એક બિન્દુતુલ્ય છે તેવું કેવળજ્ઞાન, નવકારમાં જેને નમસ્કાર કરવામાં આવે છે, તે અરિહંત અને સિદ્ધોના આત્માને પ્રગટ થયેલું છે. 'નવકાર'દ્વારા થતી તેઓની ઓળખાણ પોતાના આત્માના કેવળજ્ઞાનસ્વરૂપની પ્રતીતિ અને નિર્ણય કરાવે છે. તે પ્રતીતિ અને નિર્ણય જેમ જેમ દૃઢ થતા જાય છે, તેમ તેમ આત્માનો અનાદિનો મિથ્યામોહ વિલય થતો જાય છે અને મોહના સર્વથા વિલયથી પોતે જ કેવળજ્ઞાનસ્વરૂપ બની જાય છે. કોઈ કહેશે કે—'એ જ્ઞાન અમને બીજાં શાસ્ત્રોથી પણ મળી રહે છે, તો 'નવકાર'માં શું વિશેષતા છે?' તેઓને એ ઉત્તર છે કે—એકલા જ્ઞાનથી કોઈ પણ કાર્યની સિદ્ધિ થતી નથી. જ્ઞાનની પોતાના ભાવ ઉપર કેટલી અસર થઈ, તેના ઉપર જ્ઞાનની ઉપયોગિતા અવલંબેલી છે. આત્માના ભાવ પલટવા માટે એટલે અનાદિના મિથ્યાભાવો ટાળીને સમ્યગ્ભાવો પેદા કરવા માટે બીજાં સર્વ શાસ્ત્રો અને બીજાં સર્વ મંત્રો કરતાં

'નવકાર'શાસ્ત્ર અને 'નવકાર'મંત્ર વધારે ઉપકારક છે. તેનાં બે કારણો છે. એક તો નવકારની રચના સંક્ષિપ્ત હોવાથી તે આબાલગોપાલ સર્વજનગ્રાહ્ય શાસ્ત્રરૂપ છે અને બીજું તે સર્વ મંત્રરત્નોનું ઉત્પત્તિસ્થાન છે, તેથી સર્વ-મંત્રસંગ્રાહકસ્વરૂપ છે. જગતમાં જેટલાં સત્ય અને સફળ મંત્રો છે, તે બધામાં બીજ તરીકે 'નવકાર' કે તેનો અંશ રહેલો જ હોય છે અને તેથી જ તેઓ ફળદાયક બને છે. સર્વ લોકોત્તર મંત્રો કે સર્વ લોકોત્તર શાસ્ત્રોનું અંતિમ તાત્પર્ય આત્માનો મોહ નાશ કરવાનું હોય છે. એ મોહ નાશ કરવાનું કાર્ય જેટલી સહેલાઈથી અને જેટલી ઝડપથી 'નવકાર'દ્વારા સિદ્ધ થાય છે, તેટલી સહેલાઈથી અને તેટલી ઝડપથી અન્ય કોટિ શાસ્ત્રોથી પણ થવું શકય નથી. બધાં પ્રામાણિક શાસ્ત્રો અને જૈનદર્શનના બધા પ્રામાણિક મહાપુરુષો આ વાતનો એકીઅવાજે સ્વીકાર કરે છે. તેથી 'નવકાર' એ સર્વ દેશ અને સર્વ કાળમાં જૈન સંઘનો પ્રાણ બની રહ્યો છે.

ત્રણેય ફિરકાનો જૈન સંઘ આજે પણ 'નવકાર'ને સવારે ઉઠવાથી માંડીને રાત્રે સૂઈ જાય ત્યાં સુધીમાં, એક વાર નહિ પણ સેંકડો અને હજારો વાર ગણે છે અને તેને ગણનાર બધાના પ્રતિદિનની સમગ્ર સંખ્યાનું પ્રમાણ જો કાઢવામાં આવે, તો કેવળ લાખો જ નહિ બલ્કે ક્રોડો અને તેથી પણ અધિક સંખ્યાનું પ્રમાણ થવા જાય છે. જો કે તે ગણનારા બધા જ 'નવકાર'નું માહાત્મ્ય સમજીને કે વિચારીને જ ગણે છે એમ નથી, તો પણ જૈન સંઘમાં

બધી વસ્તુઓ કરતાં 'નવકાર'નું સ્થાન કેટલું વિશિષ્ટ છે, તે સમજવા માટે તે એક પ્રતીક છે. જો લાખો અને ક્રોડોની સંખ્યામાં રોજ નવકાર ગણાય જ છે, તો તે શુદ્ધ રીતિએ, અર્થ સમજીને, ભાવાર્થ અને પરમાર્થ પર્યંત પહોંચીને ગણાય, એવી ભાવના અને કામના કોની ન હોય? સૌ કોઈની હોય. તે કાર્યની સિદ્ધિ આ પુસ્તકદ્વારા જેટલા અંશે થાય, તેટલા અંશે તેને તૈયાર કરવામાં થયેલો શ્રમ લેખે ગણાશે.

અહીં એક વાત લક્ષ્યમાં લેવાની છે કે-શાસ્ત્રકારોએ નવકારનું જે અપૂર્વ ફળ અને માહાત્મ્ય વર્ણવ્યું છે, તે 'ભાવનમસ્કાર'ને અંગે છે. 'ભાવનમસ્કાર,' 'પરમાર્થનમસ્કાર,' 'અદ્વૈતનમસ્કાર,' 'નિશ્ચયનમસ્કાર,'-એ બધા એક જ અર્થને કહેનારા શબ્દો છે 'દ્રવ્યનમસ્કાર,' 'નામનમસ્કાર,' 'દ્વૈતનમસ્કાર' અને 'વ્યવહારનમસ્કાર'-એ બધા એનાથી વિપરીત અર્થને કહેનારા છે. આ પુસ્તકના પ્રકરણોમાં મુખ્યત્વે નમસ્કારનું વ્યવહારિક સ્વરૂપ બતાવવામાં આવ્યું છે અને છેલ્લે તેનું નિશ્ચયસ્વરૂપ બતાવવામાં આવ્યુ છે. નિશ્ચય એ પરમાર્થ છે, વ્યવહાર તેનું સાધન છે. બેમાંથી કોઈની પણ ઉપેક્ષા, મૂળ વસ્તુની જ ઉપેક્ષામાં પરિણમે છે. તેથી નવકારના પારમાર્થિક સ્વરૂપને આત્મસાત્ કરવા માટે, બંને સ્વરૂપ તરફ આદરભાવવાળા બની, બંનેનો યથોચિત અભ્યાસ કરી, અનાદિનો શત્રુ જે મોહ, તેનો નાશ કરવા ઉદ્યત બનવું જોઈએ.

છેવટે એક અગત્યની બીના કહેવાની રહે છે અને તે

એ છે કે–જૈન સંઘના બે ફિરકા 'નવકાર'ને પહેલાં પાંચ પદસ્વરૂપ કેવળ પાંત્રીશ અક્ષરવાળો માનીને ગણે છે અને મૂર્તિપૂજક શ્વેતાંબર સંપ્રદાય પાંત્રીશ અક્ષરવાળો મૂળ મંત્ર અને તેની ચૂલિકાના (તેત્રીશ અક્ષરવાળા) ચાર પદ સહિત કુલ અડસઠ અક્ષરવાળો માનીને ગણે છે. મૂળ મંત્ર 'પાંત્રીશ અક્ષર' અને 'પાંચ પદ' પ્રમાણ છે. એ સંબંધમાં કોઈને કશો પણ મતભેદ નથી. જે મતભેદ છે, તે ચૂલિકાના ચાર પદ અને તેના તેત્રીશ અક્ષરોને મૂળ મંત્રમાં ગણવા કે નહિ, તે વિષયમાં છે. આ પુસ્તકના ત્રીજા પ્રકરણમાં છેલ્લા દશપૂર્વધર શ્રી **વજ્રસ્વામી** અને તેઓશ્રીએ શ્રી **મહાનિશીથસૂત્ર**માં કરેલ ઉલ્લેખની સાખ આપી, સમગ્ર નવકારમંત્રને નવ પદ, આઠ સંપદા અને અડસઠ અક્ષરવાળો બતાવ્યો છે.* કેટલાકો તેને 'અડસઠ' અક્ષરપ્રમાણ માનવાના બદલે 'સડસઠ' અક્ષરપ્રમાણ માને છે. પાંચ પદરૂપ કે ('સડસઠ' અક્ષરમય) નવ પદરૂપ માનીને પણ જેઓ નવકારને પરમ આદરથી ગણે છે અને નવકાર પ્રત્યે પોતાની હાર્દિક ભક્તિ પ્રદર્શિત કરે છે, તેઓ અભિનંદનીય છે. છતાં આ વિષયમાં જે વસ્તુ અમને વિચારણીય લાગી છે, તે વસ્તુ તેનાં કારણો સહિત અહીં ટૂંકમાં રજુ કરીએ છીએ.

---

* દિગંબર સંપ્રદાયના સાહિત્યમાં 'મૂલાચાર' નામનો એક પ્રાચીન ગ્રંથ છે. તેની ૫૧૪મી ગાથા પણ 'નમસ્કારમંત્ર'ની ચૂલિકાને બરાબર મળતી છે. અને તે નીચે મુજબ છે:–

"एसो पंचनमोयारो, सव्वपावपणासणो ।
मंगलेसु य सव्वेसु, पढमं हवदि मंगलं ॥ १ ॥"

'સર્વ શાસ્ત્રોની આદિમાં મંગળ, અભિધેય, સંબંધ અને પ્રયોજન'—એ ચાર વસ્તુ બતાવવામાં આવે છે. એ ચારને અનુબંધચતુષ્ટય કહેવામાં આવે છે. સર્વ શિષ્ટ-પુરુષોએ માન્ય રાખેલો એ નિયમ છે. એ ચારમાં એકેકની પણ હાનિથી શું દોષો આવે છે, તેનું વર્ણન તે તે ગ્રંથોમાં તે તે સ્થળોએ વિસ્તારથી કરવામાં આવ્યું છે. જે ગ્રંથોમાં એ ચાર કે ચારમાંથી કોઈ પણ એકનું વર્ણન નથી હોતું, ત્યાં તેને ઉપલક્ષણથી કે ગ્રન્થકારની શિષ્ટતાના પ્રામાણ્યથી સ્વીકારી લેવામાં આવે છે. આપણે ઉપર જોઈ આવ્યા કે-'નવકાર' એ કેવળ 'શાસ્ત્ર જ' નહિ પણ 'મહાશાસ્ત્ર' છે, એટલું જ નહિ પણ શાસ્ત્રકારોએ જ્યારે બીજાં બધાં શાસ્ત્રોને શ્રુતસ્કંધ તરીકે સંબોધ્યાં છે, ત્યારે નવકારને મહાશ્રુતસ્કંધ તરીકે સંબોધેલ છે. તેથી તેમાં પણ 'અનુબંધ-ચતુષ્ટય' હોવાં અનિવાર્ય છે. નવકાર, એ સર્વજગજ્જન-હિતકારી શાસ્ત્ર છે, તેથી સર્વ કોઈ તેને સહેલાઈથી સમજી શકે તેવી રીતે તેની રચના હોવી જોઈએ. ઉપલક્ષણથી કે શિષ્ટજનપ્રામાણ્યથી 'નવકાર'માં 'અનુબંધચતુષ્ટય' ગર્ભિત રીતે રહેલાં છે, એમ વિદ્વદ્ વર્ગ સિવાય બીજા ભાગ્યે જ સમજી શકે. તેથી પ્રગટપણે તે(અનુબંધચતુષ્ટય)ને સ્થાન હોવું જોઈએ. મંગળ, સંબંધ અને અભિધેય તો મૂળ મંત્રમાં આવી જાય છે, માત્ર પ્રયોજન બાકી રહે છે. કોઈ પણ શાસ્ત્રમાં પ્રવૃત્તિ કરાવવા માટે શાસ્ત્રનું 'પ્રયોજન અને ફળ' અવશ્ય બતાવવું જોઈએ. જ્યાં સુધી પ્રયોજન જાણવામાં ન આવે, ત્યાં સુધી મંદબુદ્ધિવાળો પણ તેમાં

પ્રવૃત્તિ કરતો નથી. કહ્યું છે કે-'प्रयोजनमनुद्दिश्य मन्दोऽपि न प्रवर्तते ।' વળી બુદ્ધિશાળી પુરુષો હંમેશાં પ્રધાન ફળવાળી અર્થાત્ શ્રેષ્ઠ ફળવાળી પ્રવૃત્તિમાં જ આદર કરે છે. કહ્યું છે કે–'फलप्रधानाः समारम्भाः ।' એ રીતે મંદથી માંડીને બુદ્ધિમાન પર્યન્ત સર્વ જીવોને સદાકાળ માટે નવકારમાં પ્રવૃત્તિ કરાવવા માટે નવકારનું પ્રયોજન અને ફળ નવકારમાં સાક્ષાત્ કહેવું જોઈએ, કે જેથી સૌ કોઈની તેમાં સુખે પ્રવૃત્તિ થઈ શકે. મંદ પ્રવૃત્તિમાં તીવ્રતા લાવવા માટે તથા શિથિલ પ્રવૃત્તિમાં દૃઢતા ઉત્પન્ન કરવા માટે પણ તેની જરૂર છે. એ કારણે ચૂલિકાના પ્રથમ બે પદમાં નવકારનું પ્રયોજન અને છેલ્લા બે પદમાં નવકારનું ફળ સાક્ષાત્ કહીને તેને મૂળમંત્રમાં સામેલ કરેલ છે. મંદથી માંડી બુદ્ધિમાન પર્યંત સર્વ જનોની શ્રદ્ધાને તથા ભાવનાને દૃઢ કરવા માટે તથા 'પંચપરમેષ્ઠિનમસ્કાર' મંત્રના સ્મરણ તથા જાપના પુરુષાર્થમાં અપૂર્વ વેગ લાવવા માટે તે અત્યંત કાર્યસાધક બને છે. પ્રત્યેક મંત્ર–અનુષ્ઠાન તેટલું જ ફળી શકે કે જેટલું અનુષ્ઠાન કરનારની શ્રદ્ધા, ભાવના કે પુરુષાર્થમાં જોર હોય. નમસ્કારમંત્ર નિષ્પ્રયોજન કે નિષ્ફળ નથી, પણ મહાપ્રયોજન અને મહાફળને સાધનારો છે; કારણ કે–તેનાથી સર્વ પાપોનો નાશ થાય છે તથા તે સર્વ મંગળોમાં શ્રેષ્ઠ મંગળ જે આત્મલાભ, તેની પ્રાપ્તિ કરાવે છે. એ જાતિની શ્રદ્ધા અને ભાવના પુરુષાર્થમાં પ્રબળ વેગ અને બળ લાવનારી થાય છે. ચાર ગતિરૂપ સંસારમાં ભમતા જીવોને

માટે સર્વ પાપોના નાશથી અધિક-શ્રેષ્ઠ કોઈ પ્રયોજન નથી તથા શુદ્ધ આત્મસ્વરૂપના લાભથી અધિક-મોટું કોઈ ફળ નથી. પાપનાશથી ફરી કદી પણ ન ઉપજે તે રીતે દુઃખ નાશ થાય છે અને આત્મલાભથી ફરી કદી પણ નાશ ન પામે તે રીતે સુખ ઉત્પન્ન થાય છે. 'दुःखं पापात् सुखं धर्मात्, सर्वशास्त्रेषु संस्थिति.।' અર્થાત્ પાપથી દુઃખ અને ધર્મથી સુખ, એ સર્વશિષ્ટજનમાન્ય સિદ્ધાન્ત છે. નવકારની ચૂલિકામાં તે પ્રગટપણે બતાવેલ છે, તેથી ચૂલિકા સહિત સમગ્ર નવકારમંત્ર સર્વજગત્‌હિતકારી મહામંત્રની ગણનામાં નિર્બાધ રીતે આવી શકે છે.

દિક્સૂચનરૂપ આટલું જણાવીને, કેવળ કથારૂપે કે બીજાં સામાન્ય પુસ્તકરૂપે આ પુસ્તકને નહિ ગણતાં, આત્મલાભનું પરમ સાધન માનીને, તેના વાંચન, મનન અને અભ્યાસમાં પ્રયત્નશીલ થવા વિનવીએ છીએ.

| સિદ્ધક્ષેત્ર<br>ભાદ્રપદ શુક્લા ચતુર્થી<br>( વીર સંવત્ ૨૪૭૩ ) | } | મુનિ ભદ્રંકરવિજય<br>(હાલ પૂ. પં. શ્રી ભદ્રંકર-<br>વિજયજી ગણિવર ) |
|---|---|---|

# ત્રીજી આવૃત્તિ વેળાએ

પરમ શાસનપ્રભાવક, વ્યાખ્યાનવાચસ્પતિ, પરમપૂજ્ય, ગચ્છાધિપતિ આચાર્યદેવ શ્રીમદ્ વિજયરામચન્દ્રસૂરીશ્વરજી મહારાજનાં શિષ્યરત્ન પ.પૂ. પંન્યાસજી મહારાજ શ્રી ભદ્રંકરવિજયજી ગણિવરશ્રીએ આ પુસ્તક સંવત્ ૨૦૦૦ની સાલમાં તૈયાર કરેલ અને શ્રી કેશરબાઈ જ્ઞાનમંદિર-પાટણથી પ્રકાશિત થયેલ. તેની નકલો અત્યારે દુષ્પ્રાપ્ય હોવાથી અમોએ આ ત્રીજી આવૃત્તિનું પ્રકાશન કર્યું છે. સૌ કોઈ નમસ્કાર મહામંત્રનાં સ્વરૂપને ઓળખી, તેનું ઉત્કૃષ્ટ આરાધન કરી મુક્તિસુખને વરો, એ જ અભિલાષા.

—પ્રકાશક.

# પૂ. પંન્યાસજી મહારાજદ્વારા લેખિત સંપાદિત પુસ્તકોની યાદિ.

| નં. | નામ | રૂા. પૈ. |
| --- | --- | --- |
| ૧ | જૈન માર્ગની પીછાણુ | ૩–૫૦ |
| ૨ | અનુપ્રેક્ષા ( કિરણુ ૧–૨–૩ સાથે ) | ૬–૫૦ |
| ૩ | જિનભક્તિ | ૩–૦૦ |
| ૪ | પ્રતિમાપૂજન | ૮–૦૦ |
| ૫ | પ્રાર્થના | ૧–૫૦ |
| ૬ | ધર્મશ્રદ્ધા | ૬–૦૦ |
| ૭ | નમસ્કારમીમાંસા | ૫–૦૦ |
| ૮ | નમસ્કારદોહન | ૨–૫૦ |
| ૯ | દેવદર્શન | ૬–૦૦ |
| ૧૦ | આસ્તિકતાનો આદર્શ | ૭–૫૦ |
| ૧૧ | આરાધનાનો માર્ગ | ૫–૫૦ |
| ૧૨ | પ્રતિક્રમણની પવિત્રતા | ૧–૫૦ |
| ૧૩ | પરમેષ્ઠિનમસ્કાર અને સાધના | પ્રેસમાં |
| ૧૪ | તત્ત્વદોહન | પ્રેસમાં |
| ૧૫ | તત્ત્વપ્રભા | પ્રેસમાં |
| ૧૬ | મહાવીરદેવનું જીવન | અપ્રાપ્ય |

# અનુક્રમણિકા


| નં. | વિષય | પૃષ્ઠ |
|---|---|---|
| | મંગલમ્ | ૨ |
| | શ્રી નમસ્કાર મહામંત્ર | ૩ |
| ૧ | નમસ્કાર મહામંત્ર (સંક્ષિપ્ત પરિચય) | ૪ |
| ૨ | નમસ્કાર મહામંત્ર આવશ્યક વિચાર | ૨૦ |
| ૩ | નવકારમંત્રનો વિસ્તૃત પરિચય | ૬૧ |
| ૪ | નમસ્કારની ઉત્પત્તિ | ૯૫ |
| ૫ | નમસ્કારની પ્રરૂપણા | ૧૧૧ |
| ૬ | નમસ્કારની વસ્તુ | ૧૨૪ |
| ૭ | નમસ્કારનું પ્રયોજન અને ફળ | ૧૪૮ |
| ૮ | નવકારનાં ઉપધાન | ૧૬૦ |
| ૯ | નમસ્કારનું ધ્યાન | ૧૭૪ |
| ૧૦ | સર્વોત્કૃષ્ટ ભાવમંગલ | ૧૯૪ |
| ૧૧ | નવકારનો અધિકારી | ૨૦૫ |
| ૧૨ | નમસ્કારના પ્રભાવ ઉપર કથાઓ | ૨૧૬ |
| ૧૩ | નમસ્કારનું નિશ્ચય સ્વરૂપ | ૨૪૧ |
| ૧૪ | નમસ્કાર માહાત્મ્ય (ભાવાનુવાદ) | ૨૫૯ |
| ૧૫ | નવકારનાં ગીતો | ૨૭૮ |
| ૧૬ | નમસ્કારનાં સ્તોત્રો | ૨૯૮ |

## 'मंगलम्'

"अर्हन्तो भगवन्त इन्द्रमहिताः
सिद्धाश्च सिद्धिस्थिताः,
आचार्या जिनशासनोन्नतिकराः
पूज्या उपाध्यायकाः ।
श्रीसिद्धान्तसुपाठका मुनिवरा
रत्नत्रयाराधकाः,
पञ्चैते परमेष्ठिनः प्रतिदिनं
कुर्वन्तु वो मङ्गलम् ॥ १ ॥

ઇન્દ્રોવડે પૂજ્ય એવા અરિહંત ભગવંતો, સિદ્ધિસ્થાનમાં રહેલા સિદ્ધ ભગવંતો, જિનશાસનની ઉન્નતિ કરનારા પૂજ્ય આચાર્ય ભગવંતો, શ્રીસિદ્ધાન્તને સારી રીતે ભણાવનારા ઉપાધ્યાય ભગવંતો અને રત્નત્રયને ધારણ કરનારા મુનિ મહંતો, એ પાંચે પરમેષ્ઠિઓ પ્રતિદિન તમારું મંગળ કરો. ૧

卐

# શ્રી નમસ્કાર મહામંત્ર

नमो अरिहंताणं ॥ १ ॥

नमो सिद्धाणं ॥ २ ॥

नमो आयरियाणं ॥ ३ ॥

नमो उवज्झायाणं ॥ ४ ॥

नमो लोए सव्वसाहूणं ॥ ५ ॥

પદ (૫), સંપદા (૫), ગુરુઅક્ષર (૩), લઘુઅક્ષર (૩૨) અને કુલઅક્ષર (૩૫).

શ્રી નમસ્કાર મહામંત્રની ચૂલિકા

एसो पंचनमुक्कारो ॥ ६ ॥

सव्वपावप्पणासणो ॥ ७ ॥

मंगलाणं च सव्वेसिं ॥ ८ ॥

पढमं हवइ मंगलं ॥ ९ ॥

પદ (૪), સંપદા (૩), ગુરુઅક્ષર (૪), લઘુઅક્ષર (૨૯) અને કુલ અક્ષર (૩૩).

ચૂલિકા સહિત સમગ્ર શ્રી નમસ્કાર મહામંત્રના કુલ અક્ષર (૬૮).

# ૧

## નમસ્કાર મહામંત્ર (સંક્ષિપ્ત પરિચય)*

પંચપરમેષ્ઠિમહામંત્રરૂપ નમસ્કાર સૂત્રમાં અક્ષરો અડસઠ છે. પાંચ પદોના પાંત્રીસ અક્ષર અને ચૂલિકાના ચાર પદોના તેત્રીસ અક્ષર મળીને કુલ અડસઠ અક્ષરોમાં પંચપરમેષ્ઠી નમસ્કાર મહામંત્ર સમાપ્ત થાય છે. નવકારનાં નવ પદો ગણાય છે, તે 'विभक्त्यन्तं पदम् ।' 'જેને છેડે વિભક્તિ છે, તે પદ ગણાય છે' એ અર્થમાં નહિ, કિન્તુ 'नमो अरिहंताणं' ઈત્યાદિ વિવક્ષિત અવધિયુક્ત પદો નવકારમાં નવ છે, એમ સમજવાનું છે. નવકારના નવ પદોમાં પ્રથમ પદમાં સાત અક્ષર, બીજા પદમાં પાંચ, ત્રીજા પદમાં સાત, ચોથા પદમાં સાત, પાંચમા પદમાં નવ, છઠ્ઠા પદમાં આઠ, સાતમા પદમાં આઠ, આઠમા પદમાં આઠ ને નવમા પદમાં નવ અક્ષર છે. એ રીતે પ્રત્યેક પદના અક્ષરો મળીને કુલ સંખ્યા અડસઠની થાય છે.

નવ પદોવાળા નવકારની સંપદાઓ આઠ છે. સંપદા

* શ્રી મહાનિશીથ આદિ સિદ્ધાંતોને આધારે.

એટલે વિશ્રાન્તિસ્થાનો અથવા મહાપદો. એ કારણે નવકારના ઉપધાનની વિધિમાં નવકારને આઠ અધ્યયનસ્વરૂપ ગણીને, પ્રત્યેક અધ્યયન દીઠ એકેક આયંબિલ કરવા દ્વારા કુલ આઠ જ આયંબિલ કરવા ફરમાન કર્યું છે.

નવ પદોની આઠ સંપદાઓ કેવી રીતે ગણવી ? એનો ઉત્તર બે પ્રકારે છે: પ્રથમ ઉત્તરમાં સાત સંપદાઓ પ્રથમનાં સાત પદોની પદ સમાન છે અને આઠમી સંપદા છેલ્લાં બે પદોની મળીને સત્તર અક્ષરપ્રમાણ છે જેમકે 'मंगलाणं च सव्वेसिं, पढमं हवइ मंगलं ।' બીજા ઉત્તરમાં છઠ્ઠી સંપદા બે પદ પ્રમાણ સોળ અક્ષરવાળી છે, જેમકે-'एसो पंच नमुक्कारो, सव्वपावप्पणासणो ।'

એ રીતે નવપદમય અને પાંત્રીસ અક્ષરપ્રમાણ મૂળ મંત્ર અને તેત્રીસ અક્ષર પ્રમાણ ચૂલિકા, કુલ અડસઠ અક્ષર-પ્રમાણ પંચપરમેષ્ઠી નમસ્કાર મહામંત્રને, આઠ સંપદાઓવડે ભક્તિ સહિત ભણવાથી; શાશ્વત સ્થાનની પ્રાપ્તિ થાય છે, એમ **શ્રી ચૈત્યવંદનભાષ્ય, શ્રીપ્રવચનસારોદ્ધાર, શ્રી નમસ્કારપંજિકા** આદિ અનેક શાસ્ત્રોમાં ફરમાવ્યું છે.

**શ્રીમહાનિશીથ** સિદ્ધાંતમાં પણ નવકારને સ્પષ્ટ રીતિએ અડસઠ અક્ષરવાળો જણાવ્યો છે. ત્યાં કહ્યું છે કે-'એ રીતે પંચમંગલ મહાશ્રુતસ્કંધનું વ્યાખ્યાન મહાપ્રબંધવડે સૂત્રથી પૃથગ્ભૂત નિર્યુક્તિ, ભાષ્ય અને ચૂર્ણિવડે અનંત ગમ-પર્યવ સહિત, જેવી રીતે અનંતજ્ઞાન દર્શનને ધારણ કરનાર તીર્થંકરદેવોવડે કરાયેલું છે, તેવી રીતે સંક્ષેપથી કરાયું હતું

પરંતુ કાલહાનિનાં દોષથી તે નિર્યુક્તિ, ભાષ્ય અને ચૂર્ણિઓ વિચ્છેદ પામી છે.

સમય જતાં મોટી ઋદ્ધિને વરેલા, પદાનુસારીલબ્ધિ અને દ્વાદશાંગશ્રુતને ધારણ કરનારા શ્રી **વજ્રસ્વામી** થયા. તેમણે આ શ્રી પંચમંગલ મહાશ્રુતસ્કંધનો ઉદ્ધાર મૂલસૂત્ર (શ્રી **મહાનિશીથ**)ની અંદર લખ્યો.

આ મૂલસૂત્ર, સૂત્રથી ગણધર ભગવંતોએ અને અર્થથી ત્રૈલોકય-પૂજ્ય ધર્મતીર્થંકર અરિહંત ભગવંત શ્રી **વીરજિનેન્દ્રે** પ્રરૂપેલું છે, એવો વૃદ્ધ સંપ્રદાય છે. મૂલસૂત્રમાં જ્યા સૂત્રાલાપકો એક પદની સાથે બીજા પદને અનુલગ્ન ન મલે, ત્યાં ખોટું લખ્યું છે, એવો દોષ શ્રુતધરોએ ન દેવો; પરન્તુ **મથુરા** નગરીમાં **સુપાર્શ્વનાથ** સ્વામીના સ્થુભ–સ્તૂપ આગળ પંદર ઉપવાસ કરવાથી પ્રસન્ન થયેલ શાસનદેવતાએ, ઉધેહી આદિ વડે ખંડ ખંડ થયેલી અને સડી ગયેલા પાનાવાળી મૂળ પ્રતને જેવી આપી તેવી ગ્રહણ કરી અને આચાર્ય હરિભદ્રસૂરિએ અચિન્ત્યચિન્તામણિકલ્પ આ શ્રી **મહાનિશીથ** શ્રુતસ્કંધને સમસ્ત પ્રવચનના સારભૂત, પરમતત્ત્વભૂત, અને અતિશયવાળા અત્યંત મહાન્ અર્થોના સમુદાયવાળું જાણીને, પ્રવચનવત્સલતાથી તથા ભવ્ય સત્વોના ઉપકારની બુદ્ધિથી આત્મહિત અર્થે જેવું તે પ્રતમાં જોયું, તેવું સર્વ સ્વમતિથી શોધીને લખ્યુ છે. અને તેનું બીજા પણ શ્રી **સિદ્ધસેન**, **વૃદ્ધવાદી**, **યક્ષસેન**, **દેવગુપ્ત**, **યશોવર્ધન** ક્ષમાશ્રમણ શિષ્ય **રવિગુપ્ત**, **નેમિચંદ્ર**, **જિનદાસગણિ** ક્ષમાશ્રમણ, **સત્યશ્રી**, વગેરે યુગપ્રધાન શ્રુતધરોએ બહુમાન કરેલું છે.

**શ્રી મહાનિશીથ** સિવાયના બીજા વર્તમાન આગમમાં આ રીતે નવ પદ અને આઠ સંપદાદિ પ્રમાણવાલો નમસ્કાર બીજી કોઈ જગ્યાએ કહેલો દેખાતો નથી. **શ્રી ભગવતી** સૂત્રની આદિમાં માત્ર પાંચ જ પદો કહ્યાં છે. **પ્રત્યાખ્યાન** નિર્યુક્તિમાં 'नमो अरिहंताणं ।' એમ કહી નવકારસીનું પચ્ચક્ખાણ પારવાનું કહ્યું છે. તે નિર્યુક્તિની ચૂર્ણિમાં કહ્યું છે કે તે નવકારના અનુક્રમે પદો દશ અથવા છ છે, છ પદો 'नमो अरिहंतसिद्धआयरियउवज्झायसाहूणं ।' એ પ્રમાણે અને દશ પદો 'नमो अरिहताणं, नमो सिद्धाणं ।' એ રીતે 'नमो, સહિત પાંચ પાંચ પદો સમજવાં.

નમસ્કાર નિર્યુક્તિમાં એંશી (૮૦) પદ પ્રમાણ બીજી વીશ ગાથાઓ છે, જેમકે 'अरिहंतनमुक्कारो, जीव मोएइ भवसहस्साओ' —ઈત્યાદિ, પણ તે તો નવકારના માહાત્મ્યને પ્રતિપાદન કરનારી ગાથાઓ છે. પણ નવકારરૂપ થવાને યોગ્ય નથી, કારણ કે તે ઘણા પદ સ્વરૂપ છે અને નવકાર તો કેવળ નવપદ સ્વરૂપ જ છે.

એ રીતે પરમાગમસૂત્રાંતર્ગત **શ્રી વજ્રસ્વામી** વગેરે દશ પૂર્વધરાદિ બહુશ્રુત સંવિગ્ન સુવિહિતસૂરિપુરંદરોએ કરેલી વ્યાખ્યાઓદ્વારા આદર કરાયેલો, અને અંતિમ પદમાં 'हवइ' એ પ્રમાણેના પાઠયુક્ત અડસઠ વર્ણ પ્રમાણ પરિપૂર્ણ નવકાર-સૂત્રનું અધ્યયન કરવું જોઈએ. તે આ મુજબ—

नमो अरिहंताणं ॥१॥
नमो सिद्धाणं ॥२॥
नमो आयरियाण ॥३॥

नमो उवज्झायाणं ॥४॥
नमो लोए सव्वसाहूण ॥५॥
एसो पंच नमुक्कारो ॥६॥
सव्वपावप्पणासणो ॥७॥
मंगलाणं च सव्वेसिं ॥८॥
पढमं हवइ मंगलं ॥९॥

એનું વ્યાખ્યાન શ્રી વજ્રસ્વામી આદિ શ્રુતધરોએ જે તે છેદગ્રન્થાદિ આગમોમાં લખ્યું છે, તે રીતે ભક્તિ બહુમાનના અતિશયથી અને ભવ્ય પ્રાણીઓને વિશેષે કરીને ઉપકારક છે, એમ જાણીને અહીં બતાવીએ છીએ—

પ્રશ્ન—હે ભગવન્! આ અચિન્ત્ય ચિન્તામણિ સમાન શ્રી પંચમંગલમહાશ્રુતસ્કંધ સૂત્રનો શો અર્થ કહેલો છે?

ઉત્તર—હે ગૌતમ! આ અચિન્ત્ય ચિન્તામણિ સમાન શ્રી પંચમંગલ મહાશ્રુતસ્કંધ સૂત્રનો અર્થ આ પ્રમાણે કહેલો છે. આ પંચમંગલ મહાશ્રુતસ્કંધ જેમ તલમાં તેલ, કમલમાં મકરંદ અને સર્વલોકમાં પંચાસ્તિકાય રહેલ છે, તેમ સકલ આગમોમાં અંતર્ગત રહેલ છે. અને તે યથાર્થ ક્રિયાનુવાદસદ્‌ભૂતગુણકીર્તનસ્વરૂપ તથા યથેચ્છફલપ્રસાધક પરમસ્તુતિવાદરૂપ છે.

પરમસ્તુતિ સર્વ જગતમાં ઉત્તમ હોય તેની કરવી જોઈએ. સર્વ જગતમાં ઉત્તમ જે કોઈ થઈ ગયા, જે કોઈ થાય છે અને જે કોઈ થશે, તે સર્વે અરિહંતાદિક પાંચ જ છે. તે

સિવાય બીજા કોઈ નથી જ. તે પાંચ અનુક્રમે અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ છે. તે પાંચેનો ગર્ભાર્થ સદ્ભાવ એટલે પરમ રહસ્યભૂત અર્થ નીચે મુજબ છે.

## અરિહંત

આઠ મહાપ્રાતિહાર્યોની પૂજાવડે (દેવાસુરમનુષ્ય સહિત) સમસ્ત જગતને વિષે પ્રસિદ્ધ, અનન્યસદૃશ, અચિન્ત્ય, અપ્રમેય, કેવલાધિષ્ઠિત અને પ્રવર-ઉત્તમ તત્ત્વરૂપ અરિહંત છે. કહ્યું છે કે–'વંદન નમસ્કારને યોગ્ય, પૂજા સત્કારને યોગ્ય અને સિદ્ધિ-ગમનને યોગ્ય હોય, તે અરિહંત છે.' વચનવડે સ્તુતિ આદિ કરવું તે વંદન છે અને કાયાવડે અવનમનાદિ તે નમન છે. વંદન-નમન વખતે બહુમાનાદિ યુક્ત પ્રણિધાનાદિ તે સમ્યગ્ ધ્યાનાદિ છે. પુષ્પમાલ, સુગંધી ધૂપ, વાસ અને પ્રદીપાદિવડે થાય તે પૂજા છે. વસ્ત્રાભૂષણાદિવડે કરાય તે સત્કાર છે અને તથાભવ્યત્વપરિપાકાદિવડે પરમ અરિહંત પદવીના ઉપભોગપૂર્વક સિદ્ધિ પામનારા હોય છે, માટે તેઓ અર્હન્ત કહેવાય છે. તેમને મારો નમસ્કાર થાઓ.

નમસ્કાર બે પ્રકારનો છે: દ્રવ્યસંકોચરૂપ અને ભાવ સંકોચરૂપ. કર-શિરાદિનો સંકોચ તે દ્રવ્ય નમસ્કાર છે. નમસ્કારના યોગમાં ચતુર્થી વિભક્તિના બદલે ષષ્ઠી વિભક્તિ વાપરી છે, તે પ્રાકૃત ભાષાના કારણે છે. અતીત કાલમાં થઈ ગયેલા **કેવલજ્ઞાની** વગેરે, અનાગત કાલમાં થનારા **શ્રી પદ્મનાભાદિ** અને વર્તમાન કાલમાં થયેલા **શ્રી ઋષભાદિ** અથવા વિદ્યમાન **શ્રી સીમંધરાદિ**, તે સર્વકાલના અરિહંતોનું ગ્રહણ કરવાને માટે બહુવચન છે,

અથવા અર્હંતોને એટલે સ્તવનાદિને યોગ્ય, સર્વમાં પ્રધાનપણે સ્તુતિ કરવાને લાયક–' देवासुरमणुएसुं अरिहा, पुआरुहुत्तमा जम्हा।' 'દેવ અસુર અને મનુષ્યોને વિષે પૂજાને યોગ્ય અને ઉત્તમ છે, માટે અર્હંત છે.'

સર્વ ગુણથી સંપૂર્ણ હોવાથી સર્વોત્તમ અથવા ગુણપ્રકર્ષને પામેલા હોવાથી સ્તુતિ કરવાને લાયક, અથવા ભયંકર ભવાટવીમાં પરિભ્રમણ કરવાથી ભયભીત થયેલા પ્રાણીઓને અનુપમ આનંદરૂપ પરમપદના પંથને દેખાડનાર હોવાથી સાર્થવાહાદિ સ્વરૂપ તે અરિહંત પરમ ઉપકારી છે.

શ્રી નમસ્કાર નિર્યુક્તિમાં કહ્યું છે કે :—

"अडवीइ देसिअत्तं, तहेव निज्जामया समुद्दंमि।
छक्कायरक्खणट्ठा, महगोवा तेण वुच्चंति ॥१॥"

અર્થાત્–ભવ અટવીમાં સાર્થવાહ, ભવસમુદ્રમાં નિર્યામક અને છકાય જીવના રક્ષક હોવાથી મહાગોપ કહેવાય છે.

**ભવઅટવીમાં સાર્થવાહ** :—વિઘ્નયુક્ત અટવીમાં માર્ગદર્શકના કહેવા મુજબ ચાલવાથી જેમ ઇચ્છિત પુરની પ્રાપ્તિ થાય છે, તેમ ભવાટવીમાં પણ જીવો જિનેશ્વરોએ ઉપદેશેલા માર્ગે ચાલવાથી નિવૃત્તિપુરને પ્રાપ્ત કરે છે, તેથી જિનેશ્વરોનું ભવઅટવીમાં માર્ગદેશકપણું સિદ્ધ થાય છે.

નિર્વિઘ્નપણે અટવીના પારને પામવાની ઇચ્છાવાળો જેમ સાર્થવાહને પરમ ઉપકારી માનીને ભક્તિપૂર્વક નમસ્કાર કરે છે, તેમ મોક્ષાર્થિઓને પણ રાગ–મદ–મોહથી રહિત શ્રી જિનેશ્વરદેવ ભાવપૂર્વક નમસ્કાર કરવા યોગ્ય છે. મિથ્યાત્વ અને

અજ્ઞાનથી મોહિત માર્ગવાળી સંસાર-અટવીમાં જેમણે માર્ગદેશકપણું કર્યું છે, તે અરિહંતોને હું નમસ્કાર કરું છું

સમ્યગ્દર્શનથી જોઈને, સમ્યગ્જ્ઞાનથી સારી રીતે ઓળખીને તથા ચરણકરણરૂપ સમ્યક્ચારિત્રનું ઉત્તમ આચરણ કરીને શ્રી જિનેશ્વરદેવો સિદ્ધિ સ્થાનને-નિર્વાણ સુખને તથા શાશ્વત, અવ્યાબાધ અને અજરામર ધામને પ્રાપ્ત થયેલા છે.

**ભવસમુદ્રમાં નિર્યામકઃ**-જેમ નિર્યામકો સમ્યક્ પ્રકારે સમુદ્રના પારને પામે છે, તેમ શ્રી જિનેન્દ્રો ભવસમુદ્રના પારને પામે છે, તેથી તેઓ પૂજાને યોગ્ય છે. મિથ્યાત્વરૂપી કાલિકાવાત-પ્રતિકૂળ વાયુના વિરહમાં તથા સમ્યક્ત્વરૂપી ગર્જભવાત-અનુકૂળ વાયુની વિદ્યમાનતામાં શ્રી જિનવરેન્દ્રો એક જ સમયમાં સિદ્ધિસ્થાનરૂપી પત્તનને પ્રાપ્ત થયા છે. અમૂઢજ્ઞાન અને મતિરૂપી કર્ણધાર, ત્રિવિધે ત્રણ દંડથી વિરામ પામેલા, શ્રેષ્ઠ નિર્યામક એવા શ્રી જિનવરેન્દ્રોને વિનયથી નમ્ર બનેલો એવો હું ભક્તિપૂર્વક વંદન કરું છું.

**છકાય જીવોના ગોવાળ**—જેમ ગોપાલકો શ્વાપદાદિ દુષ્ટ જીવોથી ગાયોનું રક્ષણ કરે છે, અને પ્રચુર તૃણ અને જલયુક્ત વનોમાં તેને પહોંચાડે છે, તેમ શ્રી જિનવરેન્દ્રો ષડ્જીવનિકાયરૂપી ગાયોનું જરામરણના ભયથી રક્ષણ કરે છે, તથા નિર્વાણસુખને પમાડે છે, તેથી મહાગોપ-પરમ ગોવાળ કહેવાય છે.

એ રીતે ભવ્ય જીવલોકના પરમોપકારી હોવાથી તથા સર્વ લોકોને વિષે ઉત્તમ હોવાથી શ્રી જિનવરેન્દ્રો સર્વને નમસ્કાર કરવા યોગ્ય છે. પંચપરમેષ્ઠીમાં પહેલો નમસ્કાર અરિ-

હંતોને એટલા માટે છે કે અરિહંતોના ઉપદેશથી જ સિદ્ધાદિનું સ્વરૂપ જાણી શકાય છે.

'अरिहंत' શબ્દના પાઠાંતરો—અરિહંત શબ્દના ત્રણ પાઠાંતર છે. અરહંત, અરિહંત અને અરુહંત. તેમાં અરહંત એટલે સર્વ લોકમાં ઉત્તમ હોવાથી પ્રથમ પૂજાને યોગ્ય, અરિહંત એટલે અત્યંત દુર્જય એવા સમસ્ત આઠ પ્રકારના કર્મરૂપી શત્રુઓને હણનારા, નિર્દયપણે દલી નાંખનારા, પીલી નાંખનારા, શમાવી અને હરાવી દેનારા અને અરુહંત એટલે અશેષ કર્મનો ક્ષય થવાથી ભવમાં ઉત્પન્ન કરનારો અંકુર જેમનો બળી ગયો છે, તેથી હવે ફરીને ભવમાં નહિ ઉત્પન્ન થનારા—નહિ જન્મ લેનારા. એ રીતે અરિહંત પદનું વ્યાખ્યાન અનેક પ્રકારે થાય છે.

શ્રી ભગવતી આદિ સૂત્રોમાં અરિહંત પદનું આખ્યાન, પ્રખ્યાન, પ્રરૂપણ, પ્રજ્ઞાપન, દર્શન, ઉપદર્શન, નિદર્શન, આદિ અનેક પ્રકારે કર્યું છે. તેનો સાર અહીં બતાવવામાં આવે છે.

## અરિહંત પદનું વિશેષ આખ્યાન.

૧. 'अरहयन्नुणः।' જેમને 'रह' એટલે એકાન્તરૂપ સ્થાન તથા અંતર એટલે ગિરિગુફાદિનો મધ્ય ભાગ, પ્રચ્છન્ન નથી. સર્વવેદી હોવાથી સમસ્ત વસ્તુસમૂહ, તેના પર—અપર ભાગ ઈત્યાદિ જેમને પ્રગટ છે, તે અરિહંત છે.

૨. 'अरहत।' એ શબ્દના નિર્યુક્તિ—પદભંજનવશાત્ નીચે મુજબ અનેક અર્થો નીકળે છે:—

(अ) 'अत्यर्थं राजन्ते।' સમવસરણાદિ બાહ્ય લક્ષ્મી અને સજ્જ્ઞાનાદિ આંતરલક્ષ્મીવડે જેઓ અત્યંત શોભે છે.

(र) 'रान्ति सद्दर्शनादि।' સમ્યગ્દર્શનાદિને જેઓ આપે છે.

(ह) 'घ्नन्ति मोहादीन्।' મોહાદિને જેઓ હણે છે.

(ह) 'गच्छन्ति भव्योपकृत्यै ग्रामानुग्रामं।' ભવ્ય જીવોના ઉપકાર માટે જેઓ ગ્રામાનુગ્રામ વિચરે છે.

(त) 'तन्वन्ति धर्मदेशना।' ભવ્ય જીવોના બોધ માટે જેઓ નિરંતર ધર્મદેશના આપે છે.

(ना) 'तायन्ते तारयन्ति वा सर्वजीवान्।' જેઓ મોહાદિ શત્રુઓથી સર્વ જીવોનું રક્ષણ કરે છે, અથવા સર્વ જીવોને જેઓ ભવસમુદ્રથી તારે છે.

(૩) 'अरहयद्भ्यः।' क्वचिदपि आसक्तिमगच्छद्भ्यः' 'रह गतौ' इति वचनात्। પ્રકૃષ્ટ રાગાદિના હેતુભૂત મનોજ્ઞ–અમનોજ્ઞ વિષયોનો સંપર્ક થવા છતાં કોઈ પણ સ્થળે આસક્તિ નહીં ધારણ કરનારા–ક્ષીણરાગ અને ક્ષીણમોહ.

૪. 'अरहयद्भ्यः।' आत्मस्वभावमत्यजद्भ्यः, 'रह त्यागे' इति वचनात्। સિદ્ધિ ગતિને વિષે જ્ઞાનાદિ આત્મસ્વભાવને નહીં છોડનારા–અનંત જ્ઞાન દર્શનાદિ ગુણોને ધારણ કરનારા.

૫. 'अरहयद्भ्यः।' भवमध्येऽतिष्ठद्भ्यः, 'रह स्थितौ' इति वचनात्।' સર્વ કર્મ ક્ષય થવાના અનંતર સમયે જ લોકાગ્રે જનાર હોવાથી ભવમાં નહિ રહેનારા.

૬. 'अरथांतेभ्यः।' રથ શબ્દ સકલ પરિગ્રહના ઉપલક્ષણભૂત છે અને અંત એટલે વિનાશ શબ્દ જરાદિનાં ઉપલક્ષણભૂત

છે. જેઓ સકલ પરિગ્રહના ત્યાગી છે, તથા જરા મરણાદિને જીતી જનારા છે.

૭. 'अरभमानेभ्यः ।' રભસ્ એટલે રાભસિક વૃત્તિ આદિથી નિવૃત્ત થયેલા, અતુચ્છ સ્વચ્છતાદિ પરમ વિશુદ્ધ ભાવને વરેલા.

અહીં સુધી 'अरहंत' પદના અર્થ લખ્યા. હવે 'अरिहंत' અને 'अरुहंत' પદના કેટલાક અર્થ જણાવે છે.

૮. 'अरिहंतृभ्यः । ઇંદ્રિય, વિષય, કષાય, પરિષહ, વેદના, ઉપસર્ગ, રાગ, દ્વેષ અને કર્મ આદિ ભાવ શત્રુઓને હણનારા.

૯. 'अरिणा-धर्मचक्रेण भातः ।' અરિ એટલે ધર્મચક્રવડે શબ્દથી ઉપલક્ષિત અન્ય સકલ શસ્ત્રોનો ત્યાગ કરનારા.

૧૦. 'अल्हंताणं ।' સર્વથા બીજ બળી જવા પછી જેમ અંકુર ઉત્પન્ન થતો નથી, તેમ કર્મબીજ બળી જવાથી ભવરૂપી અંકુર જેઓને ઊગતો નથી.

૧૧. 'अरुरुपलक्षितपीडादि तत्कारणकर्म्मानादिमूतं च घ्नन्ति।' અરુ શબ્દથી ઉપલક્ષિત સઘળી પીડાઓ અને તેના કારણભૂત અનાદિ કર્મસંતતિને હણનારા.

૧૨. 'अरुंधद्भ्यः ।' સંસારમાં હવે જેમને કોઈ રૂંધનાર-રોકનાર નથી, અર્થાત્ ભવનો ત્યાગ કરનારા.

## સિદ્ધપદનું વિશેષ આખ્યાન.

૧. निरुवमसुखाणि सिद्धाणि ऐसिं ति सिद्धाः ।'

નિરુપમ સુખો જેમના સિદ્ધ થયાં છે, અર્થાત્ નિષ્પ્રકંપ શુકલધ્યાનાદિના અચિન્ત્ય સામર્થ્યથી સ્વજીવવીર્યરૂપ યોગનિરોધ

નામના મહાપ્રયત્નવડે જેમને પરમાનંદસ્વરૂપ મહાન ઉત્સવ અને કલ્યાણનાં કારણભૂત નિરુપમ સુખો સિદ્ધ થયાં છે, તે સિદ્ધો.

૨. अट्ठपयारकम्मक्खएण सिद्धिसद्धाम एसिं ति सिद्धाः।' આઠ પ્રકારનાં કર્મનો ક્ષય થવાથી સિદ્ધિને પામેલા તે સિદ્ધો.

૩. ' सियं-बद्धं कम्मं, झायं-भसमीभूयमेएसिमिति सिद्धाः। દીર્ઘકાળથી ઉપાર્જન કરેલાં આઠ પ્રકારનાં કર્મ જેઓનાં ભસ્મીભૂત થયાં છે, તે સિદ્ધો.

૪. सिद्धे निट्ठिए सयलपओयणजाए एएसिमिति सिद्धाः।'

સિદ્ધ અર્થાત્ નિષ્ઠિત, પરિપૂર્ણિત થયા છે સકલ પ્રયોજનજાત—સર્વ પ્રયોજનોનો સમુદાય જેમનો, તે સિદ્ધો. તે તીર્થસિદ્ધ, અતીર્થસિદ્ધ, જિનસિદ્ધ, અજિનસિદ્ધ, ગૃહિલિંગસિદ્ધ અન્યલિંગ-સિદ્ધ, મુનિલિંગસિદ્ધ, સ્રીસિદ્ધ, પુરુષસિદ્ધ, નપુંસકસિદ્ધ, પ્રત્યેકબુદ્ધસિદ્ધ, સ્વયંબુદ્ધસિદ્ધ, બુદ્ધબોધિતસિદ્ધ, અનેકસિદ્ધ, એકસિદ્ધ, ઇત્યાદિ અનેક ભેદોવાળા છે.

૫. (ક) 'षिधू गत्या।' ફરી પાછું ન આવવું પડે તે રીતે નિર્વૃતિપુરીમાં ગયેલા,

(ખ) 'षिधू संराद्धौ।' સિદ્ધ થયેલા, નિષ્ઠિતાર્થ થયેલા.

(ગ–ઘ) 'षिधू शास्त्रमाङ्गल्ययोः।' જેઓ અનુશાસ્તા થયા અથવા સ્વયં માંગલ્ય રૂપતાને પામ્યા, તે સિદ્ધો.

(ઙ) 'सिद्धा-नित्या।' અપર્યવસાન સ્થિતિવાળા હોવાથી નિત્ય.

(૫) 'सिद्धा-प्रख्याता।' ગુણસંદોહને પામેલા હોવાથી ભવ્ય જીવોને વિષે પ્રસિદ્ધ.

ઉપર્યુક્ત છ અર્થોને કહેનાર નીચેની એક ગાથા છેઃ

"ध्मातं सितं येन पुराणकर्म्म,
यो वा गतो निर्वृतिसौधमूर्ध्नि ।
ख्यातोऽनुशास्ता परिनिष्ठितार्थो,
यः सोऽस्तु सिद्धः कृतमंगलो मे ॥ १ ॥"

સિદ્ધો અવિનાશી જ્ઞાન, સુખ, વીર્યાદિ ગુણયુક્ત હોવાથી, ભવ્ય આત્માઓને સ્વવિષયક અતીવ પ્રમોદના પ્રકર્ષને ઉત્પન્ન કરનારા છે અને એ રીતે ભવ્ય જીવોને પરમ ઉપકાર કરનારા છે, તેથી નમસ્કરણીય છે.

## આચાર્યપદનું વિશેષ આખ્યાન.

૧. જ્ઞાનાદિ છત્રીસ આચારોને અહર્નિશ પ્રતિક્ષણ આચરવાથી તથા ઉપદેશવાથી ભાવાચાર્ય.

૨. બીજાઓનું તથા પોતાના આત્માનું હિત આચરનારા હોવાથી આચાર્ય.

૩. સર્વ સત્ત્વો અથવા શિષ્યગણોનું હિત આચરનારા હોવાથી આચાર્ય.

૪. પ્રાણપરિત્યાગે પણ પૃથ્વીકાયાદિના સમારંભને જેઓ આચરતા નથી, બીજા પાસે આચરાવતા નથી અને આચરનારાને મનથી પણ સારા જાણતા નથી, તેથી આચાર્ય.

૫. પોતા ઉપર અત્યંત કોપ કરનાર પ્રત્યે પણ મનથી જે પાપને આચરતા નથી, તે આચાર્ય.

૬. 'आ मर्यादया चयन्ते-सेव्यन्ते इत्याचार्याः'। શ્રી જિનશાસન સંબંધી તત્ત્વોના ઉપદેશકો હોવાથી તેના અર્થી આત્માઓવડે જેઓ વિનયાદિ મર્યાદાઓપૂર્વક સેવાય, તેઓ આચાર્ય.

૭. 'आचारो ज्ञानाचारादि, तत्र साधव आचार्याः।' જ્ઞાનાચારાદિ પાંચ પ્રકારનો ભાવ આચાર, તેનું સ્વયં પાલન કરવામાં અને અન્ય અર્થી આત્માઓને પાલન કરાવવામાં સાધુ-કુશળ, તે આચાર્ય.

૮. 'आ मर्यादया मासकल्पादिरूपया चारो विहारः तत्र साधवः। માસકલ્પાદિકરૂપ મર્યાદાવડે જે ચાર એટલે વિહાર, તેમાં સાધુ અર્થાત્ નિપુણ તે આચાર્ય.

૯. 'आ ईषत् अपरिपूर्णा इत्यर્थः चाराः-हेरिका. चार-कल्पा इत्यर्थः, तेषु साधवः।' યુક્તાયુક્ત વિભાગનું નિરૂપણ કરવામાં અસમર્થ એવા જે અનિપુણ શિષ્યો, તેઓને શાસ્ત્રોક્ત ઉપદેશને દેનારા હોવાથી સાધુ-સુંદર, તે આચાર્ય.

૧૦. ઉપર્યુક્ત વર્ણન ભાવાચાર્યનું છે. એ સિવાય નામાચાર્ય, સ્થાપનાચાર્ય, દ્રવ્યાચાર્ય આદિ અનેક પ્રકારના આચાર્યો છે, જેમાં જે ભાવાચાર્યના કારણરૂપ આચાર્ય છે, તે ઉપાદેય છે-શેષ અનુપાદેય છે. ભાવાચાર્યો ભવ્ય જીવોને જ્ઞાનાદિ આચારના ઉપદેશક હોવાથી ઉપકારી છે, નમસ્કરણીય છે અને પૂજનીય છે. . . .

## ઉપાધ્યાયપદનું વિશેષ આખ્યાન.

૧. આશ્રવનાં દ્વારોને સારી રીતે રોકીને તથા મન-વચન-કાયાના યોગોને સારી રીતે વશ કરીને જેઓ વિધિ-પૂર્વક સ્વર, વ્યંજન, માત્રા, બિંદુ, પદ અને અક્ષરવડે વિશુદ્ધ એવું દ્વાદશાંગશ્રુતનું અધ્યયન અને અધ્યાપન કરે છે તથા તે દ્વારા સ્વ-પરના મોક્ષના ઉપાયોને ધ્યાવે છે, તેઓ ઉવજ્ઝાય.

૨. ચિરપરિચિત એવા દ્વાદશાંગ શ્રુતજ્ઞાનને જેઓ અનંત ગમપર્યાયોવડે ચિંતવે છે, વારંવાર સ્મરણ કરે છે અને એકાગ્ર મનથી ધ્યાન કરે છે, તેઓ ઉવજ્ઝાય.

એ રીતે અનેક પ્રકારે ઉપાધ્યાયપદનું આખ્યાન કરાય છે. સૂત્રપ્રદાનદ્વારા ભવ્ય જીવોના ઉપકારક હોવાથી તેઓ નમસ્કરણીય છે.

## સાધુપદનું વિશેષ આખ્યાન.

અત્યંત કષ્ટકારી, ઉગ્રતર અને ઘોર તપશ્ચરણાદિ અનુષ્ઠાનો કરવાવડે અનેક વ્રતો, નિયમો, ઉપવાસો અને વિવિધ પ્રકારના અભિગ્રહોયુક્ત સંયમનું પાલન કરવાવડે તથા સમ્યક્ પ્રકારે પરીષહ-ઉપસર્ગાદિ કષ્ટોને સહન કરવા-વડે જેઓ સર્વ દુ:ખોનો અંત કરનાર મોક્ષને સાધે છે, તેઓ સાધુઓ.

અન્ય રીતે પણ સાધુપદનું આખ્યાન થાય છે. સંયમના પાલનવડે સંયમમાં સહાયકારક હોવાથી સંયમના અર્થી આત્માઓને નમસ્કરણીય છે.

## નમસ્કારમંત્રની ચૂલિકાનું આખ્યાન.

એ પાંચેયને કરેલો નમસ્કાર શું કરે? સર્વ પાપ-જ્ઞાનવરણીયાદિ અશેષ કર્મોનો પ્રકર્ષે કરીને, ખંડોખંડ કરીને દિશોદિશ નાશ કરે છે. ચૂલિકાનો આ પહેલો ઉદ્દેશો છે. વળી એ નમસ્કાર કેવો છે? માર્ગ એટલે નિર્વાણસુખને સાધવાને સમર્થ એવો, સમ્યગ્દર્શનાદિની આરાધનાસ્વરૂપ, અહિંસાલક્ષણ ધર્મ, તેને લાવે, તે મંગલ અથવા મને ભવથી-સંસારથી ગાળે-તારે, તે મંગલ અથવા બદ્ધ, સ્પષ્ટ, નિધત્ત અને નિકાચિતાદિ આઠ પ્રકારની મારી કર્મરાશિને ગાળે-શમાવે, તે મંગલ. આ સર્વ અને બીજાં પણ મંગલો, તેને વિષે પ્રથમ એટલે આદિ મંગલ, કારણ કે-અરિહંતાદિની સ્તુતિ પરમ મંગલરૂપ છે તથા ઐકાન્તિક અને આત્યન્તિક ફળદાયી હોવાથી ભાવમંગલ છે.

સર્વ પાપનો પ્રણાશ કરનાર અને મંગલરૂપ કહેવાથી પ્રયોજનાદિ પણ કહેવાઈ ગયા. શ્રી પંચપરમેષ્ઠિ નમસ્કારનું પ્રયોજન-અનંતકાર્ય, કર્મનો ક્ષય અને મંગલનું આગમન છે તથા ફળ-પરંપરકાર્ય, આ લોક અને પરલોકને વિષે એમ બે પ્રકારનું છે. આ લોકમાં અર્થ, કામ, આરોગ્ય અને અભિરતિની નિષ્પત્તિ તથા પરલોકમાં સિદ્ધિ, સ્વર્ગ, સુકુળમાં ઉત્પત્તિ અને બોધિની પ્રાપ્તિ. વળી કહ્યું છે કે-

"ताव न जायइ चित्तेण, चिंतियं पत्थियं च वायाए ।
काएण समाढत्तं, जाव न सरिओ नमुक्कारो ॥ १ ॥"

"ચિત્તથી ચિંતવેલું, વચનથી પ્રાર્થેલું અને કાયાથી આરંભેલું કાર્ય ત્યાં સુધી જ સિદ્ધ થતું નથી, કે જ્યાં સુધી શ્રી પંચપરમેષ્ઠિ નમસ્કારને સ્મરવામાં નથી આવ્યો."

૨

## નમસ્કાર મહામંત્ર આવશ્યક વિચાર.*

પ્રશ્ન૦ 'શ્રી પંચ-પરમેષ્ઠિ-નમસ્કાર.'-એ પદનો અર્થ શું?

ઉત્તર૦ પરમપદે વિરાજમાન શ્રી અરિહંત, શ્રી સિદ્ધ, શ્રી આચાર્ય. શ્રી ઉપાધ્યાય અને શ્રી સાધુ-એ પાંચ પરમેષ્ઠિઓને નમવાની ક્રિયાનું નામ શ્રી પંચ-પરમેષ્ઠિ-નમસ્કાર છે.

પ્રશ્ન૦ એ પાંચને પરમેષ્ઠિઓ કેમ કહેવાય છે?

ઉત્તર૦ પરમ અર્થાત્ ઉત્કૃષ્ટ સ્થાનમાં સ્થિત હોવાથી, શ્રી અરિહંતાદિ પાંચેયને પરમેષ્ઠિઓ કહેવામાં આવે છે.

પ્રશ્ન૦ શ્રી પંચપરમેષ્ઠિ નમસ્કારમંત્રને 'નવકારમંત્ર કેમ કહેવાય છે?

ઉત્તર૦ 'नवसु पदेषु काराः क्रियाः यस्मिन् स नवकारः।' અથવા 'नव काराः क्रिया यस्मिन् स नवकार.।' અર્થાત્-"જેનાં નવેય પદોમાં (પૂર્વાનુપૂર્વી, પશ્ચાનુપૂર્વી અને અનાનુપૂર્વીદ્વારા ગણવારૂપ) ક્રિયામાં ભેદ છે અથવા જેમાં (ગણવારૂપ) નવ ક્રિયાઓ છે, તેને નવકાર કહે છે. એ કારણે શ્રી પંચપરમેષ્ઠિ નમસ્કાર મહામંત્રનું બીજું નામ 'શ્રી નવકારમંત્ર' પણ છે."

---

* આવશ્યકનિર્યુક્તિ આદિ પ્રાચીન શાસ્ત્રોના આધારે.

**પ્રશ્ન૦** શ્રી નવકારમંત્રમાં 'नमो ।' એ પદનો પ્રથમ અક્ષર 'न ।' સમજવો કે 'ण ।' સમજવો ?

**ઉત્તર૦** પ્રાકૃતમાં સર્વત્ર (આદિમાં) 'નકાર'ના સ્થાનમાં 'ણકાર' આદેશ વિકલ્પે થાય છે, તેથી 'नमो ।' અને 'णमो ।' એ બન્ને પદો શુદ્ધ હોવા છતાં 'ણકાર' એ (છન્દઃ- શાસ્ત્રમાં નિષિદ્ધ) દગ્ધાક્ષર છે, તેથી 'नमो ।' પદનું ઉચ્ચારણ જ શુદ્ધ માનેલું છે. કેટલાક 'ણકાર'ને જ્ઞાનનો વાચક માની, દગ્ધાક્ષર હોવા છતાં તેને મંગલ- સ્વરૂપ માને છે અને 'णमो ।' પદનું ઉચ્ચારણ કરે છે, પરન્તુ તે બહુ પ્રચલિત નથી.

**પ્રશ્ન૦** 'नमः ।' એ પદનો સંક્ષેપમાં શું અર્થ છે ?

**ઉત્તર૦** 'नमः ।' એ નૈપાતિક પદ દ્રવ્ય અને ભાવના સંકોચ (સંક્ષેપ) અર્થમાં વપરાયેલું છે. હાથ, પગ અને મસ્તકાદિ શરીરનાં અવયવોની ગ્રહણ, કમ્પન અને ચલનાદિ ક્રિયાઓને રોકવી, નિયમિત કરવી, એ દ્રવ્યસંકોચ છે અને વિશુદ્ધ મનનો નિયોગ (મનનું શુદ્ધ પ્રણિધાન) એ ભાવ- સંકોચ છે. અર્થાત્–'नम. ।' એ પદથી દ્રવ્ય અને ભાવ ઉભય પ્રકારના નમસ્કારનું દ્યોતન થાય છે.

**પ્રશ્ન૦** 'नमो अरिहंताणं ।' એ પાઠની જગ્યાએ 'अरहंताणं ।' અને 'अरुहंताणं ।' પાઠ પણ મળે છે, તો એ ત્રણમાંથી કયો પાઠ સાચો છે ?

ઉત્તર૦ 'नमो अरिहंताणं ।' એ જ પાઠ સાચો છે, તો પણ શ્રી અરિહંત પરમાત્માના જુદા જુદા ગુણોની અપેક્ષાએ અર્થથી ત્રણેય પાઠો એક જ અર્થને કહેનારા છે: તો પણ પાઠભેદ ન થવાની ખાતર 'नमो अरिहंताणं ।' પદનું ઉચ્ચારણ જ શુદ્ધ માનેલું છે.

પ્રશ્ન૦ અરિહંત, અરહંત અને અરુહંત–એ ત્રણ પદોના અર્થોમાં શું તફાવત છે?

ઉત્તર૦ પ્રથમ શ્રી 'અરિહંત' પદનો સંક્ષિપ્ત અર્થ વિચારીએ. 'अरि' એટલે 'દુશ્મન,' તેને 'हंत' એટલે 'હણનાર'–એવો અર્થ થાય છે. એ સંબંધી શાસ્ત્રોમાં કહ્યું છે કે–

"अट्ठविहंपि य कम्मं, अरिभूअं होई सव्वजीवाणं ।
तं कम्ममरिं हंता, अरिहंता तेण वुच्चन्ति ॥१॥"

"આઠ પ્રકારનાં કર્મ એ જ સર્વ જીવોને અરિભૂત છે. તે કર્મરૂપ શત્રુઓનો નાશ કરનારા હોવાથી શ્રી 'અરિહંત' કહેવાય છે."

–અથવા–

"रागदोसकसाए, इंदियाणि अ पंच वि ।
परिसहउवसग्गे, नामयंता, नमोऽरिहा ॥१॥"

"રાગ, દ્વેષ, કષાય, પાંચ ઇન્દ્રિયો, પરીષહ અને ઉપસર્ગોને નમાવનારા શ્રી અરિહંતો નમસ્કારને યોગ્ય છે."

–અથવા–

"इंदियविसयकसाये, परिसहे वेयणा उवसग्गे।
एए अरिणो हंता, अरिहंता तेण वुच्चन्ति ॥१॥"

"ઈન્દ્રિય, વિષય, કષાય, પરીષહ, વેદના અને ઉપસર્ગ, એ દુશ્મન છે. એ દુશ્મનોને હણનારા હોવાથી શ્રી અરિહંત કહેવાય છે."

આ ત્રણેય ગાથાઓનો સમુચ્ચય અર્થ એ છે કે–"આ સંસારરૂપી ગહન વનમાં જીવોને અનેક પ્રકારનાં દુઃખ આપનારા રાગ–દ્વેષ–મોહાદિક દોષો છે, તેથી એ દોષોને ઉત્પન્ન કરનાર ઈન્દ્રિયોના વિષયો, ક્રોધાદિક કષાયો, બાવીશ પ્રકારના પરીષહો, અનેક પ્રકારની શારીરિક અને માનસિક વેદનાઓ તથા દેવ, મનુષ્ય અને તિર્યંચાદિના ઉપસર્ગો, એ જીવોના પારમાર્થિક શત્રુઓ છે. તેના યોગે જીવ અનન્ત ભવમાં ભ્રમણ કરાવનાર જ્ઞાનાવરણીયાદિ આઠ પ્રકારનાં દુષ્ટ કર્મોનો બંધ કરે છે, તેથી જીવના જ્ઞાનાદિ ગુણોનું, મેઘથી જેમ સૂર્યમંડલનું આચ્છાદન થાય, તેમ આચ્છાદન થાય છે: અને એ આચ્છાદન જ જીવને અરિભૂત છે. તેનું સર્વથા ઉન્મૂલન કરનારા હોવાથી 'અરિહંત' કહેવાય છે.

હવે બીજા શ્રી 'અરિહંત' પદનો વ્યુત્પત્તિસિદ્ધ અર્થ વિચારીએ. તે એ છે કે–

"अशोकादिअष्टमहाप्रातिहार्यरूपपूजामर्हन्तीति अर्हन्तः।"

" સુરવરનિર્મિત અશોકવૃક્ષાદિ આઠ મહાપ્રાતિહાર્યરૂપ પૂજાને યોગ્ય છે, તે 'અર્હંત' છે."

એ સંબંધી શાસ્ત્રોમાં કહ્યું છે કે-

"अरिहंति वंदणनमंसणाइं, अरिहंति पूयसक्कारं ।
सिद्धिगमणं च अरिहा, अरहंता तेण वुच्चंति ॥१॥"

" વન્દન–નમસ્કારાદિને જેઓ યોગ્ય છે, જેઓ પૂજા અને સત્કારને યોગ્ય છે તથા જેઓ સિદ્ધિગતિને યોગ્ય છે, તેઓ અરહંત ( અર્હંત્ ) કહેવાય છે."

શ્રી 'ચતુઃશરણપ્રકીર્ણક'માં કહ્યું છે કે-

"थुइवंदणमरहंता, अमरिंदनरिंदपूयमरहंता ।
सासयसुहमरहंता, अरहंता हुंतु मे सरणं ॥१॥"

" જેઓ સ્તુતિ અને વન્દનને યોગ્ય છે, અમરેન્દ્રો અને નરેન્દ્રોની પૂજાને યોગ્ય છે તથા શાશ્વત સુખને યોગ્ય છે, તે શ્રી અરહંત ભગવંતો મને શરણ આપનારા થાઓ."

"अरहन्त' શબ્દનાં પ્રાકૃતમાં 'अरहोन्त' અને 'अरहान्त' રૂપો પણ બની શકે છે. તેનો ભાવ એ છે કે-'रह' એટલે એકાન્ત સ્થાન અને 'अन्त' એટલે ગિરિ-ગુફાદિનો મધ્ય ભાગ, જેઓની દૃષ્ટિથી પર નથી : અર્થાત્ જેઓ અતિ ગુપ્ત વસ્તુસમૂહને પણ જાણી શકે છે, તેઓ 'अरहोन्त' કહેવાય છે. અથવા 'रह' એટલે રથ ( બાહ્ય

પરિગ્રહ) અને 'अन्त' એટલે વિનાશનાં કારણ (જરા-મૃત્યુ આદિ અવસ્થા) જેને નથી, તેને 'अरहान्त' કહેવાય છે અથવા 'अरहंताणं' એ પ્રાકૃતપદનું સંસ્કૃતમાં 'अरहयद्भ्यः।' એવું રૂપ થાય છે. તેનો અર્થ બે રીતે થાય છે. એક 'अरहयद्भ्यः।' એટલે 'अत्यजद्भ्यः।' પ્રકૃષ્ટ રાગાદિના કારણભૂત મનોજ્ઞ વિષયોનો સંપર્ક થવા છતાં પણ, જેઓ પોતાના વીતરાગતાદિ સ્વભાવનો ત્યાગ કરતા નથી, તે અરહંત છે: અને બીજો 'अरहयद्भ्यः।' એટલે 'अगच्छद्भ्यः।' ગત્યર્થક ધાતુઓ પ્રાપ્ત્યર્થક પણ બને છે, તેથી વીતરાગતાદિ સ્વભાવને છોડી સરાગતાદિને કદી પણ નહિ પામનારા હોવાથી શ્રી અરહંત કહેવાય છે.

આ રીતે 'અરહંત' શબ્દના બીજા પણ નિર્યુક્તિ-સિદ્ધ અનેક અર્થો થાય છે, કિન્તુ વિસ્તારભયથી તે સઘળા અહીં આપવામાં આવતા નથી. પંડિત **શ્રી ગુણરત્નમુનિજીએ** એક સ્થળે શ્રી 'અરહંત' પદના ૧૧૦ અર્થ કરેલા છે.

કલિકાલસર્વજ્ઞ આચાર્યભગવાન **શ્રીમદ્ હેમચંદ્ર-સૂરીશ્વરજી** મહારાજાએ પૃષોદરાદિકની પેઠે શ્રી અરહંત-પદના ત્રણ સામાસિક અર્થો કર્યા છે. 'अरिहननात्।'–'रजोहननात्।' તથા 'रहस्याऽभावात्।' એ વ્યાખ્યા ઉપરથી 'અરિહંત' પદ સિદ્ધ થાય છે. તેનો અર્થ 'અરિહંત'-પદનો અર્થ કર્યો, તેને લગભગ મળતો છે. તેમાં પ્રથમ 'अरिहननात्' અરિહંતનો અર્થ એ છે કે– "સંસારરૂપ ગહન વનને વિષે મોહાદિક શત્રુઓને હણનાર હોવાથી

'અરહંત' છે." બીજો 'रजोहननात्।' અરહંતનો અર્થ છે કે-"જેમ વાદળાં સૂર્યમંડળને ઢાંકી દે છે, તેમ ચાર ઘાતિકર્મરૂપ રજ આત્માના સ્ફટિક જેવા સ્વચ્છ જ્ઞાનાદિ ગુણોને ઢાંકી દે છે. તે ઘાતિકર્મોરૂપી રજને દૂર કરનારા હોવાથી 'અરહંત' છે." ત્રીજો 'रहस्याऽभावात्।' અરહન્તનો અર્થ એ છે કે-"નિરવશેષ જ્ઞાનાવરણીયાદિ કર્મનું પારતંત્ર્ય દૂર થવાથી અને કોઈથી પણ ન હણી શકાય એવું અતિ અદ્‌ભૂત કેવલજ્ઞાન અને કેવલદર્શન પ્રગટ થવાથી, લોકાલોકના સમસ્ત ભાવોને નિરન્તર પ્રત્યક્ષપણે જાણનારા અને જોનારા શ્રી અરહન્ત ભગવંતોને રહસ્ય એટલે કોઈ પણ વસ્તુ ગુપ્ત નથી: અર્થાત્ જેઓના જ્ઞાનથી કાંઈ પણ છાનું નથી, તે અરહન્ત છે."

હવે ત્રીજા 'અરૂહન્ત' પદનો સંક્ષિપ્ત અર્થ વિચારીએ. તે એ છે કે-"બીજ બળી જવા પછી જેમ અંકુર ઉત્પન્ન થતો નથી, તેમ કર્મરૂપ બીજ સર્વથા દગ્ધ થઈ જવાથી જેઓને હવે ભવરૂપ અંકુર ઉગતો નથી, તેઓ શ્રી 'અરૂહન્ત' કહેવાય છે."

**પ્રશ્ન૦** ઉપર્યુક્ત લક્ષણોથી યુક્ત શ્રી અરિહંત ભગવન્તોને નમસ્કાર કરવાનું પ્રધાન પ્રયોજન શું છે?

**ઉત્તર૦** સંસારરૂપ મહાભયંકર ગહન વનમાં ભ્રમણ કરી કરીને સંતપ્ત (દુઃખિત–શ્રમિત) થયેલા જીવોને શ્રી અરિહન્ત ભગવંતો પરમપદનો માર્ગ બતાવે છે, એ કારણે

સર્વ જીવોના પરમોપકારી હોવાથી, શ્રી અરિહન્ત પરમાત્માઓ પ્રથમ પદે નમસ્કાર કરવાયોગ્ય છે. આ સંબંધમાં શ્રી 'નમસ્કારનિર્યુક્તિ'માં કહ્યું છે કે-

"अडवीए देसियत्तं, तहेव निज्जामया समुद्दंमि ।
छक्कायरक्खणट्ठा, महगोवा तेण वुच्चंति ॥ १ ॥"

"શ્રી અરિહન્ત પરમાત્માઓ ભવાટવીમાં માર્ગદેશક હોવાથી, ભવસમુદ્રમાં નિર્યામક હોવાથી તથા ષટ્કાય જીવોરૂપી ગાયોના પાલક હોવાથી મહાગોપ, મહાનિર્યામક અને મહાસાર્થવાહ કહેવાય છે." એ કારણે તેઓ નમસ્કાર કરવાને પરમ પાત્ર છે.

**પ્રશ્ન૦** વ્યાકરણના નિયમાનુસાર 'नमस् ।' શબ્દના યોગમાં ચતુર્થી વિભક્તિ આવવી જોઈએ, છતાં અહીં ષષ્ઠી વિભક્તિનો પ્રયોગ કેમ કરાયો છે?

**ઉત્તર૦** પ્રાકૃતમાં ચતુર્થી વિભક્તિ થતી જ નથી, કિન્તુ ચતુર્થીના સ્થાને ષષ્ઠી વિભક્તિનો જ પ્રયોગ કરવામાં આવે છે. કહ્યું છે કે-

"बहुवयणेण दुवयणं, छट्ठिविभत्तीए भण्णइ चउत्थी ।
जह हत्था तह पाया, नमोत्थु देवाहिदेवाणं ॥ १ ॥"

"પ્રાકૃતમાં દ્વિવચનના સ્થાને બહુવચનનો તથા ષષ્ઠી વિભક્તિના સ્થાને ચતુર્થી વિભક્તિનો પ્રયોગ થાય છે. જેમ કે-'हस्तौ' અને 'पादौ'ના બદલે 'हत्था' અને 'पाया'નો

પ્રયોગ થાય છે તથા ચતુર્થીના અર્થમાં 'नमोत्थु देवाहिदेवाणं ।' એ રીતિએ ષષ્ઠીનો પ્રયોગ થાય છે."

**પ્રશ્ન૦** 'नमो अरिहंताणं ।' એ પદમાં ષષ્ઠી વિભક્તિના બહુવચનનો પ્રયોગ કરવામાં આવ્યો છે, તેનું પ્રયોજન શું છે?

**ઉત્તર૦** બહુવચનનો પ્રયોગ કરવામાં ત્રણ મુખ્ય કારણો નીચે મુજબ છેઃ-

૧–'અરિહંત' એક નથી, કિન્તુ ઘણા (અનન્તકાળની અપેક્ષાએ અનન્ત) છે, એ દર્શાવવા માટે.

૨–વિષયબહુત્વદ્વારા નમસ્કાર કરનારને ફળાતિશય (અતિશય ફળ)ની પ્રાપ્તિ થાય છે, એ બતાવવા માટે. તથા–

૩–ગૌરવ બતાવવા માટે પણ–

બહુવચનનો પ્રયોગ કરવામાં આવ્યો છે.

આ જ ત્રણ કારણો પછીનાં પદોમાં આવતા બહુવચનના પ્રયોગ માટે સમજી લેવાં અને તેવાં જ બીજાં પણ સંભવિત કારણો પોતાની બુદ્ધિથી કલ્પી લેવાં. જેમ કે–'અદ્વૈતવાદનો વ્યવચ્છેદ' વગેરે.

**પ્રશ્ન૦** પ્રથમ પદનું ધ્યાન કેવી રીતે કરવું?

**ઉત્તર૦** પ્રથમ પદે વિરાજમાન શ્રી અરિહંત પરમાત્માઓનું ધ્યાન ચંદ્રમંડળ સમાન શ્વેતવર્ણથી કરવું જોઈએ.

**પ્રશ્ન૦** 'नमो सिद्धाणं ।' એ પદમાં શ્રી સિદ્ધોને નમસ્કાર કરવામાં આવ્યો છે. તે સિદ્ધોનું સ્વરૂપ શું છે?

ઉત્તર૨૦ શ્રી સિદ્ધપદની નિર્યુક્તિ, વ્યુત્પત્તિ તથા રૂઢિ ઉપરથી નીચેના અર્થો નીકળે છે.

૧–'सितं बद्धमष्टप्रकारकं, कर्म, ध्मातं दग्धं यैस्ते सिद्धाः।' અર્થાત્ "જેઓએ ચિરકાળથી બાંધેલાં આઠેય પ્રકારના કર્મરૂપી ઈન્ધનોના સમૂહને જાજવલ્યમાન શુક્લ-ધ્યાનરૂપી અગ્નિથી બાળી નાંખ્યો છે, તેઓને સિદ્ધ કહેવાય છે."

૨–'षिधु गतौ।' એ ધાતુથી 'સિદ્ધ' શબ્દ બન્યો છે, તેથી એ અર્થ થાય છે કે–"અપુનરાવૃત્તિદ્વારા (ફરી પાછું ન આવવું પડે તે રીતે) જેઓ મોક્ષપુરીમાં ગયા છે, તેઓ સિદ્ધ કહેવાય છે."

૩–જેઓ સર્વથા કૃતકૃત્ય બની ગયા છે, અર્થાત્ જેઓનું કોઈ પણ કાર્ય અપરિપૂર્ણ રહ્યું નથી, તેઓ સિદ્ધ કહેવાય છે.

૪–જેઓ જગજ્જનને શિક્ષા (ઉપદેશ) કરવાવાળા અનુશાસ્તા છે, તેઓ સિદ્ધ કહેવાય છે.

૫–જેમનાથી ભવ્ય જીવોને ગુણસમૂહની પ્રાપ્તિ થાય છે, તે સિદ્ધ કહેવાય છે.

૬–જેઓ પરમ મંગલ તત્ત્વનો અનુભવ કરનારા હોવાથી, તેઓનું ધ્યાન કરનારને મંગલરૂપ બને છે, તેઓ સિદ્ધ કહેવાય છે.

૭–જેઓ નિત્ય, અપર્યવસિત અને અનન્ત સ્થિતિને પ્રાપ્ત થયેલા છે, તેઓ સિદ્ધ કહેવાય છે. ઉપર્યુક્ત સર્વ

અર્થોનો સંગ્રહ કરનારો એક શ્લોક શાસ્ત્રોમાં નીચે મુજબ જણાવેલો છેઃ—

"ध्मातं सितं येन पुराणकर्म्म,
यो वा गतो निर्वृतिसौधमूर्ध्नि।
ख्यातोऽनुशास्ता परिनिष्ठितार्थो,
यः सोऽस्तु सिद्धः कृतमंगलो मे ॥१॥"

"જેઓએ પૂર્વબદ્ધ પ્રાચીન કર્મોને દગ્ધ કરી નાંખ્યાં છે, જેઓ મુક્તિરૂપી મહેલના શિરોભાગને પ્રાપ્ત થયા છે, જેઓ જગજ્જીવોને (મુક્તિમાર્ગનું) અનુશાસન કરનાર તરીકે પ્રસિદ્ધિ પામ્યા છે અને જેઓનાં સર્વ પ્રયોજનો સિદ્ધ થયાં છે, તેવા મંગલરૂપ બનેલા શ્રી સિદ્ધ પરમાત્મા મને મંગલરૂપ થાઓ."

**પ્રશ્ન૦** શ્રી સિદ્ધ પરમાત્માને નમસ્કાર કરવાનું પ્રયોજન શું છે?

**ઉત્તર૦** શ્રી અરિહન્ત પરમાત્માઓ જેમ ભવરૂપ અટવીમાં 'માર્ગદર્શક' હોવાથી ઉપકારક છે, તેમ શ્રી સિદ્ધ પરમાત્માઓ અવિનાશી એવા અનન્તચતુષ્ટય(અનન્ત-જ્ઞાન, અનન્તદર્શન, અનન્તચારિત્ર અને અનન્તવીર્ય)ને ધારણ કરનારા હોવાથી, ભવ્ય આત્માઓને અતિશય પ્રમોદ ઉત્પન્ન કરનારા છે. એ કારણે તેઓ ભવ્ય આત્માઓના અત્યન્ત ઉપકારક છે અને એથી તેઓ પણ નમસ્કાર કરવાને યોગ્ય છે.

**પ્રશ્ન૦** શ્રી સિદ્ધ ભગવંતોનું ધ્યાન કેવી રીતે કરવું જોઈએ ?

**ઉત્તર૦** શ્રી સિદ્ધ પરમાત્માઓનું ધ્યાન ઉદય પામતા સૂર્યના વર્ણસમાન રક્ત વર્ણે કરવું જોઈએ.

**પ્રશ્ન૦** ' नमो आयरियाण । ' એ ત્રીજા પદમાં શ્રી આચાર્યોને નમસ્કાર કરાયો છે. તેઓનું સ્વરૂપ કેવું છે?

**ઉત્તર૦** ' आ । ' એટલે મર્યાદાએ ' चर्यते ' એટલે સેવાય: અર્થાત્ શ્રી જિનશાસનના ઉપદેશક હોવાથી, તે ઉપદેશની આકાંક્ષા કરનારા આત્માઓવડે જેઓની વિનયપૂર્વક સેવા કરાય, તેઓ આચાર્ય છે. એ સંબંધમાં કહ્યું છે કે–

" सुत्तत्थविऊ लक्खण,–जुत्तो गच्छस्स मेढिभूओ अ ।
गणतत्तिविप्पमुक्को, अत्थं वाएइ आयरिओ ॥१॥ "

" સૂત્ર–અર્થ ઉભયના જાણ, લક્ષણયુક્ત, ગચ્છના નાયક હોવાથી ગચ્છને માટે મેઢિ ( સ્થંભ )સમાન અને ગચ્છની તપ્તિ( ચિન્તા )થી સર્વથા વિમુક્ત, એવા આચાર્ય ' અર્થ 'નો ઉપદેશ આપે છે. " અથવા ' आ । ' એટલે મર્યાદાએ ' चार ' એટલે ' વિહાર ' (આચાર), તેને પાળવામાં સાધુ તે આચાર્ય: અથવા પાંચ પ્રકારના જ્ઞાનાચારાદિ આચારને પાળવામાં સાધુ એટલે ચતુર તે આચાર્ય: તથા બીજાને તે આચાર પાળવાનો ઉપદેશ દેનાર હોવાથી અને સાધુપ્રમુખને

તે આચાર દેખાડનાર હોવાથી 'આચાર્ય' છે. એ સંબંધી શ્રી આવશ્યક સૂત્રાન્તર્ગત **નમસ્કારનિર્યુક્તિ**માં કહ્યું છે કે-

"पंचविहं आयारं, आयरमाणा तहा पभासंता ।
आयारं दंसंता, आयरिया तेण वुच्चंति ॥१॥"

"પાંચ પ્રકારના આચારને સ્વયં આચરનારા, પ્રયત્ન-પૂર્વક બીજાની આગળ તે આચારને પ્રકાશનારા (ઉપદેશનારા) તથા સાધુપ્રમુખને પાંચ પ્રકારના આચારને દેખાડનારા હોવાથી 'આચાર્ય' કહેવાય છે." અથવા 'आ।' એટલે ઈષત્ (અપરિપૂર્ણ) જે 'चार।' કહેતાં 'ચરણ' (ચારિત્ર) તેને પાળનાર, અર્થાત્ યોગ્ય-અયોગ્યના વિભાગનું નિરૂપણ કરવામાં અનિપુણ, એવા વિનેય (શિષ્ય) પ્રત્યે સાધુ, યથાર્થ-શાસ્ત્રાર્થ-ઉપદેશકપણાએ કરીને ઉપકારક, તે આચાર્ય છે.

ઉક્ત લક્ષણવાળા આચાર્ય, નિત્ય અપ્રમત્તપણે ધર્મનો ઉપદેશ આપે છે, વિકથાઓના ત્યાગી હોય છે, દેશ-કાળને ઉચિત ભિન્ન ભિન્ન પ્રકારના ઉપાયોદ્વારા શિષ્યોને પ્રવચનનો અભ્યાસ કરાવે છે અને શ્રી તીર્થંકરદેવરૂપી સૂર્ય તથા સામાન્ય કેવળીરૂપી ચંદ્ર શ્રી જૈનશાસનરૂપી ગગનમંડળ-માંથી અસ્ત પામી ગયા બાદ, ત્રણ લોકમાં રહેલા પદાર્થોને પ્રકાશિત કરવા માટે જેઓ દીપકની ગરજ સારે છે, તે શ્રી આચાર્યભગવંતોને નમસ્કાર કરવાનું સૌભાગ્ય ધન્યપુરુષોને જ પ્રાપ્ત થાય છે. એ સૂરિપુંગવોને કરેલો નમસ્કાર, શીઘ્રા-તિશીઘ્ર ભવભયનો ક્ષય કરનારો થાય છે.

**પ્રશ્ન૦** શ્રી આચાર્યભગવંતોનું ધ્યાન કેવી રીતે કરવું?

**ઉત્તર૦** શ્રી આચાર્યભગવંતોનું ધ્યાન સુવર્ણના વર્ણ-સમાન પીતવર્ણથી કરવું જોઈએ.

**પ્રશ્ન૦** 'नमो उवज्झायाणं।' એ પદથી શ્રી ઉપાધ્યાય-ભગવન્તોને નમસ્કાર થાય છે, તો શ્રી ઉપાધ્યાયભગવન્તોનું સ્વરૂપ શું છે?

**ઉત્તર૦** 'उप।' એટલે સમીપ. જેઓની સમીપમાં રહીને અગર આવીને શિષ્યજન અધ્યયન કરે છે, તેઓને ઉપાધ્યાય કહેવાય છે. અથવા જેઓ સમીપમાં રહેલા અગર આવેલા સાધુ આદિ જનોને સિદ્ધાન્તનું અધ્યયન કરાવે છે, તે 'ઉપાધ્યાય' કહેવાય છે. અથવા જેઓના સમીપપણાથી સૂત્રના અધ્યયનદ્વારા શ્રી જિનપ્રવચનનું અધિક જ્ઞાન તથા સ્મરણ થાય છે, તે ઉપાધ્યાય કહેવાય છે. એ સંબંધમાં શ્રી જિનાગમમાં કહ્યું છે કે–

"वारसंगो जिणक्खाओ, सज्झाओ कहिओ बुहेहिं।
तं उवइसन्ति जम्हा, उवज्झाया तेण वुच्चंति ॥१॥"

શ્રી જિનેશ્વરદેવકથિત "શ્રી દ્વાદશાંગી(ના અધ્યયન)ને પંડિતપુરુષો સ્વાધ્યાય કહે છે. તેનો ઉપદેશ કરનારા હોવાથી 'ઉપાધ્યાય' કહેવાય છે." અથવા "उप=उपयोगेन आ=समन्तात् ध्यायन्तीति उपाध्यायाः।" "જેઓ ઉપયોગપૂર્વક ધ્યાન કરે છે, તેઓનું નામ ઉપાધ્યાય છે."

શ્રી આવશ્યકનિર્યુક્તિમાં શ્રુતકેવલી ભગવાન શ્રી ભદ્રબાહુસ્વામિજી મહારાજાએ પણ ફરમાવ્યું છે કે-

"उत्ति उवओगकरणे, ज्झत्ति अ झाणस्स होइ निद्देसे।
एएण होइ उज्झा, एसो अन्नोऽवि पज्जाओ ॥१॥"

"ઉવજ્ઝાય(ઉપાધ્યાય)નો 'ઉજ્ઝા' એવો પણ પર્યાય શબ્દ છે. તેમાં 'उ' એટલે 'ઉપયોગકરણ' અને 'झ' એટલે 'ધ્યાન.' અર્થાત્ જેઓ ઉપયોગપૂર્વક ધ્યાન કરે છે, તેઓ 'ઉજ્ઝા' (ઉપાધ્યાય) કહેવાય છે."

અથવા-"उप समीपे अधिवसनात् श्रुतस्यायो लाभो भवति येभ्यस्ते उपाध्यायाः।" જેઓની સમીપે નિવાસ કરવાથી શ્રુતનો આય અર્થાત્ લાભ થાય છે, તેઓને ઉપાધ્યાય કહેવાય છે."

અથવા-'उपाधेरायो येभ्यस्ते उपाध्यायाः।' "જેમના દ્વારા ઉપાધિ(શુભ વિશેષણાદિયુક્ત પદવી)ની પ્રાપ્તિ થાય, તેમને ઉપાધ્યાય કહેવાય છે."

અથવા-"उपहन्यते आधेर्मानस्या व्यथाया आयः प्राप्तिर्यैस्ते उपाध्यायाः।" યદ્વા "उपहन्यते अधियः कुबुध्धेरायः प्राप्तिर्यैस्ते उपाध्यायाः।" યદ્વા "उपहन्यते अध्यायो दुर्ध्यानं यैस्ते उपाध्यायाः।"

"જેઓ દ્વારા માનસિક પીડા, કુબુદ્ધિ અને દુર્ધ્યાન નાશ પામે છે, તેઓ ઉપાધ્યાય છે."

**પ્રશ્ન૦** ઉક્ત લક્ષણોવાળા શ્રી ઉપાધ્યાયભગવંતોને નમસ્કાર કરવાનું શું પ્રયોજન છે?

**ઉત્તર૦** ઉક્ત લક્ષણોવાળા શ્રી ઉપાધ્યાયભગવન્તો શ્રી જિનોક્ત દ્વાદશાંગીનું અધ્યયન કરનારા હોવાથી તથા સૂત્ર અને અર્થ ઉભયનો વિસ્તાર કરવામાં રસિક હોવાથી તથા ગુરુપરમ્પરાએ પ્રાપ્ત થયેલ શ્રી જિનવચનનુ અધ્યાપન કરાવવામાં તત્પર હોવાથી, ભવ્ય આત્માઓ ઉપર મહાન્ ઉપકારને કરનારા છે. શિષ્યોને વિનયગુણ શીખવાડનારા છે, એ કારણે પણ તેઓ ભવ્ય જીવોને નમસ્કરણીય છે.

**પ્રશ્ન૦** શ્રી ઉપાધ્યાયભગવાનોનુ ધ્યાન કયી રીતે કરવું?

**ઉત્તર૦** શ્રી ઉપાધ્યાયભગવાનોનું ધ્યાન મરકતમણિ સમાન નીલવર્ણથી કરવુ જોઈએ.

**પ્રશ્ન૦** 'नमो लोए सव्वसाहूणं।' એ પદનો અર્થ- 'લોકમાં રહેલા સર્વ સાધુઓને નમસ્કાર થાઓ' એવો છે, તો એ સાધુઓનુ શું સ્વરૂપ છે? અર્થાત્ સાધુ કોને કહે છે?

**ઉત્તર૦** જે જ્ઞાનાદિ શક્તિઓદ્વારા મોક્ષમાર્ગને સાધે, તે સાધુ છે, અથવા જે ત્રસ-સ્થાવર સર્વ પ્રાણિઓ ઉપર સમાનબુદ્ધિને ધારણ કરનારા છે, તે સાધુ છે. એ સંબંધી શ્રી **આવશ્યકનિર્યુક્તિ** મહાશાસ્ત્રમાં પ્રતિપાદન કરેલું છે કે-

"निव्वाणसाहए जोगे, जम्हा साहन्ति साहुणो।
समा य सव्वभूएसु, तम्हा ते भावसाहुणो ॥१॥"

"નિર્વાણસાધક યોગો (સંયમક્રિયાઓ) વડે જેઓ મોક્ષનું સાધન કરે છે અને સર્વ પ્રાણિઓ ઉપર સમવૃત્તિને ધારણ કરે છે, તે કારણે તેઓ 'ભાવસાધુ' કહેવાય છે."

—અથવા—

"विसयसुहनियत्ताणं, विसुद्धचारित्तनियमजुत्ताणं ।
तच्चगुणसाहगाणं, सदा य किच्चुज्जयाण नमो ॥१॥"

"સાધુઓ પાંચ ઈન્દ્રિયોના વિષયસુખથી નિવર્તેલા હોય છે, વિશુદ્ધ મૂલ-ઉત્તરગુણોને ધારણ કરનારા હોય છે, તથ્ય (સત્ય) ગુણોને સાધનારા હોય છે તથા મુક્તિ-માર્ગમાં સહાય કરવાના કૃત્યમાં નિરંતર ઉદ્યમી હોય છે: તેવા સાધુપુરુષોને વારવાર નમસ્કાર થાઓ!"

—અથવા—

"असहाए सहायत्तं, करंति मे संजमं करिन्तस्स ।
एएण कारणेणं, नमामिऽहं सव्वसाहूणं ॥१॥"

"(ધર્મકૃત્યમાં) અસહાય એવા મને સંયમપાલનમાં સહાય કરનારા હોવાથી હું સર્વ સાધુઓને નમસ્કાર કરું છું."

**પ્રશ્ન૦** ઉક્ત ગુણવિશિષ્ટ સાધુઓને નમસ્કાર કરવાનું શું પ્રયોજન છે?

**ઉત્તર૦** સાધુપુરુષો મોક્ષમાર્ગમાં સહાયક હોવાથી ભવ્ય આત્માઓને પરમ ઉપકારક છે, એ કારણે સર્વ સાધુ-ઓને નિરંતર નમસ્કાર કરવો ઉચિત છે.

વળી જેમ ભ્રમર વૃક્ષનાં સુગન્ધિત પુષ્પો ઉપર બેસીને તેની થોડીક પરાગ ગ્રહણ કરે છે અને પછી બીજા પુષ્પ ઉપર ચાલ્યો જાય છે તથા ત્યાંથી થોડીક પરાગ લઈ અન્ય પુષ્પ ઉપર જાય છે: એ રીતે અનેક પુષ્પો ઉપર ભ્રમણ કરીને તથા પ્રત્યેકની થોડી પરાગ ગ્રહણ કરીને પોતાના આત્માને સન્તોષિત કરે છે, કિન્તુ કોઈ પણ પુષ્પને બાધા (કિલામણા) ઉત્પન્ન કરતો નથી: તેની જેમ સાધુઓ પણ ગૃહસ્થોનાં અનેક ઘરોમાં પરિભ્રમણ કરી બેંતાલીશ દોષ-રહિત શુદ્ધ આહારની ગવેષણા કરે છે અને સંયમસાધક પોતાના શરીરનું પોષણ કરે છે: પાંચેય ઈન્દ્રિયોના ત્રેવીશ વિષયો અને તેના બસોબાવન (૨૫૨) વિકારોને વશ થતા નથી: અર્થાત્ શુભાશુભ વિષયોમાં રાગ–દ્વેષયુક્ત પ્રવૃત્તિનો ત્યાગ કરે છે: ષટ્કાય જીવોનું પોતાના પ્રાણથી પણ અધિક સંરક્ષણ કરે છે તથા બીજાઓ પાસે કરાવે છે: સત્તર ભેદોથી વિશિષ્ટ સંયમનું સમ્યગ્ આરાધન કરે છે: સર્વ જીવો ઉપર નિર-ન્તર દયાના પરિણામ રાખે છે: અઢાર હજાર શીલાંગરૂપ રથ ઉપર આરૂઢ થઈને તેને અસ્ખલિતપણે ચલાવે છે: નવ પ્રકારની બ્રહ્મગુપ્તિ( બ્રહ્મચર્યની વાડો )નું પાલન કરે છે: બાર પ્રકારના તપમાં પુરુષાર્થને ફેરવે છે: આત્મકલ્યાણ તરફ સદા લક્ષ્ય રાખે છે: તેમજ જનરંજન અને લોક-પૂજનની કામનાથી સર્વથા વિરક્ત રહે છે· તેવા સાધુ–સત્પુરુષોને નમસ્કાર કરવો, એ સર્વથા સમુચિત છે.

**પ્રશ્ન૦ સાધુઓનું ધ્યાન કયી રીતે કરવું ?**

ઉત્તર૦ સાધુઓનું ધ્યાન આષાઢી મેઘના સમાન શ્યામવર્ણથી કરવું જોઈએ.

પ્રશ્ન૦ ‘नमो लोए सव्वसाहूणं ।’ એ પદમાં ‘लोए।’ શબ્દનો પ્રયોગ શા માટે કર્યો છે?

ઉત્તર૦ ‘लोए।’ એ પદ મધ્ય મંગળને માટે છે. ‘लोकृ दर्शने ।’ એ ધાતુથી ‘લોક’ શબ્દ બનેલો છે તથા સઘળા ‘દર્શનાર્થક’ ધાતુઓ ‘જ્ઞાનાર્થક’ હોય છે અને જ્ઞાન એ મંગળસ્વરૂપ છે: એટલા માટે મધ્ય મંગળ કરવાને અર્થે ‘लोए।’ પદ મૂકવામાં આવ્યુ છે. ‘लोए।’ પદનો બીજો ભાવ એ છે કે-અઢીદ્વીપપ્રમાણ લોકમાં સાધુઓ નિવાસ કરે છે, તે સર્વ સાધુઓને નમસ્કાર થાઓ.

પ્રશ્ન૦ ‘नमो लोए सव्वसाहूणं ।’ એમાં ‘सव्व।’ પદની શું જરૂર છે? ‘साहूणं।’ એ બહુવચનનો પ્રયોગ જ સર્વ સાધુઓનો સંગ્રહ કરનાર છે: અને એ જ કારણે પહેલાં ચાર પદોમાં ‘सव्व।’ શબ્દનો પ્રયોગ કરવામાં આવ્યો નથી.

ઉત્તર૦ ‘सव्व।’ શબ્દનો પ્રયોગ કરવાનાં અનેક કારણો પૈકી કેટલાંક નીચે જણાવવામાં આવે છેઃ-

૧-પ્રમત્ત, અપ્રમત્ત, સ્થવિરકલ્પિક, જિનકલ્પિક, પ્રતિમાકલ્પિક, યથાલન્દકલ્પિક, પરિહારવિશુદ્ધિકલ્પિક, સ્થિતકલ્પિક, સ્થિતાસ્થિતકલ્પિક તથા કલ્પાતીત આદિ સર્વ ભેદવાળા સાધુઓનું સ્પષ્ટતયા ગ્રહણ થઈ શકે, તે માટે ‘सव्वसाहूणं।’ પદ વાપરવામાં આવ્યું છે. તદુપરાન્ત

'सव्व।' શબ્દથી પ્રત્યેકબુદ્ધ, સ્વયંસંબુદ્ધ તથા બુદ્ધબોધિત આદિ ભેદવાળા ભરત, ઐરવત, મહાવિદેહ આદિ ક્ષેત્રોના તથા સુષમદુઃષમાદિ કાળવાળા સર્વ સાધુઓનું ગ્રહણ થઈ શકે છે. જો 'સર્વ' શબ્દ મૂકવામાં ન આવ્યો હોત, તો એ રીતે અપ્રમત્તાદિ અને ભરત-ઐરવતાદિ સર્વ ક્ષેત્રગત મુનિસમુદાયનો સ્પષ્ટતયા બોધ થઈ શકત નહિ. અહીં એટલું યાદ રાખવું જોઈએ કે-"શ્રી આચાર્યપદ અને શ્રી ઉપાધ્યાયપદમાં તે તે પદે રહેલા સ્થવિરકલ્પિક સાધુઓનો જ સમાવેશ થાય છે."

૨-'सव्वसाहूणं।' એ પ્રાકૃતપદનો અનુવાદ સંસ્કૃતમાં અનેક રીતે થઈ શકે છે. 'सव्व।' શબ્દ નહિ મૂકવાથી એમાંના એક પણ અર્થનું ગ્રહણ થઈ શકત નહિ.

'सव्वसाहूणं।' એનો અનુવાદ સંસ્કૃતમાં सार्वसाधूनाम्।' એવો પણ થઈ શકે છે. सर्वेभ्यो हिताः सार्वा.।' અર્થાત્-સર્વ જીવોને હિતકારી એવા સાધુઓને નમસ્કાર થાઓ.

-અથવા-

"सर्वैर्नयैर्विशिष्टत्वात् सर्वोऽर्हद्धर्मः, तत्र भवाः (तत्स्वीकर्तारः) सार्वाः।"

અર્થાત્-'સાર્વ' એટલે સર્વ નયોથી વિશિષ્ટ જે 'અર્હદ્ધર્મ' છે, તેનો સ્વીકાર કરનારા સાર્વસાધુઓ, તેઓને નમસ્કાર થાઓ.

-અથવા-

"साधनरूपत्वात्सर्वेषु (शुभेषु योगेषु) ये वर्तन्ते ते

सार्वाःअर्हन्तः, तान् दुर्नयनिरासेन साधयन्ति, आराधयन्ति, प्रतिष्ठापयन्ति वेति सार्वसाधवस्तेभ्यो नमः ।"

અર્થાત્–સર્વ શુભ યોગોને જેઓ સિદ્ધ કરે છે. તે 'સાર્વ' એટલે 'અરિહન્ત' કહેવાય છે. એવા શ્રી અરિહંતોનું જે સાધન કરે અર્થાત્ આજ્ઞાપાલનદ્વારા તથા દુર્નયોના નિરાકરણદ્વારા શ્રી અરિહંતોની આરાધના તથા પ્રતિષ્ઠાપના કરે, તે સાર્વસાધુઓને નમસ્કાર થાઓ.

'सव्वसाहूणं ।' એ પ્રાકૃતપદનો 'श्रव्यसाधूनाम् ।' તથા 'सव्यसाधूनाम् ।' એવો પણ સંસ્કૃતમાં અનુવાદ થાય છે. તેમાં 'श्रव्य ।' શબ્દનો અર્થ 'શ્રવણ કરવાયોગ્ય' એવો થાય છે. અર્થાત્ શ્રવણ કરવાયોગ્ય જે વાક્ય, તેને વિષે સાધુ (સાવધાન), તે 'શ્રવ્યસાધુ' છે.

'सव्य ।' શબ્દનો અર્થ દક્ષિણ અથવા અનુકૂળ થાય છે. અર્થાત્ મોક્ષને અનુકૂળ કાર્યને વિષે જેઓ 'સાધુ' એટલે 'નિપુણ' છે, તેઓને નમસ્કાર થાઓ.

૩–'नमो लोए सव्वसाहूण ।' એ પદમાં 'લોક' શબ્દથી અઢીદ્વીપવર્તી મનુષ્યલોકનું ગ્રહણ થાય છે, કે જે ઊર્ધ્વભાગમાં નવસો યોજનપ્રમાણ છે તથા અધોભાગમાં એક હજાર યોજનપ્રમાણ છે. એટલે કેટલાક લબ્ધિવિશિષ્ટ સાધુઓ યાવત્ મેરુપર્વતની ચૂલિકા પર્યંત તપસ્યા કરે છે, તે સહિત મનુષ્યલોકમાં જે જે સાધુઓ છે, તે તે સર્વને નમસ્કાર થાઓ, એ સર્વ શબ્દનું તાત્પર્ય છે.

**પ્રશ્ન૦** આ શ્રી પંચ-પરમેષ્ઠિ-નમસ્કાર સંક્ષેપથી કર્ત્તવ્ય છે કે વિસ્તારથી ? જો સંક્ષેપથી કર્ત્તવ્ય છે, તો કેવળ 'સિદ્ધ' અને 'સાધુ' એ બે પદને જ નમસ્કાર કરવો જોઈએ : કારણ કે-અરહિંત, આચાર્ય અને ઉપાધ્યાયનો 'સાધુ' પદથી સંગ્રહ થઈ જાય છે. અર્થાત્ શ્રી અરિહંતાદિ ત્રણમાં સાધુત્વનો ત્યાગ થતો નથી. તથા જો વિસ્તારપૂર્વક નમસ્કાર કર્ત્તવ્ય હોય, તો શ્રી '**ઋષભાદિ**' ચોવીશ તીર્થંકરો, શ્રી 'પુંડરિકાદિ' (૧૪૫૨) ગણધરો આદિ પ્રત્યેકનું વ્યક્તિશઃ ઉચ્ચારણપૂર્વક ગ્રહણ કરવું જોઈએ : અર્થાત્ પૃથક્ પૃથક્ નામ લઈને સર્વને નમસ્કાર કરવો જોઈએ.

**ઉત્તર૦** શ્રી અરિહન્તને નમસ્કાર કરવાથી જે ફળની પ્રાપ્તિ થાય છે, તે ફળની પ્રાપ્તિ સાધુઓને નમસ્કાર કરવાથી થઈ શકતી નથી. જેમ કે-રાજાદિકને નમસ્કાર કરવાથી જે ફળની પ્રાપ્તિ થાય છે, તે મનુષ્ય માત્રને નમસ્કાર કરવાથી થઈ શકતી નથી. એ કારણે ફળની વિશેષતાને લઈને સાધુઓને નમસ્કાર કરવા છતાં શ્રી અરિહન્તને પ્રથમ નમસ્કાર કરવો યોગ્ય છે.

**પ્રશ્ન૦** પ્રથમ નમસ્કાર જે સૌમાં મુખ્ય હોય તેને કરવો જોઈએ. શ્રી અરિહંતાદિ પાંચેય પરમેષ્ઠિઓમાં સર્વથા કૃતકૃત્ય હોવાથી શ્રી સિદ્ધો મુખ્ય છે, તેથી 'યથાપ્રધાન' ન્યાયને અનુસરીને પ્રથમ શ્રી સિદ્ધભગવંતોને નમસ્કાર કરવો જોઈએ અને પછી અનુક્રમે શ્રી અરિહન્તાદિકને નમસ્કાર કરવો જોઈએ.

ઉત્તર૦ શ્રી સિદ્ધોને જાણવાનું કાર્ય પણ શ્રી અરિહંતોના ઉપદેશ સિવાય અશક્ય છે: તથા શ્રી અરિહંતો તીર્થના પ્રવર્તનદ્વારા ઘણા જીવો ઉપર ઉપકાર કરે છે: એટલું જ નહિ પણ શ્રી સિદ્ધના આત્માઓ પણ શ્રી અરિહંતોના ઉપદેશથી જ ચારિત્રનો આદર કરી, કર્મરહિત બની સિદ્ધિગતિને પ્રાપ્ત કરે છે. એ કારણે શ્રી સિદ્ધોની પૂર્વે શ્રી અરિહન્તોને નમસ્કાર કરવો એ વ્યાજબી છે.

પ્રશ્ન૦ જો એ રીતે ઉપકારિપણાનો વિચાર કરીને નમસ્કાર કરવાનો હોય, તો આચાર્ય આદિને પ્રથમ નમસ્કાર કરવો ઉચિત છે: કારણ કે–કોઈ સમયે આચાર્ય આદિથી પણ શ્રી અરિહન્ત આદિનું જ્ઞાન થાય છે. તેથી આચાર્ય આદિ પણ મહોપકારી બનતા હોવાથી, તેઓને પ્રથમ નમસ્કાર કરવો જોઈએ.

ઉત્તર૦ આચાર્યાદિને ઉપદેશ આપવાનું સામર્થ્ય શ્રી અરિહન્તોના ઉપદેશથી જ પ્રાપ્ત થાય છે, કિન્તુ સ્વતંત્ર રીતે થતું નથી. અર્થાત્ સર્વ વસ્તુઓના પ્રથમ પરમાર્થ-જ્ઞાપક (પરમાર્થનું જ્ઞાન કરાવવાવાળા) શ્રી અરિહન્તો જ છે, એ કારણે સૌથી પ્રથમ નમસ્કાર તેઓને જ કરવો જોઈએ. લોકમાં પણ પરિષદને નમસ્કાર કર્યા બાદ રાજાને પ્રણામ કરવાનો રિવાજ નથી, કિન્તુ રાજાને પ્રણામ કર્યા બાદ જ પરિષદને પ્રણામ કરવાનો રિવાજ છે. તે જ રીતે અહીં પણ પર્ષદારૂપ શ્રી આચાર્ય આદિને નમસ્કાર કરીને રાજારૂપ શ્રી અરિહન્તને પછી નમસ્કાર કરવો તે યોગ્ય નથી, કિન્તુ

રાજારૂપ શ્રી અરિહંતને નમસ્કાર કર્યા બાદ જ પર્ષદારૂપ શ્રી આચાર્ય આદિને નમસ્કાર કરવો એ યુક્તિયુક્ત છે. એ સબંધમાં કહ્યું છે કે-

"पुव्वाणुपुव्वि न कमो, नेव य पच्छाणुपुव्वि एस भवे।
सिद्धाइआ पढमा, बीआए साहुणो आई ॥ १ ॥"

"अरहन्तुवएसेणं, सिद्धा नज्जन्ति तेण अरिहाई।
नवि कोई परिसाए, पणमित्ता पणमइ रण्णो ॥ २ ॥"

શંકા-"શ્રી નમસ્કારમંત્રનો ક્રમ પૂર્વાનુપૂર્વી હોય તો 'સિદ્ધો'ને પ્રથમ નમસ્કાર કરવો જોઈએ અને પશ્ચાનુપૂર્વી હોય તો 'સાધુઓ'ને પ્રથમ નમસ્કાર કરવો જોઈએ." ૧.

**સમાધાન**-"શ્રી અરિહન્તોના ઉપદેશથી સિદ્ધાત્મા-ઓનું જ્ઞાન થાય છે તથા પરિષદને પ્રણામ કરીને કોઈ રાજાને પ્રણામ કરતુ નથી. એ કારણે રાજાના સ્થાને શ્રી અરિહંતોને જ આદિનમસ્કાર યોગ્ય છે." ૨.

પ્રશ્ન૦ 'एसो पंचनमुक्कारो, सव्वपावप्पणासणो।
मंगलाणं च सव्वेसिं, पढमं हवइ मंगलं ॥'

'એ પાંચેયને કરેલો નમસ્કાર સર્વ પાપનો પ્રણાશ (પ્રકર્ષે નાશ) કરનાર છે તથા સર્વ પ્રકારનાં મંગળોમાં પ્રથમ મંગળ છે.' એ ચાર પદોમાં નમસ્કારના ફળનું વર્ણન છે. આમ ફળના વર્ણનને મૂળ મંત્ર કહેવો, એ શું યોગ્ય છે?'

ઉત્તર૦ શ્રી નમસ્કારમંત્રનાં છેલ્લાં ચાર પદો, એ શ્રી નમસ્કારમંત્રની ચૂલિકા છે. ચૂલિકાને મૂળ મંત્રથી

ભિન્ન ગણવી એ યોગ્ય નથી. ફળનું વર્ણન, એ પણ શ્રી નમસ્કારનું જ વર્ણન છે. અન્યત્ર **નામસ્તવા**ધ્યયનાદિમાં પણ ફળવર્ણન સહિત સઘળાં પદો અધ્યયનરૂપ ગણાયાં છે. 'फलप्रधानाः समारम्भाः।' એ ન્યાયે જેના ફળનું જ્ઞાન નથી, તેમાં વિદ્વાનોની પ્રવૃત્તિ પણ થતી નથી. એ કારણે ચૂલિકા સિવાયનો શ્રી નમસ્કારમંત્ર, અપૂર્ણ અને વિદ્વાનોની પ્રવૃત્તિ માટે અયોગ્ય છે. શ્રી આગમગ્રંથોમાં પણ ચૂલિકા સહિત સમગ્ર શ્રી નવકારમંત્રનું મહામંત્ર તરીકે પ્રતિપાદન કરેલું છે.

**પ્રશ્ન૦** શ્રી નમસ્કારમંત્ર, કોઈ પણ વર્તમાન આગમ-સૂત્રમાં નવ પદ, આઠ સંપદા અને અડસઠ અક્ષરપ્રમાણ છે, એમ કહેલું નથી; પરન્તુ શ્રી **ભગવતી** આદિ સિદ્ધાન્તમાં શ્રી નમસ્કારનાં પાંત્રીશ અક્ષરપ્રમાણ પ્રથમ પાંચ જ પદો કહેલાં છે. તેથી કેટલાકો શ્રી નમસ્કારમંત્રને નવપદાત્મક નહિ કિન્તુ પંચપદાત્મક જ માને છે, તો તે વ્યાજબી છે?

**ઉત્તર૦** ભગવાન શ્રી **વજ્રસ્વામિજી** વગેરે દશપૂર્વ-ધરાદિ બહુશ્રુત, સંવિગ્ન અને સુવિહિત મહર્ષિઓએ છેદ-સૂત્રાદિની વ્યાખ્યા પ્રસંગે શ્રી નમસ્કારમંત્રને નવ પદ, અષ્ટ સંપદા અને અડસઠ અક્ષરાત્મક કહેલો છે: તેથી તેને પંચપદાત્મક નહિ પણ નવપદાત્મક માનવો તે જ વ્યાજબી છે. શ્રી **મહાનિશીથ** નામના શ્રુતસ્કંધની અંદર પદાનુ-સારી લબ્ધિને ધરનારા દશપૂર્વધર ભગવાન શ્રી **વજ્રસ્વા-મિજી**એ શ્રી પંચમંગલ મહાશ્રુતસ્કંધને અડસઠ અક્ષર અને નવપદાત્મક વર્ણવેલો છે. શ્રી **મહાનિશીથ** સૂત્ર, શ્રી

જિનમતમાં સમસ્ત પ્રવચનના પરમ સારભૂત તથા અતિશય-વાળા મહાન્ અર્થોથી ભરેલું છે. શ્રી **મહાનિશીથ** સૂત્રને ભગવાન શ્રી **હરિભદ્રસૂરિજી**એ સ્વયં સ્વમતિ અનુસાર શોધીને લખેલું છે, અને બીજા પણ શ્રી **સિદ્ધસેનદિવાકર, વૃદ્ધવાદી, યક્ષસેન, દેવદત્ત, રવિગુપ્ત, નેમિચંદ્ર, જિનદાસગણિ, સત્યશ્રી** આદિ યુગપ્રધાન અને શ્રુતધર સૂરિપુંગવોએ તેનું અતિશય બહુમાન કરેલું છે, તેથી શ્રી જિનમતમાં તે એક પરમ પ્રામાણિક સૂત્રગ્રન્થ છે.

**પ્રશ્ન૦** મંગળ શબ્દનો શું અર્થ છે?

**ઉત્તર૦** 'मंगति हितार्थं सर्पतीति मंगलम् ।' અથવા 'मंगति दुरदृष्टमनेन अस्माद्वेति मंगलम् ।' જે સર્વ પ્રાણિ-ઓના હિતને માટે દોડે છે, અથવા જેના દ્વારા (જેનાથી) દુરદૃષ્ટ (દુર્દૈવ–દુર્ભાગ્ય) દૂર ચાલ્યું જાય છે, તેને મંગલ કહેવાય છે. અર્થાત્ હિતાર્થની પ્રાપ્તિ અને અહિતાર્થની નિવૃત્તિ, એ મંગળનું કાર્ય છે.

**પ્રશ્ન૦** 'શ્રી પંચપરમેષ્ઠિને કરેલો નમસ્કાર સર્વ મંગળોમાં પ્રથમ મગળ છે'–એ અર્થને જણાવનારાં પદોનું શું તાત્પર્ય છે?

**ઉત્તર૦** મંગળ બે પ્રકારનાં છે. દ્રવ્ય (લૌકિક) મંગળ અને ભાવ (લોકોત્તર) મંગળ. દધિ, દૂર્વા, અક્ષત, શ્રીફળ, ચન્દન, કેસર, કુંકુમાદિ લૌકિક મંગળ છે. અર્થાત્ ફળ આપવામાં તે ઐકાન્તિક (અવશ્ય) કે આત્યન્તિક (સર્વશ્રેષ્ઠ)

નથી. એ જ રીતિએ નામમંગળ અને સ્થાપનામંગળ (મંગળ એવું નામ અથવા મંગળની સ્થાપના) પણ વાંછિત અર્થની સિદ્ધિ પ્રત્યે અનૈકાન્તિક (વ્યભિચારી) તથા અનાત્યન્તિક (અપૂર્ણ) છે. એથી વિપરીત લોકોત્તર (ભાવ) મંગળ સર્વ અભિપ્રેત અર્થની સિદ્ધિ માટે ઐકાન્તિક (અવ્યભિચારી) અને આત્યન્તિક (સંપૂર્ણ) છે. અર્થાત્ સર્વથા અને સર્વદા મંગળરૂપ છે. એ કારણે નામ, સ્થાપના યા દ્રવ્યમંગળની અપેક્ષાએ ભાવમંગળ એ પૂજનીય અને પ્રધાન છે. એ ભાવમંગળ તપ, જપ, યમ, નિયમાદિ અનેક પ્રકારે છે. એ સર્વમાં પણ 'શ્રી પંચ-પરમેષ્ઠિ-નમસ્કાર' એ ઉત્કૃષ્ટ (સૌથી મોટું) મંગળ છે, કારણ કે-એમાં જે પરમેષ્ઠિઓને નમસ્કાર કરવામાં આવ્યો છે, તે પરમેષ્ઠિઓ પરમ મંગળરૂપ, પરમ લોકોત્તમરૂપ અને પરમ શરણાગતવત્સલરૂપ છે. એ સંબંધી શાસ્ત્રોમાં કહ્યુ છે કે-

"चत्तारि मंगलं। अरिहंता मंगलं, सिद्धा मंगलं, साहू मंगलं, केवलिपन्नत्तो धम्मो मंगलं।"

"चत्तारि लोगुत्तमा। अरिहंता लोगुत्तमा, सिद्धा लोगुत्तमा, साहू लोगुत्तमा, केवलिपन्नत्तो धम्मो लोगुत्तमो।"

"चत्तारि सरणं पवज्जामि। अरिहंते सरणं पवज्जामि, सिद्धे सरणं पवज्जामि, साहूसरणं पवज्जामि, केवलिपन्नत्तं धम्मं सरणं पवज्जामि।"

"ચાર વસ્તુઓ મંગળરૂપ છે. શ્રી અરિહંતો મંગળરૂપ

છે, શ્રી સિદ્ધો મંગળરૂપ છે, શ્રી સાધુઓ મંગળરૂપ છે અને કેવલિપ્રજ્ઞપ્ત ( કેવલિકથિત ) ધર્મ મંગળરૂપ છે."

" ચાર વસ્તુઓ લોકોત્તમ છે. શ્રી અરિહંતો લોકોત્તમ છે, શ્રી સિદ્ધો લોકોત્તમ છે, શ્રી સાધુઓ લોકોત્તમ છે અને કેવલિકથિત ધર્મ લોકોત્તમ છે."

" ચાર વસ્તુઓ શરણરૂપ છે. શ્રી અરિહંતો શરણરૂપ છે, શ્રી સિદ્ધો શરણરૂપ છે, શ્રી સાધુઓ શરણરૂપ છે અને કેવલિપ્રરૂપિત ધર્મ શરણરૂપ છે."

**પ્રશ્ન૦** શ્રી નમસ્કાર મહામંત્રના અક્ષરો કેટલા છે?

**ઉત્તર૦** શ્રી નમસ્કાર મહામંત્રના કુલ અક્ષરો ૬૮ છે: તેમાં પ્રથમનાં પાંચ પદો એ મૂલમંત્રસ્વરૂપ છે: તેમાં વ્યંજનસહિત લઘુ (૩૨) અને ગુરુ (૩) મળી કુલ '૩૫' અક્ષરો છે. છેલ્લાં ચાર પદો ચૂલિકાનાં છે. તેમાં મૂલમંત્રના પ્રભાવનું વર્ણન કર્યું છે: તેમાં વ્યંજનસહિત લઘુ (૨૯) અને ગુરુ (૪) મળી કુલ '૩૩' અક્ષરો છે. એ બને સંખ્યાને જોડવાથી શ્રી નમસ્કારમંત્રના કુલ અડસઠ અક્ષરો થાય છે.

**પ્રશ્ન૦** કેટલાક લોક 'हवइ मंगल।'ના સ્થાને 'होइ मंगलं।' કહે છે, તે બરાબર છે?

**ઉત્તર૦** 'हवइ।' શબ્દના સ્થાને होइ।' કહેવાથી યદ્યપિ અર્થમાં કોઈ ભેદ થતો નથી, તો પણ 'होइ।' શબ્દ બોલવાથી ચૂલિકાના '૩૩' વર્ણના બદલે '૩૨' વર્ણ થાય છે: તેથી શ્રી નવકારના કુલ '૬૮' અક્ષરની સંખ્યા મળતી નથી. શ્રી '**મહાનિશીથ**' સૂત્રમાં કહ્યું છે કે–

"तहेव इक्कारसपयपरिच्छिन्नतिआलावगतित्तीसअक्खर-परिमाणं, एसो पंचनमुकारो, सव्वपावप्पणासणो, मंगलाणं च सव्वेसिं, पढमं हवइ मंगलं तिचूलम् ।"

"શ્રી પંચ–પરમેષ્ઠિ–નમસ્કારરૂપ મૂલમંત્ર અગિયાર પદો તથા તેત્રીશ અક્ષરપ્રમાણ ત્રણ આલાવાથી યુક્ત છે અર્થાત્ મૂલમંત્રના પ્રભાવને બતાવનાર પાછલાં ચાર પદોના અક્ષરોનું પરિમાણ 'તેત્રીશ' છે અને આલાપક 'ત્રણ' છે."

શ્રી '**નમસ્કારાવલિકા**' ગ્રન્થમાં પણ કહ્યું છે કે–"કોઈ કાર્યવિશેષ ઉપસ્થિત થવાથી જ્યારે ચૂલિકાનાં જ માત્ર ચાર પદોનું ધ્યાન કરવું હોય, ત્યારે બત્રીશ પાંખડીનું કમલ કલ્પીને એક એક અક્ષરને એક એક પાંખડી ઉપર સ્થાપન કરવો અને તેત્રીશમો અક્ષર મધ્ય કર્ણિકામાં સ્થાપન કરીને ધ્યાન કરવું જોઈએ."

'होइ मंगलं ।' એવો પાઠ જો માનવામાં આવે, તો એ ધ્યાન કદાપિ થઈ શકે નહિ, કારણ કે–અક્ષરો બત્રીશ થઈ જાય. એ કારણે 'हवइ मंगलं ।' એ પાઠ શાસ્ત્રસિદ્ધ છે.

**પ્રશ્ન૦** શ્રી નવકારમંત્રની ચૂલિકાના તેત્રીશ અક્ષરો માનવાથી છન્દોભંગનો દોષ આવતો નથી?

**ઉત્તર૦** બત્રીશ વર્ણના શ્લોકની જેમ તેત્રીશ વર્ણના શ્લોક પણ છન્દઃશાસ્ત્રમાં માનેલા છે. શ્રી આગમગ્રંથોની અંદર એ રીતે તેત્રીશ વર્ણના શ્લોકો અનેક આવે છે. દાખલા તરીકે શ્રી **દશવૈકાલિક** સૂત્રની નીચેની ગાથાઓ:–

"जहा दुमस्स पुप्फेसु, भमरो आवियइ रसं।
न य पुप्फं किलामेइ, सो अ पीणेइ अप्पयं ॥ १ ॥
अहं च भोगरायस्स, तं च सि अंधगवण्हिणो।
मा कुले गंधणा होमो, संजमं निहुओ चर ॥ २ ॥"

ઈત્યાદિ.

પ્રશ્ન૦ 'શ્રી પંચ-પરમેષ્ઠિ-નમસ્કારમંત્રનો ૧૦૮ વાર જાપ કરવો જોઈએ, કારણ કે-શ્રી પંચપરમેષ્ઠિઓના ગુણ ૧૦૮ છે.' એમ જે કહેવામાં આવે છે, તો તે શ્રી પંચ-પરમેષ્ઠિઓના એકસો ને આઠ ગુણો ક્યા અને કેવી રીતે છે?

ઉત્તર૦ શાસ્ત્રોમાં કહ્યું છે કે-

" बारसगुण अरिहन्ता, सिद्धा अट्ठेव सूरि छत्तीसं।
उवज्झाया पणवीसं, साहू सत्तवीस अट्ठसयं ॥ १ ॥"

"શ્રી અરિહંતોના બાર ગુણ છે, શ્રી સિદ્ધોના આઠ ગુણ છે, શ્રી આચાર્યોના છત્રીશ ગુણ છે, શ્રી ઉપાધ્યાયોના પચીશ ગુણ છે અને શ્રી સાધુઓના સત્તાવીશ ગુણ છે. પાંચેય પરમેષ્ઠિઓના કુલ ગુણ એકસો ને આઠ છે."

એ એકસોઆઠ ગુણોનું વર્ણન વિસ્તારથી શ્રી નવપદ આરાધનવિધિ આદિ પુસ્તકોમાં ઘણી જગ્યાએ છપાઈ ગયેલું છે, તેથી અહીં આપતા નથી.

પ્રશ્ન૦ 'નમસ્કાર'નો શબ્દાર્થ શું છે?

**ઉત્તર૦** "**नमस्कारो नतिकरणमुच्यते। तत्तु करशिरः-सयोगादिस्वापकर्षबोधकव्यापारविशेषः।**"

નમનક્રિયાનું નામ નમસ્કાર છે. એના દ્વારા નમસ્કાર્યની સન્મુખ પોતાની હીનતા (ન્યૂનતા—નમ્રતા) પ્રગટ કરાય છે. એ નમ્રતા પ્રગટ કરવાની ક્રિયાને નમસ્કાર કહેવાય છે. અર્થાત્ હાથ, પગ અને મસ્તકાદિના સંયોગદ્વારા પોતાની ન્યૂનદશાને પ્રગટ કરવાવાળો એક પ્રકારનો વ્યાપાર (ચેષ્ટા-વિશેષ) તે નમસ્કાર છે.

**પ્રશ્ન૦** શ્રી નવકારમંત્રમાં '**अरिहंताणं नमो।**' ઈત્યાદિ પાઠ નહિ રાખતાં, '**नमो अरिहंताणं।**' ઈત્યાદિ પાઠ કેમ રાખવામાં આવ્યો છે? પ્રથમ નમસ્કાર્યનું પ્રતિપાદન કરી, પછી '**नमः।**' શબ્દનો પ્રયોગ ઘણા સ્થળે જોવામાં આવે છે.

**ઉત્તર૦** '**न।**' કાર અક્ષર જ્ઞાનનો વાચક છે અને જ્ઞાન એ મંગલરૂપ છે, તેથી આદિમંગલના હેતુભૂત '**न।**' કારને આદિમાં રાખવામાં આવ્યો છે. જગત્કલ્યાણકારી પ્રતિપાદ્ય વિષયનું પ્રતિપાદન કરતી વખતે આદિ, મધ્ય અને અંતમાં મંગલ કરવું જોઈએ, એવું આપ્તકથન છે. એ રીતે ત્રિવિધ મંગલ કરવાથી એના પઠક, પાઠક અને ચિન્ત-કોનું સદૈવ મંગલ થાય છે તથા પ્રતિપાદ્ય વિષયની નિર્વિઘ્ન પરિસમાપ્તિ થઈને સદૈવ તેની પ્રવૃત્તિ ચાલુ રહે છે. '**न।**' કારદ્વારા જેમ આદિમંગલ કરવામાં આવ્યું છે, તેમ '**लोए।**' એ પદદ્વારા મધ્યમંગલ કરવામાં આવ્યું છે અને '**मंगलं।**' એ પદદ્વારા અંતિમ મંગલ કરવામાં આવ્યું છે.

**પ્રશ્ન૦** પ્રધાનતાની અપેક્ષાએ શ્રી નમસ્કારમંત્રનાં પાંચેય પદોમાં જ્યેષ્ઠાનુજ્યેષ્ઠ ક્રમ રાખવામાં આવ્યો છે, તે જરા વિગતથી સમજાવો.

**ઉત્તર૦** શ્રી અરિહન્તોના ઉપદેશથી જ શ્રી સિદ્ધોનું જ્ઞાન થાય છે તથા ભવ્યાત્માઓ ચારિત્રનો આદર કરી કર્મરહિત થઈ સિદ્ધિને પ્રાપ્ત કરે છે. તથા શ્રી આચાર્યાદિકને ઉપદેશ દેવાનું સામર્થ્ય પણ શ્રી અરિહન્તોના ઉપદેશથી જ પ્રાપ્ત થાય છે, તેથી શ્રી અરિહન્ત પ્રથમ છે.

દેશથી કૃતકૃત્યની અપેક્ષાએ સર્વથા કૃતકૃત્ય હોવાથી શ્રી સિદ્ધ બીજા છે. શ્રી આચાર્યોથી શિક્ષા પ્રાપ્ત કરીને શ્રી ઉપાધ્યાયો સ્વકર્ત્તવ્યનું પાલન કરે છે, તેથી આચાર્ય ત્રીજા છે તથા સાધુજન શ્રી આચાર્ય અને શ્રી ઉપાધ્યાય તરફથી દશવિધ યતિધર્મનું જ્ઞાન પ્રાપ્ત કરી સ્વકર્ત્તવ્યનું પાલન કરે છે, તેથી શ્રી ઉપાધ્યાય ચોથા છે અને શ્રી સાધુ પાંચમા છે. એ રીતે શ્રી અરિહંત આદિ પાંચેયમાં ઉત્તર-ઉત્તરની અપેક્ષાએ પૂર્વ-પૂર્વની પ્રધાનતાદ્વારાએ જ્યેષ્ઠાનુજ્યેષ્ઠ ક્રમનો સ્વીકાર કરી પ્રથમ શ્રી અરિહન્તોને, પછી શ્રી સિદ્ધોને, પછી શ્રી આચાર્યોને, પછી શ્રી ઉપાધ્યાયોને અને છેવટે શ્રી સાધુઓને નમસ્કાર કર્યો છે.

**પ્રશ્ન૦** 'एसो पंचनमुक्कारो।' એ પદના બદલે કેટલાકો 'एसो पंचनमोक्कारो।' એ પદ બોલે છે, તો તે બેમાં સત્ય શું સમજવું?

**ઉત્તર૦** સંસ્કૃતમાં 'नमस्कार।' શબ્દ છે. તેનાં પ્રાકૃતમાં બે રૂપો થાય છે: એક તો 'नमोक्कार।' અને

બીજું 'नमुक्कार।' એ બેમાંથી એક પણ રૂપ અસત્ય નથી, કિન્તુ બંને રૂપો વ્યાકરણના નિયમથી સિદ્ધ છે. તો પણ પાઠભેદ ન થાય એ કારણે 'एसो पंचनमुक्कारो।' એ એક જ પાઠ બોલવો વ્યાજબી લાગે છે. મંત્રાક્ષરોના ઉચ્ચારણમાં વારંવાર પાઠભેદ કરવો એ ઉચિત નથી.

**પ્રશ્ન૦** 'नमो अरिहंताणं।' એ પદમાં અષ્ટમહાપ્રાતિહાર્યાદિ બાર ગુણોથી યુક્ત શ્રી તીર્થંકરદેવોનું ગ્રહણ થાય છે, તો પછી શ્રી તીર્થંકરદેવો સિવાયના શ્રી કેવલજ્ઞાની મહર્ષિઓનું ગ્રહણ કયા પદથી સ્વીકારવું ?

**ઉત્તર૦** સામાન્ય કેવલજ્ઞાનીઓનું ગ્રહણ 'नमो लोए सव्वसाहूणं।' એ પદથી થઈ જાય છે. એ પદમાં 'लोए।' અને 'सव्व।' એ બે શબ્દો લોકમાં રહેલા સર્વ પ્રકારના મુનિવરોના સંગ્રહ અર્થે વપરાયેલ છે. તેમાં કેવલજ્ઞાની, પરમાવધિજ્ઞાની, વિપુલમતિ અને ઋજુમતિ બે મનઃપર્યાયજ્ઞાની, ચતુર્દશપૂર્વધર, દશપૂર્વધર, એકાદશાંગના ધારક, શ્રી જિનકલ્પને ધરનારા, ક્ષીરાસ્રવી, મધ્વાસ્રવી, સર્પિરાસ્રવી, સંભિન્નસ્રોત આદિ લબ્ધિઓના ધારક, કોષ્ઠબુદ્ધિ, બીજબુદ્ધિ, પદાનુસારિલબ્ધિ, ચારણલબ્ધિ, વૈક્રિયલબ્ધિ આદિને ધરનારા સઘળા મુનિવરોનો સંગ્રહ થઈ જાય છે. એટલે તે માટે જુદા પદની આવશ્યકતા નથી.

**પ્રશ્ન૦** અર્હદાદિ પાંચ નમસ્કાર્ય પરમેષ્ઠિઓમાં પ્રત્યેકની સાથે 'नमो' પદ રાખ્યું છે, તેના બદલે આદિમાં જો એક વાર 'नमो।' પદનું કથન કરવામાં આવે, તો શેષ પદોમાં સ્વયં

'નમઃ ।' એ પદ અધ્યાહાર થઈ શકે છે. તો પછી પ્રત્યેક વખતે 'નમ. ।' પદનું કથન કરવાનું પ્રયોજન શું છે?

ઉત્તર૦ શ્રી નમસ્કારમંત્રને ગણવાની રીત ત્રણ પ્રકારની છે. પૂર્વાનુપૂર્વી, અનાનુપૂર્વી અને પશ્ચાનુપૂર્વી. એ ત્રણ રીતે શ્રી નવકારનો જાપ થઈ શકે છે. તેમાં પૂર્વાનુપૂર્વીની રીતે ગણતાં પ્રથમ પદના 'નમસ્ ।' શબ્દનો પ્રયોગ શેષ ચારેય પદોમાં અધ્યાહારથી આવી શકે છે, પરન્તુ પશ્ચાનુપૂર્વી અને અનાનુપૂર્વીએ ગુણન કરતી વખતે આદિના 'નમઃ ।' પદનો અન્વય પાંચેય નમસ્કાર્યોની સાથે દરેક ભંગોમાં થઈ શકતો નથી. એ કારણે પાંચેય પદોમાં 'નમઃ ।' શબ્દનો પ્રયોગ કરવો જરૂરી છે.

પ્રશ્ન૦ ત્રણ પ્રકારની ગણવાની રીત (આનુપૂર્વી) કહી, તેનો અર્થ શું છે?

ઉત્તર૦ ક્રમથી પદોનું ગુણન કરવું તે પૂર્વાનુપૂર્વી છે: જેમ કે-૧-૨-૩-૪-૫-૬-૭-૮-૯. ઉત્ક્રમથી પદોનું ગુણન કરવું તે પશ્ચાનુપૂર્વી છે: જેમ કે-૯-૮-૭-૬-૫-૪-૩-૨-૧. તથા ક્રમ અને ઉત્ક્રમને છોડી બાકીના સર્વ ભંગોની ગુણનક્રિયાનું નામ અનાનુપૂર્વી છે: જેમ કે-૯-૭-૮-૫-૬-૩-૪-૧-૨ ઈત્યાદિ. નવ પદની પૂર્વાનુપૂર્વીનો એક ભંગ છે, પશ્ચાનુપૂર્વીનો એક ભંગ છે અને અનાનુપૂર્વીના ત્રણ લાખ, બાસઠ હજાર, આઠ સો ને અઠ્ઠોતેર (૩૬૨૮૭૮) ભંગો છે. કુલ ૩૬૨૮૮૦ ભંગો નવ પદના થાય છે. કેટલા પદના કેટલા ભંગ થાય, તેને કાઢવાની

ગણિતની રીત નીચે મુજબ છે. જેટલાં પદ હોય તેને પરસ્પર ગુણવાં જોઈએ. જેમ કે–પાંચ ભંગ હોય તો–

૧×૨×૩×૪×૫=૧૨૦

જો છ ભંગ હોય, તો ૧૨૦×૬=૭૨૦. એ રીતે જેટલાં પદ હોય તેનો પરસ્પર ગુણાકાર કરવાથી જેટલી સંખ્યા આવે, તેટલા તેના ભંગ થાય છે. તેમાં પ્રથમનો અને છેવટનો પૂર્વાનુપૂર્વીનો તથા પશ્ચાનુપૂર્વીના ભંગ છોડીને બાકી બધા ભગ અનાનુપૂર્વીના ગણાય છે. આ સંબંધી વિશેષ માહિતી ગુરુગમથી સમજવા પ્રયત્ન કરવો.

**પ્રશ્ન૦** 'एमो पंचनमुक्कारो।' એ પદનો શો અર્થ છે?

**ઉત્તર૦** 'एमो पंचनमुक्कारो।' એ તત્પુરુષ સમાસ છે, કિન્તુ દ્વિગુ (સમાહાર–દ્વન્દ્વ) સમાસ નથી. 'पञ्चानां सम्बन्धे. पञ्चभ्यो वा नमस्कार इति पञ्चनमस्कारः।' અર્થાત્ 'પાંચેયને કરેલો નમસ્કાર' એવો અર્થ થાય છે. એના બદલે 'એ પાંચ નમસ્કાર' એવો અર્થ જો કરવામાં આવે, તો સમાસ સમાહાર–દ્વિગુ–દ્વન્દ્વ બની જાય. એ અવસ્થામાં દ્વિગુ-સમાસનો પ્રયોગ સ્ત્રીલિંગ યા નપુંસકલિંગમાં કરવો જોઈએ. જેમકે–'त्रिलोकी।' 'त्रिभुवनम्।' 'पञ्चपात्रम्।' ઇત્યાદિ. પરન્તુ અહીંયા તો પુલ્લિંગનો નિર્દેશ છે, એ કારણે એને તત્પુરુષ સમાસ સમજી 'એ પાંચેયને કરેલો નમસ્કાર'–એવો અર્થ કરવો જોઈએ.

**પ્રશ્ન૦** ઉક્ત પદમાં 'पञ्च।' શબ્દનો પ્રયોગ નિરર્થક છે, કારણ કે–'एसो नमुक्कारो।' કહેવાથી પણ 'પાંચેયને

નમસ્કાર' એવો બોધ થઈ શકે છે.

ઉત્તર૦ 'पञ्च।' શબ્દનો પ્રયોગ સ્પષ્ટતાને માટે છે. બીજું કારણ એ પણ છે કે-'एसो।' એ 'एतद्।' સર્વનામનું રૂપ છે તથા 'एतद्।' શબ્દ પ્રત્યક્ષ અને આસન્નવર્તી પદાર્થનો વાચક છે. કહ્યું છે કે-

"इदमस्तु सन्निकृष्टे, समीपतरवर्ति चैतदोरूपम्।"

એ કારણે 'पञ्च।' શબ્દનો પ્રયોગ જો કરવામાં ન આવ્યો હોત, તો સમીપતરવર્તી સાધુઓને જ નમસ્કારની સંભાવના થાત. જ્યારે 'पञ्च।' શબ્દના પ્રયોગથી નિર્ભ્રાન્ત રીતે પાંચેયના નમસ્કારની સંભાવના થઈ શકે છે.

પ્રશ્ન૦ સાતમું પદ 'सव्वपावप्पणासणो।' છે, તો એ પદના કથનની શું આવશ્યકતા છે? આઠમા અને નવમા પદમાં કહ્યુ જ છે કે-(આ પાંચ નમસ્કાર) સર્વ મંગલોમાં પ્રથમ મંગલ છે. તેથી અર્થાપત્તિ પ્રમાણદ્વારા એ વાત સ્વયં સિદ્ધ થઈ જાય છે કે-' નમસ્કાર સર્વ પાપોનો નાશક છે,' કારણ કે-સર્વ પાપોનો નાશ થયા વિના મંગળ થઈ શકતું જ નથી. એ કારણે સાતમા પદનો પ્રયોગ નિરર્થક જેવો લાગે છે.

ઉત્તર૦ અર્થાપત્તિ પ્રમાણદ્વારા 'સર્વ પાપોનો નાશ થાય છે'- એ વાત સમજી શકાય તેવી હતી, તો પણ એ પાપોનો સમૂલ ક્ષય થાય છે કે અંશક્ષય થાય છે, એ વાત નિશ્ચિત થઈ શકતી નહોતી. નાશ ત્રણ પ્રકારનો છે. ક્ષય,

ઉપશમ અને ક્ષયોપશમ. એમાં સમૂલ નાશને ક્ષય કહેવામાં આવે છે.

શ્રી નંદીસૂત્રમાં કહ્યું છે કે-' क्षयो निर्मूलमपगमः ।' અર્થાત્ નિર્મૂલ નાશનું નામ ક્ષય છે, કે જે થવાથી પાપનો ફરી ઉદ્દગમ થતો નથી.

ઉપશમ શાન્તાવસ્થાને કહેવામાં આવે છે. જેમ કે-' अनुद्रेकावस्थोपशमः ।' અગ્નિના અંગારાને રાખથી દબાવી દેવામાં આવે તેના જેવી શાન્તાવસ્થા છે. રાખના હટી જવાથી એ જ અગ્નિ વાયુસંસર્ગ આદિથી પ્રબળ બની દહન કરવાનું કાર્ય કરે છે, તેની માફક ઉપશમ અવસ્થાને સમજવી જોઈએ.

જેમાં વસ્તુના એક દેશ(ભાગ)નો ક્ષય (નિર્મૂલ નાશ) થાય અને બીજા દેશની ઉપશમાવસ્થા થાય, તે ક્ષયોપશમ છે. એ અવસ્થામાં પણ જો કારણ-સામગ્રી મળી જાય, તો ફેર પાપની વૃદ્ધિ થાય છે.

એ કારણે સાતમું પદ કથન કરવાનું પ્રયોજન એ છે કે-આ નમસ્કાર સમસ્ત પાપોનો ઉપશમ યા ક્ષયોપશમ કરતો નથી, કિન્તુ ' प्पणासणो ।' પ્રકર્ષે નાશ-નિર્મૂલ કરે છે, કે જેથી એ પાપોનો ફરી ઉદ્દભવ કદી પણ થઈ શકે નહિ.

પ્રશ્ન૦ ' सव्वपावप्पणासणो ।' એ પદમાં ' सव्व ।' શબ્દનો પ્રયોગ જો કરવામાં ન આવે, તો પણ ' पापानि प्रणाशयति ।' એ વ્યુત્પત્તિદ્વારા ' સર્વ પાપોનો સમૂલ નાશ કરનાર છે,'- એવો અર્થ સિદ્ધ થઈ શકે છે. પછી ' सव्व ।' શબ્દની શું જરૂર છે?

ઉત્તર૦ અહીં પણ 'सव्व।' શબ્દ સ્પષ્ટતા માટે છે. વ્યુત્પત્તિદ્વારા થનારા અર્થનું જ્ઞાન વિદ્વદ્‌ગમ્ય છે, એટલું જ નહિ પણ 'पापं प्रणाशयति इति पापप्रणाशनः।'—એવી વ્યુત્પત્તિ પણ થઈ શકે છે. એ સ્થિતિમાં 'એક પાપનો નાશ કરે છે, થોડા પાપોનો નાશ કરે છે કે સમસ્ત પાપોનો નાશ કરે છે?' એ શંકા ઊભી જ રહે છે. એ શંકા ઊભી ન રહે એ ખાતર તથા સામાન્ય જનની બુદ્ધિમાં પ્રતીત થાય એ ખાતર, 'सव्व।' શબ્દનો પ્રયોગ પરમ આવશ્યક છે.

પ્રશ્ન૦ આઠમા પદમાં 'सव्वेसि।' પદનો પ્રયોગ નિરર્થક છે. નવમા પદમાં 'मंगलाणं।' એ બહુવચનાન્ત પદથી જ સર્વ શબ્દનું ભાન થઈ શકે છે.

ઉત્તર૦ જગત્‌હિતકારી વિષયનો સર્વને સુખપૂર્વક અને ભ્રમરહિત બોધ થવા માટે અહીં પણ 'सव्वेसिं।' પદની આવશ્યકતા છે. બીજું કારણ એ પણ છે કે—લોકમાં મંગલોની સંખ્યા એક નથી, કિન્તુ અનેક છે. તેમાંથી કેટલાંક મંગલોનો બોધ કરાવવા માટે પણ 'मंगलाणं।' એ બહુવચનાન્ત પદનો પ્રયોગ થઈ શકે છે. એ કારણે કેટલાંક મંગલો નહિ, કિન્તુ સર્વ મંગલોનું ગ્રહણ કરવા માટે, એના વિશેષણરૂપ 'सव्वेसिं।' શબ્દનો પ્રયોગ કરવો પરમ આવશ્યક છે.

પ્રશ્ન૦ આઠમા પદનું કથન કર્યા સિવાય જ જો નવમા પદનું કથન કરવામાં આવે, તો પણ (નવમા પદમાં આવેલ પ્રથમત્વની અન્યથા સિદ્ધિથી જ) અર્થાપત્તિ પ્રમાણદ્વારા આઠમા પદના અર્થની પ્રતીતિ થઈ જાય છે. જેમ કે—'પ્રથમ મંગલ

છે.' એનો અર્થ જ એ છે કે-'સર્વ મંગલોમાં પ્રથમ મંગલ છે.'

ઉત્તર૦ અર્થાપત્તિ પ્રમાણદ્વારા અર્થની પ્રતીતિ કેવળ વિદ્વાનોને જ થઈ શકે છે. સામાન્ય જનોને ઉક્ત અર્થની પ્રતીતિ કરાવવા માટે આઠમા પદની પણ પરમ આવશ્યકતા છે. બીજું કારણ એ પણ છે કે—આઠમા પદનું કથન કર્યા સિવાય જ 'पढम हवइ मंगलं ।' એમ જો કહેવામાં આવે, તો વ્યાકરણાદિ ગ્રંથોના અનુસારે 'प्रथम।' શબ્દ ક્રિયાવિશેષણ પણ બની જાય અને તેનો એવો અર્થ પણ થાય કે-( આ પંચનમસ્કાર ) 'પ્રથમ અર્થાત્ પૂર્વકાળમાં ( કિન્તુ ઉત્તરકાળમાં નહિ ) મંગલરૂપ છે.' એ અનિષ્ટ અર્થની સંભાવના હોવાથી, પંચનમસ્કારનું સાર્વકાલિક મંગલરૂપત્વ અસિદ્ધ ન બની જાય, એ ખાતર આઠમા પદની આવશ્યકતા છે.

પ્રશ્ન૦ નવમા પદમાં 'पढमं हवइ मंगलं ।' એ પદદ્વારા 'પ્રથમ' શબ્દનો પ્રયોગ કર્યો, તેના બદલે જો ઉત્તમ, ઉત્કૃષ્ટ કે પ્રધાન આદિ શબ્દોમાંથી કોઈ પણ એક શબ્દનો પ્રયોગ કર્યો હોત, તો શું હરકત હતી ?

ઉત્તર૦ 'ઉત્તમ' આદિ શબ્દોનો પ્રયોગ નહિ કરતાં 'પ્રથમ' શબ્દનો પ્રયોગ કર્યો છે, એનું કારણ એ છે કે- 'પ્રથમ' શબ્દ 'पृथु विस्तारे।' એ ધાતુ ઉપરથી બનેલો છે. તેથી એ ધ્વનિ નીકળે છે કે—આ પંચનમસ્કાર એ સર્વ મંગલોમાં ઉત્તમ મંગલ છે. એટલું જ નહિ કિન્તુ તે મંગલ પ્રતિદિન વૃદ્ધિને પ્રાપ્ત થઈને વિસ્તીર્ણ થતું રહે છે. અર્થાત્ તેમાં કદી પણ હ્રાસ ( ન્યૂનતા—કમીપણું ) થતું

નથી, પ્રત્યુત વૃદ્ધિ જ થયા કરે છે. જો પ્રથમ શબ્દના પ્રયોગને બદલે ઉત્તમાદિ શબ્દોમાંથી કોઈ એક શબ્દનો પ્રયોગ કર્યો હોત, તો આ ધ્વનિ નીકળી શકત નહિ.

**પ્રશ્ન૦** નવમા પદમાં ' हवइ । ' ક્રિયાપદનો જો પ્રયોગ ન કર્યો હોત, તો પણ અધ્યાહારથી ' हवइ । ' ક્રિયાપદનો અર્થ જાણી શકાતો હતો. વાક્યોમાં પ્રાયઃ ' अस्ति । ' ' भवति । ' ઈત્યાદિ ક્રિયાપદોનો અધ્યાહાર રહીને તેનો અર્થ જાણી શકાય છે.

**ઉત્તર૦** અધ્યાહારથી અર્થ જો જાણી શકાય છે, તો પણ ' हवइ । ' ક્રિયાપદના પ્રયોગનું પ્રયોજન એ છે કે–ઉક્ત મંગલની ભવન (થવારૂપ) ક્રિયા, અર્થાત્ સત્તા, નિરંતર-વિદ્યમાન રહે છે. તાત્પર્ય એ છે કે–આ પંચનમસ્કાર સર્વ મંગલોમાં વૃદ્ધિ પામતું ઉત્કૃષ્ટ મંગલ છે તથા તે મંગલ નિરંતર વિદ્યમાન રહે છે. યદિ ' हवइ । ' એ ક્રિયાપદનો પ્રયોગ જો કરવામાં આવ્યો ન હોત, તો આ અર્થ નીકળવો કદી પણ શક્ય નહોતો.

**પ્રશ્ન૦** નવમા પદના અંતમાં मंगलं ।' એ પદનો પ્રયોગ જો ન કર્યો હોત, તો પણ ' मंगल । ' પદનો અધ્યાહાર થઈ શકતો હતો. અર્થાત્ (આ પંચનમસ્કાર) ' સર્વ મંગલોમાં પ્રથમ છે '–એમ કહેવાથી ' પ્રથમ મંગલ છે '–એ વાત સિદ્ધ થઈ શકતી હતી. જેમ કે– ' कवीनां कालिदासः श्रेष्ठः । ' ઈત્યાદિ વાક્યોમાં ' કવિ ' આદિ શબ્દોનો પ્રયોગ (વ્યવહાર) નહિ કરવાથી પણ એના અર્થની પ્રતીતિ સ્વયમેવ થઈ શકે છે.

ઉત્તર૦ 'मंगलं।' એ પદનો પ્રયોગ કર્યા સિવાય પણ એના અર્થની પ્રતીતિ થઈ શકતી હતી, તો પણ આપણે ઉપર કહી આવ્યા છીએ કે- 'જગત્કલ્યાણકારી પ્રતિપાદ્ય વિષયના પ્રતિપાદનમાં આદિ, મધ્ય અને અન્ત્ય મંગલ કરવું, એ આપ્તનિર્દિષ્ટ (આપ્તસંમત) છે. એ કરવાથી ભણવા-વાળાને, ભણાવવાવાળાને તથા ચિન્તવન કરવાવાળાને સદૈવ મંગલ થાય છે તથા પ્રતિપાદ્ય વિષયની નિર્વિઘ્ન પરિસમાપ્તિ થઈને તેની સદૈવ પ્રવૃત્તિ (પ્રચાર) ચાલુ રહે છે. એ કારણે અહીં અન્તિમ મંગલ કરવા માટે મંગલાર્થવાચક 'મંગલ' -શબ્દનો સાક્ષાત્ પ્રયોગ કરવામાં આવ્યો છે.

---

"निसाविरामंमि विबुद्धएणं, सुसावएणं गुणसायरेणं।
देवाहिदेवाण जिणुत्तमाणं, किच्चो पणामो विहिणायरेणं ॥ १ ॥"

ચાર ઘડી રાત્રિ બાકી રહે ત્યારે નિદ્રારહિત થઈને, અક્ષુદ્રતાદિ ઘણા ગુણોને ધારણ કરનાર સુશ્રાવકે ભવનપતિ આદિ દેવો અને તેઓના અધિપતિ ઈન્દ્રોને પણ પૂજનિક તથા સામાન્ય કેવલિઓમાં ઉત્તમ, એવા દેવાધિદેવ શ્રી જિનેશ્વર ભગવંતોને બહુમાનપૂર્વક પ્રણામ કરવો. ૧.

(શ્રાદ્ધદિનકૃત્ય)

## ૩

## શ્રી નવકારમંત્રનો વિસ્તૃત પરિચય.

પંચપરમેષ્ઠિઓને નમસ્કાર કરવારૂપ મહામંત્ર, શ્રી 'નવકારમંત્ર' તરીકે શ્રી જૈનશાસનમાં સુપ્રસિદ્ધ છે. શ્રી જૈનશાસનના મંતવ્ય મુજબ, એ શ્રી 'નવકારમંત્ર' સર્વ મંગળનું મૂળ છે, સમસ્ત શ્રી જૈનશાસનનો સાર છે, અગિયાર અંગ અને ચૌદ પૂર્વનો ઉદ્ધાર છે તથા સદૈવ શાશ્વત છે.

એ શ્રી 'નવકારમંત્ર'નું ધ્યાન આપતાં શ્રી '**પ્રવચનસારોદ્ધાર**' વૃત્તિકાર ફરમાવે છે કે—

* "સર્વ મંત્રરત્નોની ઉત્પત્તિનું મૂળ સ્થાન, સર્વ ઈચ્છિત પદાર્થોને પૂર્ણ મેળવવા માટે અદ્વિતીય કલ્પવૃક્ષ, વિષ-વિષધર-શાકિની-ડાકિની-યાકિની આદિ ઉપદ્રવોનો નિગ્રહ કરનાર, સકલ જગતનું વશીકરણ કરવા માટે અવ્યભિચારી, પ્રૌઢપ્રભાવસંપન્ન, ચૌદ પૂર્વના રહસ્યભૂત શ્રી પંચપરમેષ્ઠિ-નમસ્કારનો મહિમા ત્રણેય જગતમાં સર્વ કાળ માટે સૌથી શ્રેષ્ઠ અને અતિ અદ્ભુત છે, એ વાત સર્વ સિદ્ધાન્તવેદિઓ નિર્વિવાદપણે સ્વીકારે છે."

લોકમાં જેમ ધર્માસ્તિકાયાદિ ષડ્દ્રવ્યપ્રસિદ્ધ અને સ્વયંસિદ્ધ છે, તેમ શ્રી નવકારમંત્ર પણ સમસ્ત લોકમાં

---

* શ્રી જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ વિરચિત શ્રી વિશેષાવશ્યક મહા ભાષ્ય આદિ ગ્રંથોના આધારે.

પ્રસિદ્ધ અને સ્વયંસિદ્ધ (અકૃત્રિમ) છે. અતિ ગંભીર એવા શ્રી **મહાનિશીથ** નામના છેદસૂત્રમાં શ્રી નવકારમંત્રની ભારે પ્રશંસા કરવામાં આવી છે અને સર્વ શ્રુતસ્કંધોમાં તેને મહાશ્રુતસ્કંધ તરીકે વર્ણવવામાં આવ્યો છે. શ્રી **વિશેષાવશ્યક મહાભાષ્ય**માં પણ પંચમંગલ મહાશ્રુતસ્કંધાત્મક શ્રી નવકારમંત્રની સર્વશ્રુતાભ્યંતરતા અનેક પ્રકારે સિદ્ધ કરવામાં આવી છે.

શ્રી 'પંચ-પરમેષ્ઠિ-નમસ્કાર' એ સર્વ મંગલોમાં પ્રથમ મંગલ છે, તેથી તે સર્વ શ્રુતની અભ્યંતર સમાઈ જાય છે. એટલું જ નહિ, પરન્તુ શ્રી **નંદીજી**સૂત્રમાં સર્વ શ્રુતસ્કન્ધોનું વર્ણન કરતી વખતે પંચનમસ્કારાત્મક પંચમંગલ મહાશ્રુતસ્કંધને પૃથક્ શ્રુતસ્કંધ તરીકે વર્ણવેલ નથી, તેથી પણ તે સર્વ શ્રુતમાં અભ્યન્તર છે, એમ સ્પષ્ટ સિદ્ધ થાય છે.

શ્રી નવકારમંત્રનો જે મહિમા શાસ્ત્રોમાં વર્ણવેલો છે, તેની કાંઈક ઝાંખી કરાવવા માટે પરમોપકારી ઉપાધ્યાયજી શ્રી **યશોવિજયજી** મહારાજ ગૂર્જરગિરામાં ગુમ્ફિત પદ્યબદ્ધ શ્રી '**પંચપરમેષ્ઠિ–ગીતા**'માં અલંકારિક રીતે શ્રી નવકારમંત્રનો મહિમા વર્ણવતાં ફરમાવે છે કે–

"પર્વતમાં જેમ મેરુ, વૃક્ષમાં જેમ કલ્પતરુ, સુગન્ધમાં જેમ ચન્દન, વનમાં જેમ નન્દન, મૃગમાં જેમ મૃગપતિ (સિંહ), ખગમાં જેમ ખગપતિ (ગરુડ), તારામાં જેમ ચંદ્ર, નદીઓમાં જેમ સુરનદી (ગંગા), રૂપવાનમાં જેમ અનંગ (કામદેવ), દેવમાં જેમ ઇન્દ્ર, ઉદધિમાં જેમ સ્વયંભૂરમણ,

સુભટમાં જેમ ત્રિખંડાધિપતિ શ્રીરમણ ( વાસુદેવ ), નાગમાં જેમ નાગરાજ ( શેષનાગ ), શબ્દમાં જેમ આષાઢી મેઘનો ગાજ ( ગર્જના ), રસમાં જેમ ઇક્ષુરસ, ફૂલમાં જેમ અરવિંદ ( કમલ ), ઔષધિઓમાં જેમ સુધા ( અમૃત ), વસુધાપતિ( રાજાઓ )માં જેમ રઘુનંદન ( રામચંદ્રજી ), સત્યવાદીમાં જેમ યુધિષ્ઠિર, ધીરતામાં જેમ નિષ્પ્રકમ્પ ધ્રુવ, માંગલિક વસ્તુઓમાં જેમ ધર્મ, સામુદાયિક સુખમાં જેમ સુસંપ, ધર્મમાં જેમ દયાધર્મ, વ્રતમાં જેમ બ્રહ્મચર્યવ્રત, દાનમાં જેમ અભયદાન, તપમાં જેમ સત્ય, રત્નમાં જેમ વજ્રરત્ન ( હીરો ), નરમા જેમ નિરોગી નર, શીતલતામાં જેમ હિમ અને ધીરતામાં જેમ ધીર–વ્રતધર; તેમ સર્વ મંત્રોમાં શ્રી નવકારમંત્ર એ સારભૂત અને શ્રેષ્ઠ છે. એના સઘળો ઉપકાર સહસ્ર મુખથી પણ કદી કહી શકાય તેવા નથી. ”

સર્વશ્રેષ્ઠ એવા શ્રી નવકારમંત્રની પ્રાપ્તિ થવા પછી પણ જે આત્માઓ અન્ય મંત્રોની અભિલાષા રાખે છે, તેઓની કરુણ દશાનો ચિતાર આપતાં, તેઓશ્રી ફરમાવે છે કે–

" તજે એ સાર નવકાર મંત્ર,
જે અવર મંત્ર સેવે સ્વતંત્ર;
કર્મ પ્રતિકૂલ બાઉલ સેવે,
તેહ સુરતરુ ત્યજી આપ ટેવે. ”

‘ એ સારભૂત નવકારમંત્રનો ત્યાગ કરીને જેઓ સ્વતંત્ર રીતે અન્ય મંત્રોની ઉપાસના કરે છે, તેઓનું કર્મ જ ખરેખર ! પ્રતિકૂળ છે. અન્યથા, સર્વ ઇચ્છિતના દાતાર સુરતરુનો ત્યાગ કરી દુ:ખકર એવા કંટકને દેનાર બાવળ-

વૃક્ષની ઉપાસના કરવાનું મન તેમને કેવી રીતે થાય ?'

બીજા જે કોઈ મંત્ર જગતમાં ફળને દેનારા છે, તે બધા એ જ શ્રી નવકારમંત્રના બીજથી વાસિત થયેલા છે. અર્થાત્ શ્રી નવકારમંત્રના બીજથી જે મંત્રો વાસિત નથી, તે અવ્યભિચારિ ફળ દેનાર પણ નથી. એ જ વાતનું નિરૂપણ કરતાં તેઓશ્રી ફરમાવે છે કે-

"એહને બીજે રે વાસિત, હોવે ઉપાસિત મંત,
બીજા પણ ફલદાયક, નાયક છે એહ તંત;
અમૃત ઉદધિ કુસારા, સારા હરત વિકાર,
વિષના તે ગુણ અમૃતનો, પવનનો નહિ રે લગાર."

સર્વ મંત્રોમાં શ્રી નવકારમંત્ર એ નાયક છે. શ્રી નવકારમંત્રના બીજથી વાસિત મંત્રની ઉપાસના કરવામાં આવી હોય, તો જ તે ફળદાયી થાય છે: અન્યથા નિષ્ફળ જાય છે, એમ શ્રી સર્વજ્ઞશાસ્ત્રોનું કથન છે. અમૃતસાગરના બિંદુકણોથી સર્વ પ્રકારના વિષના વિકાર નાશ પામે છે, તે ગુણ અમૃતનો છે, નહિ કે-બિંદુકણોને લાવનાર પવનનો! તેમ અન્ય મંત્રોને પણ ફળીભૂત કરનાર શ્રી નવકારમંત્રનું બીજ છે, અર્થાત્ બીજરૂપે રહેલ શ્રી નવકારમંત્ર છે. એ બીજથી રહિત મંત્રો નિઃસાર છે. એ જ વાતને તેઓશ્રી નીચેના શબ્દોમાં ફરમાવે છે કે-

"જેહ નિર્બીજ તે મંત્ર જૂઠા,
ફલે નહીં સાહમું હુઈ અપૂઠા;
જેહ મહામંત્ર નવકાર સાધે,
તેહ દોઅ લોક અલવે આરાધે."

શ્રી નવકારમહામંત્રરૂપી બીજથી રહિત મંત્ર સઘળા જુઠ્ઠા છે. તે ફળતા તો નથી, કિન્તુ નુકશાન કરનારા પણ થાય છે. એ કારણે જે આત્માઓ શ્રી નવકારમહામંત્રનું આરાધન કરે છે, તે આત્માઓ ઉભય લોકને સફળ બનાવે છે.

શ્રી નવકારમંત્રના વિશેષ ગુણોનું વર્ણન કરતાં, તેઓશ્રી છેલ્લે છેલ્લે ફરમાવે છે કે—

"રતન તણી જેમ પેટી, ભાર અલ્પ બહુ મૂલ્ય,
ચૌદ પૂરવનું સાર છે, મંત્ર એ તેહને તુલ્ય;
સકલ સમય અભ્યંતર, એ પદ પંચ પ્રમાણ,
મહસુઅખંધ તે જાણો, ચૂલા સહિત સુજાણ."

જેમ રત્નોથી ભરેલી પેટીનું વજન અતિ અલ્પ હોય છે, કિન્તુ મૂલ્ય અગણિત હોય છે, તેમ શ્રી નવકારમંત્ર એ શબ્દોવડે ટૂંકો છે, કિન્તુ અર્થવડે અનન્ત છે, ચૌદ પૂર્વનો સાર છે, સર્વ સિદ્ધાન્તની અંદર એ પાંચ પદો પ્રમાણભૂત માનવામાં આવેલ છે અને ચૂલિકાસહિત સમસ્ત શ્રી નવકારમંત્રને મહાશ્રુતસ્કંધ તરીકે વર્ણવવામાં આવેલ છે. શ્રી નવકાર સિવાય અન્ય શાસ્ત્રોને મહાશ્રુતસ્કંધ નહિ, કિન્તુ કેવળ શ્રુતસ્કંધ તરીકે વર્ણવેલ છે.

## શ્રી નવકારમંત્રની ઉત્પત્તિ :

શ્રી નવકારમંત્ર શબ્દાત્મક છે અને શબ્દો એ દ્રવ્યતયા નિત્ય હોવા છતાં પર્યાયતયા અનિત્ય છે, તેથી શ્રી નવકારમંત્ર પણ દ્રવ્યતયા નિત્ય માનવો જોઈએ અને પર્યાયતયા

અનિત્ય માનવો જોઈએ. દ્રવ્યભાષા એ પુદ્ગલાત્મક છે અને પદ્ગલના પર્યાયો અનિત્ય હોવાથી ભાષાનાં દ્રવ્યો પણ અનિત્ય જ છે : કિન્તુ ભાવભાષા જે આત્માના ક્ષયોપશમરૂપ છે, તે આત્મદ્રવ્યની જેમ નિત્ય છે.

આ સ્થળે એ સમજી લેવું જોઈએ કે–શ્રી જૈનદર્શને માનેલ કોઈ પણ નિત્ય પદાર્થ એ કૂટસ્થ નિત્ય નથી, કિન્તુ પરિણામી નિત્ય છે. એટલે આત્મદ્રવ્ય પણ પરિણામી નિત્ય છે. ભાવભાષા, એ આત્મગુણરૂપ હોવાથી તે પણ પરિણામી નિત્ય છે.

શ્રી નવકારમંત્ર દ્રવ્ય–ભાવ ઉભય સ્વરૂપે શાશ્વત છે, અથવા શબ્દથી અને અર્થથી તે નિત્ય છે–એમ જે કહેવાય છે, તેની પાછળ્ અનેક અપેક્ષાઓ રહેલી છે. જૈન શાસ્ત્રકારો શ્રી નમસ્કારમંત્રને શાશ્વત યાને અનુત્પન્ન માને છે, તે સર્વસંગ્રાહી નૈગમનયની અપેક્ષાએ છે. વિશેષગ્રાહી નૈગમ, ઋજુસૂત્ર કે શબ્દાદિ નયોની અપેક્ષાએ શ્રી નમસ્કારમંત્ર, એ ઉત્પન્ન પણ છે. આ વાતને વધારે સ્પષ્ટપણે સમજવા માટે નૈગમાદિ નયોનું સ્વરૂપ પણ ટૂંકમાં સમજી લેવું જોઈએ.

કોઈ પણ વસ્તુનું જ્ઞાન બે પ્રકારે થાય છે. પ્રમાણ-દ્વારા અને નયદ્વારા. મનુષ્યને મનુષ્ય તરીકે પણ ઓળખી શકાય છે અને એ જ મનુષ્યને એક જૈન યા બ્રાહ્મણ યા અન્ય કોઈ તરીકે પણ ઓળખી શકાય છે. એમાં મનુષ્યને મનુષ્ય તરીકે ઓળખવો, એ પ્રમાણજ્ઞાન છે અને એને જૈન યા બ્રાહ્મણ આદિ તરીકે ઓળખવો, એ નયજ્ઞાન છે. પ્રમાણ

વસ્તુને પૂર્ણરૂપથી ગ્રહણ કરે છે અને નય તે વસ્તુને તેના એકાદ અંશદ્વારા ગ્રહણ કરે છે. પ્રમાણજ્ઞાન કોઈ પણ ઈન્દ્રિય યા મનદ્વારા થઈ શકે છે, જ્યારે નયજ્ઞાન કેવળ મનદ્વારા થઈ શકે છે.

નય, એ પ્રમાણ પણ નથી અને અપ્રમાણ પણ નથી, કિન્તુ પ્રમાણનો જ એક અંશ છે. જેમ સમુદ્રનું બિન્દુ, એ સમુદ્ર નથી અને સમુદ્રની બહાર પણ નથી, કિન્તુ સમુદ્રનો એક અંશ છે : કારણ કે–એક બિન્દુને જ જો સમુદ્ર માની લેવામાં આવે, તો બાકીના બિન્દુઓ અસમુદ્ર બની જાય છે અને જો પ્રત્યેક બિન્દુને સમુદ્ર માની લેવામાં આવે, તો એક સમુદ્ર ક્રોડો સમુદ્રરૂપ બની જાય છે. એ કારણે સમુદ્રના એક બિન્દુને સમુદ્ર કે અસમુદ્ર કહેવાના બદલે સમુદ્રનો એક અંશ કહેવો, એ જ વ્યાજબી છે.

વસ્તુને પૂર્ણરૂપથી વિષય કરનાર જ્ઞાન, એ પ્રમાણ છે અને અંશરૂપથી વિષય કરનાર જ્ઞાન, એ નય છે. તે ઉપરથી વાક્યોના પણ બે ભેદ પડી જાય છે. એક પ્રમાણવાક્ય અને બીજું નયવાક્ય. પ્રમાણવાક્ય અને નયવાક્ય વચ્ચેનું અંતર માત્ર શબ્દોથી નહિ, કિન્તુ ભાવોની વિવક્ષાઓથી સમજાય છે. એક જ શબ્દદ્વારા જ્યારે સંપૂર્ણ વસ્તુનું કથન કરાય છે, ત્યારે તે સકલાદેશ યાને પ્રમાણવાક્ય બની જાય છે અને તે જ શબ્દદ્વારા જ્યારે વસ્તુનો એક જ ધર્મ કથન કરાય છે, ત્યારે વિકલાદેશ યાને નયવાક્ય બની જાય છે.

પ્રત્યેક શબ્દદ્વારા વસ્તુનો એક જ ધર્મ કથન કરી શકાય છે, પરંતુ એ એક ધર્મદ્વારા અનેક ધર્મવાળા ધર્મીનો બોધ કરવો, તે પ્રમાણનો વિષય છે અને એ એક જ ધર્મનો બોધ કરવો. તે નયનો વિષય છે. જ્યારે જીવ શબ્દથી જીવના જીવનધર્મના બોધનું પ્રયોજન હોય. ત્યારે તે વિકલાદેશ બની જાય છે. અને જીવનધર્મ ઉપરાન્ત જાણવું. દેખવું, આદિ અનેક ધર્મયુક્ત જીવપદાર્થના બોધનું જ્યારે પ્રયોજન હોય. ત્યારે તે સકલાદેશ બની જાય છે.

અહીં એ પ્રશ્ન થવા સંભવિત છે કે–' જો વસ્તુ અનેક ધર્માત્મક છે અને નય વસ્તુના એક જ ધર્મને ગ્રહણ કરે છે, તો તેવા અધુરા જ્ઞાનને સમ્યગ્જ્ઞાન કેવી રીતિએ કહી શકાય ? ' એનો જવાબ એ છે કે–' વસ્તુના એક અંશનું પણ જ્ઞાન જો બાકીના અંશોનું નિષેધક ન હોય. તો તેને સમ્યગ્જ્ઞાન કહેવામાં હરકત નથી. જે અંશજ્ઞાન શેષ અંશોનું નિષેધક હોય છે, તેને જ મિથ્યાજ્ઞાન કહી શકાય છે. એને શાસ્ત્રોમાં નયાભાસ કે મિથ્યાનય કહેવામા આવે છે. '

## નયવાદ.

અનેક ધર્માત્મક વસ્તુને. અન્ય ધર્મોનો નિષેધ કર્યા સિવાય એક ધર્મવડે જાણવી યા કથન કરવી, તેને નયજ્ઞાન યા નયવાદ કહેવામાં આવે છે. વસ્તુના મૂળ ધર્મો બે છે, એક દ્રવ્ય અને બીજો પર્યાય. એ કારણે મૂળ નયો પણ બે છે, એક દ્રવ્યાર્થિક અને બીજો પર્યાયાર્થિક. એ બે મૂળ નયોના પેટાભેદ સાત અથવા સાત સો પણ છે. અથવા તો જેટલા જેટલા જાણવાના યા કથન કરવાના પ્રકાર, તેટલા

તેટલા નયના પેટાભેદો છે. છતાં પણ તેને સ્પષ્ટપણે સમજવા માટે શાસ્ત્રકારોએ સર્વ નયોને સાત ભેદોમા સંગ્રહી લીધાં છે. એ સાત ભેદોનાં નામો–નૈગમ, સંગ્રહ, વ્યવહાર, ઋજુસૂત્ર, શબ્દ, સમભિરૂઢ અને એવંભૂત. આ સાત મુખ્ય નયો છે:

અહીં એક વસ્તુનું સમાધાન કરી લેવું જરૂરી છે કે– 'એક જ વસ્તુને એકીસાથે જો અનંતધર્માત્મક માનવામાં ન આવે, તો હરકત શું આવે છે ?' આ પ્રશ્ન ઉપસ્થિત થવો સહજ છે. પરંતુ દ્રવ્ય–પર્યાય ઉભયાત્મક વસ્તુના સ્વરૂપને સમજનાર આત્માને, એનું સમાધાન પણ તેટલું જ સહજ છે. વસ્તુ દ્રવ્ય–પર્યાય ઉભય ધર્મયુક્ત હોય છે અને વસ્તુનાં ત્રિકાલવર્તી પર્યાયો અનંતા હોય છે. એક કાળે પણ વસ્તુ અનેક પર્યાયવાળી હોય છે. એક જ કેરીના રૂપ, રસ, ગંધ, સ્પર્શાદિ, એ સહભાવી યાને યુગપદ્ભાવી પર્યાયો છે અને નવ પુરાણાદિ, એ ક્રમભાવી યાને અયુગપદ્ભાવી પર્યાયો છે. એ રીતે એક જ વસ્તુના સ્વ–પરકૃત પર્યાયો, અપેક્ષાકૃત પર્યાયો, સંબંધકૃત પર્યાયો, શબ્દકૃત પર્યાયો અને અર્થકૃત પર્યાયો અનેકાનેક છે. એ રીતે વસ્તુનું એકીસાથે અનેક ધર્માત્મકપણું સિદ્ધ થાય છે અને ત્રિકાલવર્તી પર્યાયો અનંતાનંત બને છે.

એવી અનંતાનંત ધર્માત્મક વસ્તુને કોઈ પણ એક ધર્મ વડે કથન કરવી, તે વચનાત્મકનય છે અને જાણવી એ જ્ઞાનાત્મકનય છે. જ્ઞાનાત્મકનયને ભાવનય કહેવાય છે અને વચનાત્મકનયને દ્રવ્યનય કહેવાય છે. દ્રવ્યનય એ ઔપચારિક છે અને ભાવનય એ તાત્ત્વિક છે.

દ્રવ્યાર્થિકનય એ સામાન્યને વિષય કરે છે, જ્યારે પર્યાયાર્થિકનય એ વિશેષને વિષય કરે છે. વસ્તુ સામાન્ય-વિશેષ ઉભયાત્મક હોવાથી, નયજ્ઞાનના પણ બે ભેદો પડી જાય છે. તેમાં દ્રવ્યાર્થિકનયના પ્રથમના ત્રણ યા ચાર ભેદો છે અને છેલ્લા ચાર યા ત્રણ એ પર્યાયાર્થિકનયના ભેદો છે.

**નૈગમનય :**

સંકલ્પ માત્રને વિષય કરવાવાળો નય, નૈગમનય કહેવાય છે. 'નિગમ' શબ્દનો અર્થ સંકલ્પ પણ થાય છે, તેથી સંકલ્પને વિષય કરવાવાળા નયને પણ નૈગમ શબ્દથી સંબોધવામાં આવે છે. એ નૈગમના ત્રણ ભેદ છે. ભૂતનૈગમ, ભાવિનૈગમ અને વર્ત્તમાનનૈગમ. અતીતકાળમાં વર્ત્તમાનકાળનો સંકલ્પ કરવો, તે ભૂતનૈગમ છે. જેમ કે-'આજે શ્રી **વીર** પરમાત્માનો જન્મદિવસ છે.' અહી 'આજ' શબ્દનો અર્થ 'વર્ત્તમાન દિવસ' હોવા છતાં, એનો સંકલ્પ અઢી હજાર વર્ષ પહેલાંના **ચૈત્ર શુદિ ૧૩ માં** કરવામાં આવ્યો, માટે એ ભૂતનૈગમ કહેવાય છે. ભવિષ્યકાળમાં વર્ત્તમાનકાળ યા ભૂતકાળનો સંકલ્પ કરવો, તે ભાવિનૈગમ છે. રાજકુંવરને રાજા કહેવો, એ ભવિષ્યકાળમાં થનાર રાજાનો વર્ત્તમાનમાં સંકલ્પ છે અને ભૂતકાળમાં થયેલ અરિહંતને સિદ્ધ કહેવા, એ ભૂતકાળનો ભવિષ્યમાં સંકલ્પ છે. કોઈ કાર્ય શરૂ કરવામાં આવ્યુ હોય અને તે પૂર્ણ થયું ન હોય, તે પહેલાં તેને 'પૂર્ણ થયું'-એમ કહી દેવું, તે વર્ત્તમાનનૈગમ છે. જેમ કે-રસોઈની શરૂઆતમાં જ એમ કહેવું કે-'આજે કંસાર બનાવ્યો છે.'

'નિગમ' શબ્દની વ્યુત્પત્તિ બીજી પણ અનેક રીતે કરવામાં આવી છે.

"निगम्यन्ते परिच्छिद्यन्ते इति निगमाः, लौकिका अर्थाः । तेषु निगमेषु भवो योऽध्यवसायः ज्ञानाख्यः, स नैगमः । यथा लोको व्यवहरति तथानेन व्यवहर्तव्यम् । लोकश्चोपदिष्टैः प्रकारैः समस्तैर्व्यवहरित ।"

"નિગમ એટલે જાણવાલાયક લૌકિક પદાર્થો, તેને વિષે જ્ઞાનરૂપ અધ્યવસાય તે નૈગમ. લોક જે કોઈ પ્રકારે વ્યવહાર કરે તે રીતે વ્યવહાર કરવો, તે નૈગમનયનું કાર્ય છે. લોક ઉપદિષ્ટ સર્વ પ્રકારોવડે વ્યવહાર કરે છે, તેથી નૈગમ પણ સર્વ પ્રકારોવડે વ્યવહાર કરે છે."

—અથવા—

"निगमेषु येऽभिहिताः शब्दाः तेषामर्थः शब्दार्थ-परिज्ञानं च देशसमग्रग्राही नैगमः ।"

"નિગમ એટલે જનપદો (દેશો), તેમાં થયેલા એટલે પ્રચાર પામેલા હોય તે નૈગમ. અર્થાત્ જુદા જુદા દેશોમાં વપરાતા જુદા જુદા ઘટાદિ શબ્દો તે નૈગમ. એ ઘટાદિ શબ્દોના અર્થોનું જ્ઞાન, અથવા જલધારણાદિ સમર્થ અર્થનો વાચક આ ઘટાદિ શબ્દ છે એવું જ્ઞાન તે નૈગમનય."

—અથવા—

"नैके गमाः-बोधमार्गा यस्याऽसौ नैगमः ।"

જેના બોધમાર્ગો એક નથી પણ અનેક છે, તે નૈગમ.

**શ્રી પ્રમાણનયતત્ત્વાલોકાલંકારમાં શ્રી વાદિ-દેવસૂરિજી** મહારાજ ફરમાવે છે કે—

" धर्मयोर्धर्मिणोर्धर्मधर्मिणोश्च प्रधानोपसर्जनभावेन यद्विवक्षणं स नैकगमो नैगमः । "

" ધર્મ એટલે પર્યાય, ધર્મી એટલે દ્રવ્ય અને ધર્મ-ધર્મી એટલે દ્રવ્ય અને પર્યાય. બે પર્યાય, બે દ્રવ્ય, અથવા એક દ્રવ્ય અને પર્યાયનું ગૌણ-મુખ્યભાવે વિવક્ષણ તે નૈગમ."

નૈગમનય ધર્મ-ધર્મી ઉભયને ગ્રહણ કરે છે. પ્રમાણ-જ્ઞાન પણ ધર્મ-ધર્મી ઉભયનું ગ્રહણ કરે છે. પરન્તુ તફાવત એટલો છે કે-પ્રમાણ એ ધર્મ અને ધર્મી ઉભયને મુખ્યરૂપે ગ્રહણ કરે છે, જ્યારે નૈગમનય બેમાંથી એકને મુખ્ય અને બીજાને ગૌણ બનાવી ગ્રહણ કરે છે.

આ બધી વ્યુત્પત્તિઓનું તાત્પર્ય એક જ છે કે-શબ્દોના જેટલા અને જેવા અર્થ લોકમાં મનાય છે, તેટલા અને તેવા બધાને માન્ય રાખવા, એ નૈગમનયની દૃષ્ટિ છે, તેથી તેનો વિષય પછીના બધા નયો કરતાં સૌથી મોટો છે. નૈગમનય સામાન્ય-વિશેષ ઉભયની યથેચ્છ પ્રધાનતાએ વર્તે છે. જ્યારે સામાન્યની પ્રધાનતા હોય, ત્યારે તે સમગ્રગ્રાહી ગણાય છે અને જ્યારે વિશેષની પ્રધાનતા હોય, ત્યારે તે દેશગ્રાહી ગણાય છે.

આ રીતે નૈગમનય લોકમાં રહેલ જીવાજીવાદિ પદાર્થોને જાણવાના અનેક પ્રકારોમાં કુશળ છે. બીજા નયોને વસ્તુ જાણવાના પ્રકારો અનેક નથી, કિન્તુ એક છે; જ્યારે નૈગમ-નયને વસ્તુ જાણવાનો પ્રકાર એક નથી પણ અનેક છે. એ બીજા નયો અને નૈગમનય વચ્ચેનો તફાવત છે.

'નૈગમનયને વસ્તુનું જ્ઞાન પ્રાપ્ત કરવાના પ્રકાર એક નથી પણ અનેક છે.' એ વસ્તુને સ્પષ્ટ કરવા માટે શાસ્ત્રકારો નીચેનાં ત્રણ પ્રસિદ્ધ દૃષ્ટાન્તો આપે છે.

**'નિલયન'નું ઉદાહરણ :**

કોઈએ પ્રશ્ન કર્યો કે–'તમે ક્યાં રહો છો ?' આ પ્રશ્નના ઉત્તરમાં કહેવું કે–'હું લોકમા રહું છું.' ફરી પ્રશ્ન કરે કે–'લોકમાં ક્યાં ?' તો કહેવું કે–'તિર્છાલોકમાં.' એ રીતે પ્રતિપ્રશ્નનો ઉત્તર આપ્યા કરવો, તે નૈગમનયને માન્ય છે. 'તિર્છાલોકમાં ક્યાં ?' 'મનુષ્યક્ષેત્રમાં.' તેમાં પણ જંબુદ્વીપમાં, ભરતક્ષેત્રમાં, મધ્યખંડમાં, પાટલિપુત્ર નગરમાં, અમુક શેરીમાં, અમુક મકાનમાં, અમુક ઓરડામાં, અમુક શય્યા ઉપર, અમુક આકાશપ્રદેશમાં તથા છેવટે જ્યાં મારો આત્મા છે, ત્યાં વસું છું ! આ બધા પ્રકારો નૈગમનયને વસ્તુનો પરિચ્છેદ કરાવનાર તરીકે સ્વીકાર્ય છે.

**'પ્રસ્થક'નું ઉદાહરણ :**

કાષ્ટનું બનાવેલું ધાન્ય માપવાનું જે માનવિશેષ, તેને 'પ્રસ્થક' કહેવાય છે. એ માટે જંગલમાં લાકડું કાપતો હોય, ત્યારે કહે છે કે–"હું 'પ્રસ્થક' કાપું છું." એ જ રીતે માર્ગમાં ખાંધે ચઢાવેલ લાકડાને, એ લાકડાને ચીરતી વખતે, ઘડતી વખતે, છોલતી વખતે, સુંવાળું કરતી વખતે અને છેવટે ધાન્ય માપવા માટે તૈયાર થઈ ગયા બાદ યાવત્ ધાન્ય માપતી વખતે "આ 'પ્રસ્થક' છે."–એમ કહેવું તે નૈગમનયને માન્ય છે.

'ગ્રામ'નું ઉદાહરણ:

સીમાપર્યન્તની જમીન, કિલ્લા સુધીનો ભાગ, માત્ર પ્રજાનો સમૂહ, અથવા પ્રજાનો કોઈ મુખ્ય પુરુષ,—આ સર્વ પ્રકારોમાં નૈગમનય 'ગ્રામ' તરીકેનો વ્યવહાર કરે છે. અર્થાત એ સર્વને 'ગ્રામ' તરીકે માન્ય રાખે છે.

વસ્તુને જાણવાના અનેક પ્રકારો હોવા છતાં, નૈગમનય એકાંશગ્રાહી છે, કિન્તુ પ્રમાણની જેમ સર્વાંશગ્રાહી નથી. એનું કારણ ઉપર સમજાવવામાં આવ્યું છે, તો પણ તેની અધિક સ્પષ્ટતા માટે જરા વિગતમાં ઉતરવાની આવશ્યકતા છે.

વસ્તુપરિચ્છેદ કરવા માટે નૈગમનયના અનેક પ્રકારો હોવાથી, તેના અનુક્રમે મુખ્ય ત્રણ ભેદો પડી જાય છે. સામાન્યવાદી નૈગમનય, સામાન્ય-વિશેષવાદી નૈગમનય અને વિશેષવાદી નૈગમનય. પ્રથમ ભેદ નિર્વિકલ્પ મહાસત્તા નામનો છે, તે અશુદ્ધ છે. બીજો ભેદ પશુત્વ, ગોત્વ, ગજત્વાદિ સામાન્ય-વિશેષવાદિનો શુદ્ધાશુદ્ધ છે અને ત્રીજો ભેદ વિશેષવાદિનો સર્વથા વિશુદ્ધ છે.

નૈગમનય સામાન્ય-વિશેષ ઉભયને માને છે, પણ બન્નેને પરસ્પર ભિન્ન માને છે: કારણ કે—'સામાન્ય' એ 'સત્.' 'સત્' એવા 'સામાન્ય'ના જ્ઞાનનો અને 'સામાન્ય'ના વચનનો હેતુ હોવાથી વિશેષથી સર્વથા ભિન્ન છે. એ જ રીતે 'વિશેષ' એ 'વિશેષ'—એવી બુદ્ધિ અને વચનનો હેતુ હોવાથી સામાન્યથી સર્વથા ભિન્ન છે. સામાન્ય અને વિશેષનું કાર્ય આ રીતે ભિન્ન ભિન્ન હોવાથી, ભિન્ન ભિન્ન કાર્યવાળા ઘટ-પટાદિની જેમ તે અત્યન્ત ભિન્ન છે.

સામાન્ય–વિશેષ જેમ પરસ્પર ભિન્ન છે, તેમ સામાન્ય–વિશેષના આશ્રયભૂત ગાય, પરમાણુ આદિ દ્રવ્યોથી પણ સામાન્ય–વિશેષ ભિન્ન છે.

" द्रव्यगुणकर्मसु सत्ता । "

એ વચન એમ સિદ્ધ કરે છે કે–પરસ્પર વિલક્ષણ એવા દ્રવ્ય, ગુણ અને કર્મમાં જે સત્‌પણાની બુદ્ધિ થાય છે, તેનું કારણ એ ત્રણમાં રહેલ સત્તાનો સમવાય છે. એ સત્તા સામાન્ય જો દ્રવ્યાદિથી ભિન્ન જ હોય, તો પરસ્પરની જેમ (ભિન્ન હોવાથી) સર્વત્ર દ્રવ્યાદિમાં 'સત્‌' એવી અભિન્ન પ્રતીતિ થવી જોઈએ નહિ. ભિન્ન પદાર્થથી અભિન્નબુદ્ધિ કદી ઉત્પન્ન થાય જ નહિ. ભિન્ન પદાર્થોથી પણ અભિન્નબુદ્ધિ જો ઉત્પન્ન થઈ શકતી હોય, તો ઘટ–પટ–સ્તમ્ભાદિથી પણ એવી અભિન્ન યાને એકતાની બુદ્ધિ ઉત્પન્ન થવી જોઈએ, પણ તે તો અનુભવવિરુદ્ધ છે : અને ભિન્ન પદાર્થોમાં અભિન્નબુદ્ધિ તો અવશ્ય ઉત્પન્ન થાય જ છે. એ અભિન્નબુદ્ધિનું કારણ કોઈ માનવું જ જોઈએ અને તે 'સત્‌'ની બુદ્ધિ કરાવનાર સામાન્ય સિવાય અન્ય કોઈ નથી, તેથી તે દ્રવ્યાદિ ત્રણથી ભિન્ન છે.

એ જ રીતે પશુત્વ, ગોત્વ, ગજત્વ આદિ અવાન્તર-સામાન્યો, સામાન્ય–વિશેષ ઉભયાત્મક છે : કારણ કે–તે પોતાના આશ્રય પશુ, ગાય અને ગજ આદિમાં અનુગતાકાર બુદ્ધિ કરાવે છે અને મનુષ્ય, અશ્વ, મહિષાદિથી ભેદ પાડે છે. એ અવાન્તર-

સામાન્યો યાને સામાન્ય-વિશેષો પણ પોતાના આશ્રયભૂત દ્રવ્યોથી સર્વથા ભિન્ન છે.

સામાન્ય-વિશેષ ઉભયને માનવા છતાં, તે બંને પરસ્પર અત્યન્ત ભિન્ન અને પોતાના આધારથી પણ અલગ માનવાથી નૈગમનય એકાંશગ્રાહી સિદ્ધ થાય છે: અને તેથી સર્વાંશગ્રાહી પ્રમાણનો વિષય અને તેનો વિષય એક બની શકતો નથી. એટલું જ નહિ પણ શેષ અંશોનો જો તિરસ્કાર કરવા જાય, તો તે જ નૈગમનય નૈગમનયાભાસ બની જાય છે: યાવત્ તે સમ્યગ્જ્ઞાન મટી મિથ્યાજ્ઞાન થઈ જાય છે.

સામાન્ય અને વિશેષને પરસ્પર નિરપેક્ષ માનવાથી સામાન્યને વિશેષપણું અને વિશેષને સામાન્યપણું પ્રાપ્ત થાય છે અને તેથી "द्रव्यगुणकर्मसु सामान्यम्।"-એ વચન અસત્ય ઠરે છે.

'अयं गौः।' 'अयं गौः।' ઈત્યાદિ કથન સામાન્યની બુદ્ધિ અને સામાન્યના વચનનો હેતુ હોવાથી, તે સામાન્ય કહેવાતું હોય, તો 'अयं विशेषः।' अयं विशेषः।' ઈત્યાદિ કથન પણ સામાન્ય બુદ્ધિ અને વચનનો હેતુ હોવાથી વિશેષ પણ સામાન્ય કહેવાશે. પરન્તુ તેમ માનવાથી 'સામાન્ય'ની વૃત્તિ દ્રવ્ય ગુણ કર્મમાં જ છે પણ વિશેષમાં સામાન્ય હોતું નથી, એ મત ટકી શકતો નથી.

વળી 'સત્તાસામાન્ય' પણ ગોત્વાદિ 'અવાન્તર-સામાન્ય'થી બુદ્ધિ અને વચનમાં ભેદ પાડે છે અને 'અવાન્તરસામાન્ય' ગોત્વાદિ પણ 'સત્તાસામાન્ય'થી બુદ્ધિ

અને વચનમાં ભેદ પાડે છે: માટે 'સત્તાસામાન્ય' અને 'અવાન્તરસામાન્ય' પણ ભેદક–વિશેષક બનવાથી વિશેષ બની જાય છે.

એ બે દોષો ઉપરાન્ત ત્રીજો દોષ એ આવે છે કે– ગોત્વ, ગજત્વાદિ 'અવાન્તરસામાન્ય'ને પણ 'સામાન્ય'ની પ્રાપ્તિ થશે: કારણ કે– 'इदं सामान्यं।' 'इदं सामान्यं।'– એવી બુદ્ધિ અને વચનની પ્રવૃત્તિ તેમાં થાય છે. તેથી 'सामान्यं सामान्यरहितम्।'–એ સિદ્ધાન્ત પણ બાધિત થાય છે.

આ રીતે વિશેષને સામાન્યપણું પ્રાપ્ત થવાથી, સામાન્ય પણ અન્ત્યવિશેષની જેમ ભેદક બની જવાથી તથા સામાન્યને પણ સામાન્યપણું પ્રાપ્ત થવાથી, સામાન્ય–વિશેષ–પરસ્પર અથવા તેનાં આશ્રયભૂત દ્રવ્યોથી સર્વથા ભિન્ન છે, એ મત આપોઆપ અસત્ય ઠરે છે.

અહીં વિશેષ પદાર્થ સંબંધી નૈગમનયની માન્યતા શું છે, તે પણ જોઈ જવી પ્રસ્તુત છે. સર્વ પરમાણુઓ સમાન આકાર, ગુણ અને ક્રિયાવાળા છે, છતાં તે પરમાણુ દ્રવ્યમાં યોગિપુરુષોને જે અન્યત્વબુદ્ધિ થાય છે, તેનું કારણ અન્ત્ય-વિશેષ અને એ અન્ત્યવિશેષ જ સમાનગુણ, ક્રિયા અને આકૃતિવાળા પરમાણુઓમાં અસમાન બુદ્ધિનો હેતુ હોવાથી અણુઓથી સર્વથા ભિન્ન છે. સર્વ પાર્થિવ પરમાણુઓનો આકાર પરિમંડલ છે, સર્વેની પ્રથમ ક્રિયા અદૃષ્ટવડે જ કરાય છે તથા એક જ પ્રદેશમાં થતું ગતાગત પણ સર્વનું સમાન છે.

સત્તા એટલે સામાન્ય, તેને એક સ્વતંત્ર પદાર્થ માની, એ સત્તાના સમવાયથી પદાર્થોને 'સત્' માનવાથી બીજા પણ અનેક દોષો આવે છે. તેમાંના કેટલાક ઉપર નજર નાંખી જવી અહીં પ્રસ્તુત છે.

**પહેલો દોષ**—સત્તાના યોગથી સત્પણું પ્રાપ્ત થાય છે, તો તે સત્પણું સ્વરૂપે વિદ્યમાન પદાર્થનું પ્રાપ્ત થાય છે કે અવિદ્યમાન પદાર્થનું પ્રાપ્ત થાય છે? જો અવિદ્યમાન પદાર્થનું પ્રાપ્ત થતું હોય, તો અવિદ્યમાન એવા 'ખપુષ્પ'ને પણ સત્પણું પ્રાપ્ત થશે. જો વિદ્યમાન પદાર્થનું માનવામાં આવતું હોય, તો સ્વરૂપથી વિદ્યમાનને બીજી સત્તાની શી જરૂર છે? અર્થાત્ જો સત્તાને માન્યા સિવાય જ વસ્તુનું સત્પણું છે, તો 'સત્તા'ને માનવાની કોઈ આવશ્યકતા રહેતી નથી.

**બીજો દોષ**—સત્તાસામાન્યને એક, નિત્ય, નિરવયવ, નિષ્ક્રિય અને સર્વગતત્વાદિ ધર્મયુક્ત માનવામાં આવે છે અને દરેક વસ્તુમાં વિદ્યમાન છે એમ પણ માનવામાં આવે છે, તેથી નીચેના દોષો ઉભા થાય છે.

(ક) 'સત્તાસામાન્ય' જો દરેક વસ્તુમાં હોય, તો તે દરેક વસ્તુસ્વરૂપ હોવાથી તેને એક નહિ કહી શકાય.

(ખ) ઘણાં દ્રવ્યોમાં રહેલ છતાં તે એક જ છે—એમ કહેવાથી, તેને સાવયવપણું પ્રાપ્ત થશે. નિરવયવીની વૃત્તિ ઘણાં દ્રવ્યોમાં પરમાણુની પેઠે હોઈ શકે નહિ.

(ગ) સાવયવી માનવાથી તેને સામાન્ય જ નહિ કહેવાય, કારણ કે-અવયવનો ભેદ થતાં તેનાથી અભિન્ન એવા અવયવીનો પણ ભેદ થાય છે. છતાં-

(ઘ) સામાન્ય દરેક વસ્તુમાં વર્તે છે અને એક છે-એમ જો કહેવામાં આવે, તો તે દરેક વસ્તુથી ભિન્ન જણાતું નહિ હોવાથી, 'ખરશૃંગ'ની જેમ અસત્ છે. એટલું જ નહિ પણ-

(ઙ) જે આકાશની પેઠે સર્વગત અને વસ્તુથી સર્વથા ભિન્ન હોય, તે કોઈનું પણ ઉપલક્ષણ (ઓળખાવનાર) બની શકતું નથી.

**ત્રીજો દોષ**-સામાન્ય-વિશેષકૃત જ્ઞાન અને વચન, સામાન્ય-વિશેષથી પ્રવર્તે છે કે સામાન્ય અને વિશેષયુક્ત પદાર્થથી પ્રવર્તે છે? જો સામાન્ય અને વિશેષથી જ પ્રવર્તતાં હોય, તો ઉપર જણાવી ગયા મુજબ સામાન્યમાં પણ અન્યસામાન્ય અને વિશેષમાં પણ અન્યવિશેષની પ્રાપ્તિ થાય છે. જેમ કે-'गोत्व, गजत्वादि।' સામાન્યમાં પણ 'इदं सामान्यं' 'इदं सामान्यं।' ઈત્યાદિ જ્ઞાન અને વચન તથા વિશેષમાં પણ 'अयं विशेषः।' अयं विशेषः।' એવું જ્ઞાન અને વચન પ્રવર્તે છે.

એ દોષનું નિવારણ કરવા માટે સામાન્ય-વિશેષ સિવાય તેના વિષયભૂત પદાર્થોથી જ સામાન્ય-વિશેષનું જ્ઞાન અને વચન પ્રવર્તે છે-એમ જો કહેશો, તો તે સામાન્ય-વિશેષ નિમિત્તક ન થયા પણ 'પરનિમિત્તક' એટલે પદાર્થનિમિ-

ત્તક થયા. તેથી એ નિયમ ન રહ્યો કે–' સામાન્ય–વિશેષની પ્રતીતિ સામાન્ય–વિશેષવિષયક જ્ઞાન અને વચનથી જ થાય છે.' પરંતુ એમ નક્કી થયું કે–તેના આશ્રયભૂત પદાર્થોથી પણ સામાન્ય–વિશેષની બુદ્ધિ અને વચન થાય છે.

આ રીતે એકાન્ત નિરપેક્ષ સામાન્ય–વિશેષ માનવાથી અનેક દૂષણો આવે છે. તત્ત્વથી વસ્તુસ્વરૂપ એવું છે કે–ગાય આદિ પદાર્થના ખરી, સ્કંધ, પુચ્છ, શૃંગ, કમ્બલાદિ-રૂપ જે સદૃશ પર્યાયો, તે જ સામાન્ય છે અને એ જ ગાય વગેરે પદાર્થના શ્યામતા, શ્વેતતાદિ અન્ય વિસદૃશ પર્યાયો, એ જ વિશેષ છે. આ સામાન્ય–વિશેષરૂપ પર્યાયો ગાય આદિ પદાર્થોથી ભિન્નાભિન્ન છે, કિન્તુ એકાન્તે ભિન્ન યા એકાન્તે અભિન્ન નથી. આથી એક, નિત્ય, નિરવયવ, નિષ્ક્રિય અને સર્વગતત્વાદિ ધર્મથી યુક્ત ' સામાન્ય ' અને કેવળ વિશેષક ' અન્ત્યવિશેષ ' નિર્વિષય હોવાથી ' ખપુષ્પ 'ની જેમ અસત્ છે, એ વાત સિદ્ધ થાય છે.

અહીં એ વાત પણ સમજી લેવી જોઈએ કે–પ્રત્યેક વસ્તુ અનન્તધર્માત્મક હોવાથી અને નય એ વસ્તુના એકદેશ (અંશ)ને જણાવનાર હોવાથી નયો પણ અનન્તા છે. તો પણ સર્વસંગ્રાહી સત્તાને વિષય કરનાર સંગ્રહનયના અભિ-પ્રાયથી તે અનન્ત નયોને સાત નયોમાં સંગ્રહી લેવામાં આવ્યા છે. તેથી એ સાત નયો પણ સર્વ અભિપ્રાયોનો સંગ્રહ કરનારા બની જાય છે: કારણ કે–અભિપ્રાય બે રીતે પ્રવર્તે છે. અર્થદ્વારા અથવા શબ્દદ્વારા. અભિપ્રાય પ્રવર્તવાની એ સિવાય ત્રીજી કોઈ રીત છે નહી.

અર્થ બે પ્રકારના છે: એક સામાન્યરૂપ અને બીજા વિશેષરૂપ. શબ્દ પણ બે પ્રકારના છે: એક રૂઢિથી પ્રવર્તનારા અને બીજા વ્યુત્પત્તિથી પ્રવર્તનારા. વ્યુત્પત્તિ પણ બે પ્રકારની છે: એક સામાન્યનિમિત્તપ્રયુક્ત અને બીજી તત્કાળભાવિ-નિમિત્તપ્રયુક્ત. તેમાં જેટલા અર્થનિરૂપણમાં તત્પર અભિપ્રાયો છે, તેટલા નૈગમ, સંગ્રહ, વ્યવહાર અને ઋજુસૂત્ર–એ ચાર નયોમાં અંતર્ભાવ પામે છે.

નૈગમનય સામાન્ય–વિશેષ ઉભયસ્વરૂપ અર્થને ઇચ્છે છે, પરન્તુ તે બંને પરસ્પર સર્વથા ભિન્ન છે–એમ માને છે.

સંગ્રહનય કેવળ સામાન્યને ઇચ્છે છે.

શાસ્ત્રીય સામાન્ય–વિશેષની અપેક્ષા રાખ્યા વિના, કેવળ લોકવ્યવહારમાં આવતા ઘટ–પટાદિક પદાર્થોને ઇચ્છનાર વ્યવહારનય છે.

કેવળ ક્ષણક્ષયી–પરમાણુલક્ષણ–સ્વલક્ષણને માનનાર ઋજુસૂત્રનય છે.

શબ્દનય રૂઢિથી શબ્દોની પ્રવૃત્તિ ઇચ્છે છે.

વ્યુત્પત્તિથી શબ્દોની પ્રવૃત્તિને ઇચ્છનાર સમભિરૂઢનય છે.

અને જે કેવળ વર્ત્તમાનકાળભાવિ–વ્યુત્પત્તિનિમિત્તને ઉદ્દેશીને જ શબ્દોની પ્રવૃત્તિ ઇચ્છે છે, તે એવંભૂતનય છે.

આથી એ સિદ્ધ થાય છે કે–વસ્તુવિષયક કોઈ પણ એવો વિકલ્પ કે અભિપ્રાય બાકી રહી જતો નથી, કે જે

સાત નયોમાં અંતર્ભાવ પામતો ન હોય. તેથી આ સાત નયોને સર્વ અભિપ્રાયોનો સંગ્રહ કરનાર તરીકે માનવામાં આવેલા છે.

* * *

**સંગ્રહનય :**

નૈગમનયનું સ્વરૂપ જેમ આપણે ઉપર વિસ્તારથી જોઈ આવ્યા, તેમ સંગ્રહાદિ નયોની પણ માન્યતા કાંઈક વિગતથી જોઈ લેવી આવશ્યક છે. 'એક' શબ્દદ્વારાએ 'અનેક' પદાર્થોનું ગ્રહણ કરવું, તે સંગ્રહનય છે: જેમ કે–'જીવ' શબ્દ કહેવાથી સર્વ પ્રકારના ત્રસ–સ્થાવર જીવોનું ગ્રહણ કરવું. એ 'સંગ્રહ'ના બે ભેદ છે : એક 'પર' અને બીજો 'અપર.' 'પર'સંગ્રહને 'સામાન્ય' પણ કહેવાય છે અને 'અપર'સંગ્રહને 'વિશેષ' પણ કહેવાય છે. સર્વ દ્રવ્યોનું ગ્રહણ કરવાવાળો નય 'સામાન્ય–સંગ્રહનય' છે : જેમ કે– 'દ્રવ્ય' શબ્દથી જીવ, અજીવ સર્વનો સંગ્રહ થઈ જાય છે. થોડા દ્રવ્યોનો સંગ્રહ કરનાર નયને 'વિશેષસંગ્રહનય' કહેવાય છે : જેમ કે–'જીવ'શબ્દ કહેવાથી સર્વ 'જીવ-દ્રવ્યો'નો તો સંગ્રહ થઈ જાય છે, પરન્તુ 'અજીવદ્રવ્યો' બાકી રહી જાય છે, તેથી તેને વિશેષ સંગ્રહ કહેવાય છે.

સંગ્રહનય, એ માત્ર 'સામાન્ય'ને માને છે. તેના મતે સામાન્યરહિત વિશેષોનો 'ખકુસુમવત્' અભાવ છે. 'સત્'–એમ કહેવાથી ત્રિભુવનાન્તર્ગત સર્વ વસ્તુની પ્રતીતિ

થાય છે. વિશ્વમાં કોઈ એવી વસ્તુ નથી, કે જે સત્ કહેવાથી બુદ્ધિમાં પ્રતિભાસમાન ન થતી હોય, માટે સત્તાથી અતિરિક્ત બીજું કાંઈ છે નહિ.

'સામાન્ય'ના પર–અપર એમ જે બે ભેદ પડે છે, તેમાં અપરસામાન્ય અનુગમ અને વ્યતિરેક ઉભયસ્વરૂપ છે. અનુગતસામાન્ય આકારનું પ્રતિપાદન તે 'અનુગમ' છે અને પરપણાનો નિષેધ કરનાર વિશેષનું પ્રતિપાદન તે 'વ્યતિરેક' છે. ટૂંકમાં સંગ્રહનય સર્વ વસ્તુઓને સામાન્યરૂપે એકઠી કરે છે, અથવા સંગ્રહનયવડે સર્વ ભેદો સામાન્યરૂપે સંગ્રહાય છે, અથવા સંગ્રહિત અને પીંડિતાર્થવાળું વચન તે સંગ્રહનય છે. સંગ્રહિત એટલે સામાન્યાભિમુખપણે ગ્રહણ કરાએલ અને પીંડિત એટલે એક જાતિપણાને પમાડાયેલ. અથવા સત્તારૂપ મહાસામાન્ય તે સંગ્રહિત અને ગોત્વાદિ અવાન્તરસામાન્ય તે પીંડિત. સંગ્રહનયન મતે 'સામાન્ય' એક, નિત્ય, નિરવયવિ, અક્રિય અને સર્વગત છે. સર્વત્ર હોવાથી એક છે, અવિનાશી હોવાથી નિત્ય છે, દેશરહિત હોવાથી નિરવયવિ છે, દેશાન્તરગતિશૂન્ય હોવાથી અક્રિય છે અને અક્રિય હોવાથી સર્વગત છે.

વ્યવહારનય :

સંગ્રહનયથી ગ્રહણ કરાયેલ પદાર્થોનો ભેદક–યોગ્ય રીતિથી વિભાગ કરવાવાળો વ્યવહારનય છે. એના પણ બે ભેદ છે : એક સામાન્યભેદક અને બીજો વિશેષભેદક. સામાન્ય

સંગ્રહમાં ભેદ કરવાવાળો સામાન્યભેદક વ્યવહાર છે : જેમ કે–દ્રવ્યના બે ભેદ છે : એક જીવ અને બીજો અજીવ : વિશેષ-સંગ્રહમાં ભેદ કરવાવાળો વિશેષભેદક વ્યવહાર છે : જેમ કે–જીવના બે ભેદ છે : એક સંસારી અને બીજો મુક્ત.

આ રીતે વ્યવહાર એ સામાન્યનો તિરસ્કાર કરે છે, તેથી પણ તેને વ્યવહાર કહેવાય છે, અથવા લોક એ વિશેષથી વ્યવહારમાં જ તત્પર છે, તેને વિષય કરનાર હોવાથી પણ એ નય વ્યવહાર કહેવાય છે. આ નયના મતે 'સત્' એ વિશેષોથી જુદું નથી : કારણ કે–'સત્' શબ્દથી વ્યવહાર કરવા લાયક વિશેષોનું જ ગ્રહણ થાય છે. વિશેષોથી ભિન્ન સામાન્યની ઉપલબ્ધિ થતી નથી, તેથી સામાન્ય એ 'ખકુ-સુમવત્' અસત્ છે, એમ આ નય માને છે. ઘટ–પટાદિ વિશેષો એ સૌને સ્વપ્રત્યક્ષ છે તથા જલાહરણાદિ લોકવ્યવહાર પણ વિશેષોવડે જ કરાય છે. આ નય વ્યવહારને જ મુખ્ય માનતો હોવાથી, પાંચ વર્ણવડે યુક્ત હોવા છતાં, ભ્રમરમાં શ્યામ વર્ણ સ્પષ્ટ હોવાથી, તેને માત્ર શ્યામવર્ણવાળો જ માને છે.

**ઋજુસૂત્રનય :**

ઋજુ એટલે અવક્ર, અર્થાત્ વસ્તુને અવક્રપણે–સરળ-તાથી, સૂત્ર એટલે કહે તે ઋજુસૂત્ર. અવક્રનો અર્થ અહીં 'પ્રત્યુત્પન્ન' (વર્તમાનકાલીન) અને 'સ્વકીય' (પોતાની) એવો વિવક્ષિત છે. વર્તમાનકાલીન સ્વકીય વસ્તુ, એ આ

નયનો વિષય છે. અતીત વસ્તુ નાશ પામેલ છે, અનાગત વસ્તુ ઉત્પન્ન થયેલ નથી, તથા પરકીય વસ્તુ ' પરધન 'ની જેમ ઉપયોગમાં આવતી નહિ હોવાથી નિષ્પ્રયોજન છે. તેથી એ ત્રણેય પ્રકારની વસ્તુને આ નય ' અસત્ ' યાને ' અવસ્તુ ' માને છે. તે કહે છે કે–જો સ્વવ્યવહારોપલબ્ધિરહિત હોવાથી સામાન્યને ' અસત્ ' માનવામાં આવતું હોય, તો અતીત, અનાગત અને પરકીય પણ અનુપયોગી હોવાથી તેને ' અસત્ ' જ માનવું જોઈએ.

વસ્તુનો વર્ત્તમાનકાલીન સ્વકીયપર્યાય માત્ર જ ' સત્ ' છે. એના બે ભેદ છે . એક સૂક્ષ્મ અને બીજો સ્થૂલ. સૂક્ષ્મ ઋજુસૂત્રનય ' સમય ' માત્રના વર્ત્તમાન પર્યાયને ગ્રહણ કરે છે અને માને છે. જેમ કે–ક્ષણક્ષયી પદાર્થ. સ્થૂલ ઋજુસૂત્રનય અનેક સમયના વર્ત્તમાન પર્યાયને ગ્રહણ કરે છે અને માને છે. જેમ કે–સો વર્ષનો મનુષ્યપર્યાય. એ રીતે સૂક્ષ્મ–સ્થૂલ સાંપ્રતકાલીન નામ–સ્થાપનાદિયુક્ત સ્વકીય વસ્તુને જ ઋજુ-સૂત્રનય વસ્તુ તરીકે સ્વીકારે છે.

અહીં સુધીના ચાર નયો, એ અર્થનય છે અને હવે પછીના ત્રણ નયો, એ શબ્દનય છે. જો કે–સાતેય નયો જ્ઞાનાત્મક અને શબ્દાત્મક છે (પરાર્થપ્રતિપાદનમાં શબ્દાત્મક બની જાય છે અને સ્વાર્થપ્રકાશનમાં જ્ઞાનાત્મક રહે છે.), તો પણ અહીં બાકીના ત્રણ નયો શબ્દનય છે–એમ જણાવવામાં આવ્યું છે. એનું તાત્પર્ય એ છે કે–નૈગમાદિ ચાર નયો

'અર્થ'પ્રધાન છે અને શબ્દાદિ ત્રણ નયો 'શબ્દ'પ્રધાન છે. જો કે-સાતેય નયો અર્થનું જ પ્રતિપાદન કરે છે, તો પણ નૈગમાદિ નયો શબ્દના લિંગાદિનું પરાવર્તન થઈ જવા માત્રથી અર્થમાં પરાવર્તન માનતા નથી, જ્યારે શબ્દાદિ ત્રણ નયો શબ્દના લિંગાદિના પરાવર્તનથી અર્થનું પણ પરાવર્તન સ્વીકારે છે.

**શબ્દનય :**

શબ્દોમાં લિંગાદિના ભેદે અર્થનો ભેદ બતાવનાર 'શબ્દ'નય છે. શબ્દમાં જે લિંગાદિનો વ્યવહાર થાય છે, તે અર્થની અપેક્ષાએ હોય છે. અર્થમાં જે લિંગ હોય છે, તેના સમાન લિંગનો વ્યવહાર પ્રાયઃ શબ્દમાં પણ થાય છે અને એ જ લિંગને શબ્દનું લિંગ માની લેવામાં આવે છે, એ કારણે શબ્દનયની એ માન્યતા છે કે-'જ્યાં લિંગ આદિકનો ભેદ છે, ત્યાં અર્થમાં પણ અવશ્ય ભેદ પડી જાય છે' : જેમ કે-પહાડ અને પહાડી, નદ અને નદી, નળો અને નળી ઈત્યાદિ. મોટા પહાડને પહાડ અને નાના પહાડને પહાડી કહેવાય છે. એ જ રીતિએ મોટી નદીને નદ અને નાની નદીને નદી તથા મોટા નળાને નળો અને નાના નળાને નળી કહેવામાં આવે છે. એથી સિદ્ધ થાય છે કે-લિંગભેદ એ અર્થભેદમાં કારણ છે.' એ જ રીતે સંખ્યા, પુરુષ, ઉપસર્ગ, કાળ, કારક, આદિના :ભેદથી અર્થભેદને સ્વીકારનાર આ નય છે.

વર્ત્તમાનકાલીન-પ્રત્યુત્પન્ન વસ્તુને ઋજુસૂત્રનય માને છે.

તેને જ શબ્દનય વિશેષતર માને છે. એને શબ્દનય એટલા માટે કહેવામાં આવે છે કે–તે પ્રધાનપણે શબ્દના વાચ્યાર્થને ગ્રહણ કરે છે: અર્થાત્ શબ્દના વાચ્યાર્થને ગ્રહણ કરનાર નયને પણ ઉપચારથી શબ્દનય કહેવામાં આવે છે. આ નય શબ્દના વાચ્યાર્થને જ પ્રધાનપણે માનતો હોવાથી, તેના મતે 'ઘટ' શબ્દવડે કેવળ 'ભાવ'ઘટનું જ ગ્રહણ થાય છે. આ નયના મતે 'જલાહરણાદિ' ક્રિયામાં સમર્થ હોય તે જ 'ઘટ' કહેવાય. નામાદિ ઘટો 'જલાહરણાદિ' ક્રિયામાં સમર્થ નથી, માટે તેને 'ઘટ' ન કહેવાય. જો અતીત, અનુત્પન્ન અને પરકીય, એ નિષ્પ્રયોજન હોવાથી ઘટરૂપ 'વસ્તુ' ન મનાય, તો નામ–સ્થાપનાદિ ઘટો પણ 'જલા-હરણાદિ' સ્વપ્રયોજન માટે અસમર્થ હોવાથી ઘટરૂપ ન જ મનાય. અર્થાત્ આ નયના મતે 'ઘટ' શબ્દથી નામ–સ્થાપનાદિરહિત કેવળ 'ભાવઘટ'નું જ ગ્રહણ થાય છે.

તદુપરાન્ત સામાન્યપણે પ્રત્યુત્પન્ન વસ્તુને વસ્તુ તરીકે માનનાર ઋજુસૂત્રનય કરતાં શબ્દનય તેને 'સપ્તભંગી'–'ભિન્નલિંગ'–'ભિન્નવચન' આદિ વડે વિશેષતર માને છે: તો પણ 'સમભિરૂઢ'નયની જેમ શબ્દના પર્યાયભેદે વસ્તુનો ભેદ શબ્દનય માનતો નથી.

### સમભિરૂઢનય:

જ્યાં શબ્દનો ભેદ છે, ત્યાં અર્થનો ભેદ અવશ્ય છે, એમ માનનાર સમભિરૂઢનય છે. શબ્દનય તો અર્થભેદ ત્યાં

જ કહે છે, કે જ્યાં લિંગ આદિનો ભેદ હોય: પરન્તુ આ નય તો પ્રત્યેક શબ્દના અર્થ જુદા જુદા માને છે: પછી ભલે તે શબ્દો પર્યાયવાચી હોય અને તેનાં લિંગ, વચન આદિ સમાન પણ હોય. 'ઈન્દ્ર' શબ્દથી ઐશ્વર્યનો અનુભવ કરનાર અને 'પુરન્દર' શબ્દથી પુર–નગરીનો ભાંગનાર, એવો બોધ થાય છે. ઈન્દ્ર અને પુરન્દર, એ બે શબ્દોનો આધાર એક જ વ્યક્તિ હોવાથી તે પર્યાયવાચી બની જાય છે, તો પણ તે બંનેના અર્થ જુદા જુદા છે. એ રીતે પ્રત્યેક શબ્દમાં પૃથક્ અર્થ બતાવવાનું સામર્થ્ય છે, એમ આ નય માને છે.

'ઘટ' શબ્દથી જે અર્થ વાચ્ય છે, તે અર્થ કુટ, કુમ્ભ, કલશાદિ શબ્દોથી વાચ્ય હોતો નથી. અને જો તેમ માનવામાં ન આવે, તો સંકર આદિ અનેક દોષોની પ્રાપ્તિ થાય છે. એક 'ઘટાદિ' વસ્તુનો અન્ય 'કુટાદિ' વસ્તુમાં જો સંક્રમ થઈ શકતો હોય, તો ઘટાદિ અર્થમાં પટાદિ અર્થનો પણ સંક્રમ થતો માનવો જોઈએ. અને જો એ રીતે થાય, તો સંશય, વિપર્યય, એકતા અને સંકીર્ણતાદિ અનેક દોષોનો સમૂહ ઉત્પન્ન થાય છે. જેમ કે–'આ ઘટ છે કે પટ છે?'–એવો સંશય, અગર 'ઘટમાં જ પટના નિશ્ચયરૂપ' વિપર્યય, અથવા ઘટ–પટાદિ પદાર્થોનો ભેદાભાવ–એકતા, અથવા મેચકમણિની જેમ ઘટ–પટાદિ અર્થની સંકીર્ણતા, વગેરે દોષો આવીને ઉભા રહે છે.

તાત્પર્યાર્થ એ છે કે–ઘટ, કુટ, કુમ્ભાદિ શબ્દોથી

વાચ્યપદાર્થનો પરસ્પર 'અભેદ' માનવો એ યોગ્ય નથી, કિન્તુ ભેદ માનવો એ જ યુક્ત છે : કારણ કે—જેમ વાચક-(શબ્દ)ના ભેદથી ઘટ, પટ, સ્તમ્ભાદિ શબ્દોથી વાચ્ય ઘટ, પટ, સ્તમ્ભાદિ પદાર્થો ભિન્ન છે, તેમ ઘટ, કુટ, કુમ્ભાદિમાં પણ વાચકશબ્દોનો ભેદ છે, માટે તેના વાચ્ય પણ ભિન્ન છે.

બીજી વાત એ છે કે—લિંગ અને વચનાદિની વિભિન્નતાથી જો અર્થની વિભિન્નતા સ્વીકારમાં આવે છે, તો પછી ઘટ, કુટ, કુમ્ભ, કલશાદિ શબ્દોના ભેદથી વાચ્ય અર્થોનો ભેદ શા માટે સ્વીકારવામાં ન આવે ? ધ્વનિનો ભેદ ઉભયત્ર સમાન છે. અથવા તો એક શબ્દમાં અનેક અર્થોની પ્રવૃત્તિ જ સંભવી શકતી નથી, એવો સમભિરૂઢનયનો સિદ્ધાન્ત છે. એ સિદ્ધાન્ત સ્વીકારવાનું પ્રયોજન આપણે ઉપર જોઈ આવ્યા છીએ.

આ નય દેશ—પ્રદેશાદિની ભિન્ન કલ્પનામાં 'ષષ્ઠી'-સમાસ માનતો નથી, કિન્તુ 'કર્મધારય'સમાસ માને છે. એના મતે ધર્માસ્તિકાય વગેરે 'દેશી' તે જ 'દેશ' છે. 'દેશ' એ દેશીથી અત્યંત ભિન્ન—સ્વતંત્ર વસ્તુ નથી. જો 'દેશી'થી 'દેશ' ભિન્ન માનવામાં આવે, તો અત્યન્ત ભિન્ન વિન્ધ્ય અને સહ્યની જેમ બંનેનો સંબંધ કેવી રીતે ઘટે ?

એ જ રીતે આ નય કર્ત્તાથી ક્રિયાને અવ્યતિરિક્ત માને છે. કુમ્ભકારથી કુમ્ભ કરવાની ક્રિયા ભિન્ન નથી. કર્ત્તા સંબંધી ક્રિયાનો સંબંધ કર્ત્તાથી જો વ્યતિરિક્ત 'ઘટરૂપ કર્મ'માં પણ માનવામાં આવે, તો પરસ્પર 'એકતાદિ'

દોષોની પ્રાપ્તિ થાય : માટે કર્ત્તા સંબંધી ક્રિયાનો સંબંધ કર્ત્તામાં જ માનવો, કિન્તુ કર્માદિમાં ન માનવો, એવો સમભિરૂઢનયનો સિદ્ધાન્ત છે.

**એવંભૂતનય :**

જે શબ્દનો અર્થ જે ક્રિયાને દર્શાવતો હોય, તે ક્રિયામાં તત્પર પદાર્થને જ તે શબ્દનો વાચ્ય માનવો, એ એવંભૂત-નયનો વિષય છે. જેમ કે–પૂજા કરતી વખતે જ તેને 'પૂજારી' માનવો, સેવા કરતી વખતે જ તેને 'સેવક' માનવો અને યુદ્ધ કરતી વખતે જ તેને 'યોદ્ધો' માનવો.

પ્રત્યેક શબ્દનો અર્થ કોઈ ને કોઈ ક્રિયાની સાથે સંબંધ રાખનાર હોય જ છે. **શાકટાયનનો** મત છે કે–પ્રત્યેક શબ્દની ઉત્પત્તિ કોઈ ને કોઈ ધાતુ ઉપરથી જ થયેલી છે. કોઈ પણ ભાષામાં મોટે ભાગે ધાતુથી સંબંધ નહિ રાખનાર શબ્દ મળી શકવો અશક્ય છે. તાત્પર્ય કે–પ્રત્યેક શબ્દ કોઈ ને કોઈ ક્રિયાથી સંબંધ રાખે છે જ.

સમભિરૂઢનય, કોઈ એક સમયે ક્રિયા જોઈ ને, એ વસ્તુ માટે એ જ શબ્દનો પ્રયોગ સર્વદા કરશે, પરંતુ એવંભૂત-નય, જ્યારે અને જ્યાં સુધી ક્રિયા થઈ રહી હોય, ત્યારે અને ત્યાં સુધી જ તેને તે શબ્દથી બોલાવશે. આ નય શબ્દના અર્થમાં શબ્દનય અને સમભિરૂઢનય કરતાં વિશેષ તત્પર છે.

એવંભૂતનય ઘટ શબ્દને ચેષ્ટાવાન અર્થવડે અને તે 'ચેષ્ટારૂપ અર્થને' 'ઘટ' શબ્દવડે નિયત કરે છે. જેવો

અભિધાયક હોય, તેવા જ અભિધેયની પ્રતિપત્તિ થાય છે. જો શબ્દ પ્રમાણે અર્થબોધ ન થતો હોય, તો સંશય, વિપર્યય, એકત્વ અને સંકીર્ણતાદિ દોષોની પ્રાપ્ત થવી જોઈએ : માટે 'શબ્દ'ના વશથી 'અભિધેય' છે અને 'અભિધેય'ના વશથી 'શબ્દ' છે, એવો એવંભૂતનયનો સિદ્ધાન્ત છે. 'ઘટ'શબ્દથી વાચ્ય એવા અર્થને 'ઘટનચેષ્ટા' રહિત દશામાં 'ઘટ'રૂપે માનવાની આ નય સાફ ના પાડે છે. જો ઘટ, કુટ, કુમ્ભાદિ પર્યાયશબ્દોથી અર્થનો ભેદ માન્ય હોય, તો 'ચેષ્ટા'-રહિત અવસ્થામાં પણ તેને ઘટ કેવી રીતે માની શકાય? આ નયના મતે 'જીવ'શબ્દથી દશ વગેરે પ્રાણોને ધારણ કરનાર જીવને જ જીવ કહી શકાય. સિદ્ધના જીવોને જીવ નહિ, પણ સત્ત્વ, આત્મા, આદિ 'અન્વર્થ' નામોથી જ સંબોધી શકાય.

આ નયના મતે 'દેશી' અને 'દેશ' બે ભિન્ન નથી, તેમ એક પણ નથી, કિન્તુ સર્વ વસ્તુઓ અખંડ સ્વરૂપવાળી છે. સમભિરૂઢનયના મતે જો દેશીને જ દેશ માનવામાં આવે, તો તે બંનેને દેશી-દેશ એવા પર્યાયવચનની પ્રાપ્તિ થાય છે. એથી પુનરુક્તિ, આનર્થ્ય, વસ્તુનો સંક્રમ, સ્વપક્ષવિઘાત, આદિ દોષો આવીને ઉભા રહે છે.

આ સાતેય નયોમાં પહેલા પહેલાનો નય, સ્થૂલ યાને ઘણા વિષયવાળો છે અને પછી પછીનો નય સૂક્ષ્મ યાને અલ્પ-વિષયવાળો છે. નૈગમનય 'સત્' અને 'અસત્' ઉભય-પદાર્થોને વિષય કરે છે, કારણ કે-સંકલ્પ 'સત્'-'અસત્'

ઉભયમાં થઈ શકે છે. સંગ્રહનયમાં માત્ર ‘ સત્ ’ને જ વિષય કરવામાં આવે છે. વ્યવહાર ‘ સત્ ’ના જ એક વિભાગને જાણે છે. ઋજુસૂત્રમાં ફક્ત વર્ત્તમાનકાળનો સ્થૂલ યા સૂક્ષ્મ-પર્યાય જ વિષય થાય છે. ‘ શબ્દ ’નય ઋજુસૂત્રથી પણ અલ્પ વિષયને ગ્રહણ કરે છે, કારણ કે—ઋજુસૂત્રમાં તો લિંગ આદિકનો ભેદ હોવા છતાં અર્થભેદ માનવામાં નથી આવતો, જ્યારે શબ્દમાં તે માનેલો છે. શબ્દથી સમભિરૂઢ અને સમ-ભિરૂઢથી એવંભૂતનો વિષય તો તદ્દન અલ્પ બની જાય છે, એ વાત ઉપરના વિવેચનથી સ્પષ્ટ સમજી શકાય તેમ છે.

ઋજુસૂત્ર પર્યન્તના ચાર નયો અર્થને મુખ્ય માની અને શબ્દને ગૌણ માની વસ્તુનું પ્રતિપાદન કરે છે. પછીના શબ્દાદિ ત્રણ નયો શબ્દને મુખ્ય માની તથા અર્થને ગૌણ માની વસ્તુનું પ્રતિપાદન કરે છે.

### પરસ્પર વિરોધનું સમાધાન :

સર્વ નયો પરસ્પર વિરૂદ્ધ હોવા છતાં, જેમ રાજા સેવકોને, તથા ન્યાયાધીશ (મધ્યસ્થ) વાદી—પ્રતિવાદીને વિરોધ-રહિત બનાવે છે, તેમ અહીં પણ સમ્યગ્જ્ઞાની શ્રી તીર્થં-કરદેવ યા જૈનમુનિ પરસ્પર વિરૂદ્ધ એવા ઘણા નયોને, તેમના એકાન્ત નિશ્ચયરૂપ વિરોધનાં કારણોને દૂર કરીને એકઠા કરે છે. અથવા પ્રૌઢ મંત્રવાદી વિષના અંશોને જેમ વિષરહિત બનાવે છે, તેમ સમ્યગ્જ્ઞાની પણ નયોના પરસ્પર એકાન્ત આગ્રહરૂપી વિષને હઠાવી, તેમને નિર્વિષ બનાવે છે.

લોકમાં પણ એ વાત પ્રસિદ્ધ છે કે-જો મંત્રવાદીનો યોગ મળી જાય, તો વિષ પણ અમૃતપણું પામીને જેમ અનેક કુષ્ટાદિ રોગોને દૂર કરનારૂં થાય છે, તેમ નયોનું એકાન્ત વિષ પણ દૂર થઈ જવાથી તે સમ્યગ્-અવિરોધી બની જાય છે.

દરેક નય વસ્તુને એકદેશ( અંશ )થી જણાવનાર હોવાથી, મતિ-શ્રુતાદિક જ્ઞાનની જેમ એક જ વસ્તુને ભિન્ન ભિન્ન રીતે જણાવનાર બને છે તથા એકઠા થયેલા તે સર્વ નયો કેવળ-જ્ઞાનની પેઠે સમસ્ત વસ્તુને જણાવનારા પણ થાય છે.

અથવા હાથીના ભિન્ન ભિન્ન અવયવોમાં હાથીની પ્રતિ-પત્તિ કરનાર અંધપુરુષોની જેમ અનંતધર્માત્મક વસ્તુના ભિન્ન ભિન્ન ધર્મો-અંશોમાં પણ સંપૂર્ણ વસ્તુની પ્રતિપત્તિ કરનાર નયો મિથ્યાદૃષ્ટિ છે; અને સમુદિત થયેલા એ જ નયો, હાથીના સર્વ અવયવસમુદાયને હાથી કહેનાર દેખતા મનુષ્યની જેમ સમસ્ત પર્યાયાત્મક વસ્તુને જણાવનાર હોવાથી સમ્યગ્વાદી છે.

અથવા જેમ છૂટાં પડેલાં મણિરત્નો એ રત્નમાળા કહેવાતાં નથી, તેમ જુદા જુદા નયો સ્વતંત્રપણે વસ્તુના દીપક બની શકતા નથી : પરન્તુ જેમ તે જ રત્નો એકત્રિત કરીને જો સૂત્રમાં પરોવેલાં હોય તો રત્નમાળા કહેવાય છે, તેમ સમુદિત નયો પરસ્પર સાપેક્ષ બનવાથી સમસ્ત વસ્તુના જ્ઞાપક થઈ શકે છે.

અનેક ધર્મોથી યુક્ત પદાર્થને ગ્રહણ કરનાર જ્ઞાન એ પ્રમાણ છે અને તે જ પદાર્થનો એક ધર્મદ્વારા પરામર્શ કરનાર તથા બાકીના ધર્મોનો સ્વીકાર યા તિરસ્કાર નહિ કરનાર નય છે. ધર્મો અનન્ત હોવાથી નયો પણ અનન્ત છે, તો પણ સર્વસંગ્રાહક અભિપ્રાયની કલ્પનાએ તેના સાત

ભેદો માન્યા છે. જ્યારે એ જ નય સ્વાભિપ્રેત ધર્મના અવધારણથી અને શેષ ધર્મોના તિરસ્કારથી પ્રવર્તે, ત્યારે દુર્નયસંજ્ઞાને પામે છે.

જેટલાં ઈતર દર્શનો પ્રવર્ત્યાં છે, તે બધાં આ દુર્નયોના પ્રતાપે જ પ્રવર્ત્યાં છે. જેમ કે—નૈયાયિક અને વૈશેષિક-દર્શન નૈગમનયના અભિપ્રાયે પ્રવર્ત્યું છે : સઘળાય અદ્વૈતવાદો અને સાંખ્યદર્શન એ સંગ્રહનયના અભિપ્રાયથી પ્રવર્તેલાં છે : ચાર્વાકદર્શન મોટે ભાગે વ્યહારનયને અનુસરનારૂં છે : બૌદ્ધદર્શન ઋજુસૂત્રનયના અભિપ્રાયે પ્રવર્તેલું છે : રૂઢિથી શબ્દોની પ્રવૃત્તિ ઈચ્છનાર મીમાંસકદર્શન શબ્દનયથી પ્રવર્તેલું છે : અને વ્યુત્પત્તિ આદિ દ્વારા શબ્દોની પ્રવૃત્તિ ઈચ્છનારા વૈયાકરણાદિ પ્રવાદો સમભિરૂઢ અને એવંભૂતનયોથી પ્રવર્તેલા છે.

નયવિજ્ઞાનમાં કુશળ આત્મા આ રીતે એક એક નયના અભિપ્રાયથી પ્રવર્તેલાં દર્શનોની અયથાર્થતાને સારી રીતે જાણી શકે છે, તેથી તે સ્વસિદ્ધાન્તમાં સ્થિર રહી શકે છે અને બીજાઓને સ્થિર કરી શકે છે.

જ્ઞેય વસ્તુમાં કોઈ પણ જાતિનો સંદેહ થવા ન પામે, તે ખાતર સર્વ નયોનું જ્ઞાન મેળવવું એ અતિ આવશ્યક બને છે. નયોનું યથાર્થ જ્ઞાન પ્રાપ્ત કરનાર આત્મા સત્યાસત્યના વિભાગને કરી શકે છે અને એક નયાનુસારી દર્શનોનું અસત્ય જાણી શકે છે : એટલું જ નહિ, કિન્તુ પૂર્ણ સત્યનો જ એક પક્ષ કરનાર સ્યાદ્વાદ સિદ્ધાન્તને ખોટી રીતે દૂષિત કરનાર વ્યક્તિઓના ઉલ્લેખોને યુક્તિપૂર્વક નિરાસ કરી શકે છે : અને એ રીતે સત્ય સિદ્ધાન્તની આશાતનાથી સ્વયં બચી શકે છે તથા બીજાને બચાવી શકે છે.

卐

૪

## નમસ્કારની ઉત્પત્તિ.

સર્વસંગ્રાહી નૈગમનય નમસ્કારને અનુત્પન્ન માને છે, જ્યારે બીજા સર્વ નયો નમસ્કારને ઉત્પન્ન માને છે. સર્વ-સંગ્રાહી નૈગમ અને સંગ્રહનય સામાન્ય માત્રનું જ અવલંબન કરતા હોવાથી, તેના અભિપ્રાયે સર્વ કાંઈ ઉત્પાદ–વ્યય-રહિત છે. શેષ નયો એટલે વિશેષગ્રાહી નૈગમ અને વ્યવહારાદિ બીજા નયો વિશેષગ્રાહી હોવાથી, વસ્તુને ઉત્પાદ–વ્યય-સહિત માને છે.

નમસ્કારને 'ઉત્પન્ન' માનનાર નયોમાંના પ્રથમના ત્રણ નયો–વિશેષગ્રાહી નૈગમ, સંગ્રહ અને વ્યવહાર, તેની ઉત્પત્તિનાં ત્રણ કારણો માને છે : સમુત્થાન, વાચના અને લબ્ધિ. સમુત્થાન એટલે જેનાથી સમ્યગ્ ઉત્પત્તિ થાય તે. પ્રકૃતમાં નમસ્કારના આધારરૂપ દેહ એટલે શરીર સમજવું. વાચના એટલે ગુરુ સમીપે શ્રવણાદિ અને લબ્ધિ એટલે તદાવરણીય કર્મનો ક્ષયોપશમ.

ઋજુસૂત્રનયના મતે સમુત્થાન સિવાય માત્ર વાચના અને લબ્ધિથી જ નમસ્કાર ઉત્પન્ન થાય છે : કારણ કે–વાચના અને લબ્ધિરૂપ કારણની બીનહયાતિમાં શરીરરૂપ કારણના સદ્ભાવ માત્રથી નમસ્કારની ઉત્પત્તિ થતી નથી.

શબ્દાદિ ત્રણ નયો તો એક લબ્ધિને જ કારણ માને છે: કારણ કે–લબ્ધિરહિત એટલે તદાવરણીય કર્મના ક્ષયોપશમ-રહિત અભવ્ય જીવને વાચના અને દેહ ઉભય કારણોની હયાતિ હોવા છતાં નમસ્કારની ઉત્પત્તિ થતી નથી અને લબ્ધિયુક્ત પ્રત્યેકબુદ્ધાદિ મહાપુરુષોને વાચનાના અભાવે પણ નમસ્કારની ઉત્પત્તિ થઈ શકે છે.

**સામાન્ય વાદિનો મત:**

સત્તામાત્રગ્રાહી સર્વસંગ્રાહી નૈગમ અને સંગ્રહના મતે 'નમસ્કાર' સર્વદા 'સત્' યાને વિદ્યમાન છે. જે સર્વદા 'સત્' છે, તે આકાશની પેઠે કદી ઉત્પન્ન થતું નથી. જો નિત્યનો પણ ઉત્પાદ માનવામાં આવે, તો ઉત્પન્નનો પણ ઉત્પાદ થવાનો પ્રસંગ પ્રાપ્ત થાય અને તેથી 'અનવસ્થા' નામના મહાદોષની આપત્તિ આવે. વળી જે નિત્ય વિદ્યમાન હોય, તે કદી પણ નાશ પામે નહિ: કારણ કે–નાશ અને નિત્યતાનો નિત્ય વિરોધ છે.

**શંકા૦** જો નમસ્કાર વિદ્યમાન છે, તો તે જીવની મિથ્યાત્વદશામાં દેખાતો કેમ નથી?

**સમાધાન૦** વિદ્યમાન એવો પણ નમસ્કાર નહિ દેખાવાનું કારણ, તદાવારક નમસ્કારને અટકાવનાર કર્મનો સદ્ભાવ છે. અતીન્દ્રિય જ્ઞાનિપુરુષો મિથ્યાત્વદશાયુક્ત જીવમાં પણ પ્રચ્છન્નપણે રહેલા નમસ્કારને જોઈ શકે છે, તે સિવાયના આત્માઓ જોઈ શકતા નથી. સર્વદા વિદ્યમાન 'આત્મસ્વરૂપ' અમૂર્ત હોવાથી, જેમ કેવળજ્ઞાની મહર્ષિઓ

સિવાય. તેને કોઈ જોઈ શકતું નથી, તેમ મિથ્થાત્વ અવસ્થામાં પણ જીવની અંદર સત્તારૂપે રહેલ નમસ્કાર કેવળજ્ઞાનાવરણથી આવૃત્ત (છદ્મસ્થ) આત્માઓવડે જોઈ શકાતો નથી.

**વિશેષ વાદિઓનો મત :**

જે વસ્તુ 'સત્' છે, તે ઘટની પેઠે ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્યયુક્ત જ છે. ઉત્પાદ–વ્યયરહિત વસ્તુ 'ખપુષ્પવત્' 'અસત્' છે. વિદ્યમાન નમસ્કાર આવરણના ઉદયથી નથી જણાતો એમ નથી, કિન્તુ છે નહિ માટે જણાતો નથી. આવરણાદિની કલ્પના એ કલ્પિત છે.

**પ્રશ્ન૦** જો નમસ્કાર અવિદ્યમાન જ હોય, તો કોઈ પણ જગ્યાએ તે દેખવામાં આવવો જોઈએ નહિ, કિન્તુ અન્યત્ર તે દેખાય છે જ : તો તેને નહિ દેખાવા માત્રથી સર્વથા અભાવ છે, એમ કેમ મનાય ? અન્યત્ર પણ સત્તા હોય તે વસ્તુ વિદ્યમાન જ હોય, અસત્ની સત્તા કોઈ પણ જગ્યાએ હોય નહિ.

**ઉત્તર૦** અન્ય સંતાનવર્તિ વસ્તુ અન્યની છે, એમ કહેવાય નહિ. તેમ માનવાથી તો ધનવાનના ધનવડે નિર્ધનને પણ ધનવાળો માનવો જોઈએ, કિન્તુ અન્યના ધનવડે અન્ય ધનવાન બનતો નથી કે કહેવાતો નથી. અન્યત્ર વિદ્યમાનની સત્તા જો અન્યત્ર સ્વીકારવામાં આવે, તો એક નમસ્કારવાન સમ્યગ્દષ્ટિ આત્માની અર્હદાદિભક્તિનું ફળ નમસ્કારરહિત સર્વ મિથ્યાદૃષ્ટિઓને પ્રાપ્ત થવું જોઈએ. એટલું જ નહિ, કિન્તુ દાન–ધ્યાન અને હિંસા–મૃષાવાદ આદિ શુભ–અશુભ

ક્રિયાઓનું ફળ પણ સર્વસાધારણ બની જવું જોઈએ. એમ થવાથી તો કૃતનાશ અને અકૃતાગમાદિ અનેકાનેક દોષોની પ્રાપ્તિ થયા સિવાય રહે નહિ.

અથવા સમ્યગ્દૃષ્ટિ જીવોના સંતાનપ્રવાહની અપેક્ષાએ પણ નમસ્કાર નિત્ય નથી: કારણ કે-સમ્યગ્દૃષ્ટિ જીવોનો સંતાન પણ ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્યયુક્ત છે. તેથી સમ્યગ્દૃષ્ટિથી અભિન્ન એવો નમસ્કાર પણ ઉત્પાદ-વ્યયાદિને પામનારો જ છે, કિન્તુ સર્વથા નિત્ય નથી.

**નિત્યાનિત્યત્વ સિદ્ધિ :**

આ વસ્તુ વિગતથી સમજવા માટે 'નમસ્કાર' શું છે, એ સમજવું જોઈએ. આત્માના શ્રુતોપયોગરૂપ નમસ્કાર, એ જ્ઞાનરૂપ છે: 'नमो अरिहंताणं ।' ઇત્યાદિ પદોચ્ચારણરૂપ નમસ્કાર એ શબ્દરૂપ છે: અને શિરોનમન, હસ્તયોજન, અવયવસંકોચનાદિ ક્રિયારૂપ નમસ્કાર, એ ક્રિયારૂપ છે. એ રીતે જ્ઞાન, શબ્દ અને ક્રિયારૂપ નમસ્કારત્રિકના સંયોગરૂપ નમસ્કાર પણ ચાર પ્રકારનો છે. જેમ કે-(૧)જ્ઞાન અને શબ્દરૂપ, (૨) જ્ઞાન અને ક્રિયારૂપ, (૩) શબ્દ અને ક્રિયારૂપ તથા (૪) જ્ઞાન, શબ્દ અને ક્રિયારૂપ. એ રીતે કુલ સાત પ્રકારનો નમસ્કાર છે. એ જ્ઞાન-શબ્દાદિ નિત્ય પણ છે અને અનિત્ય પણ છે, તેથી નમસ્કાર પણ નિત્યાનિત્ય ઉભયસ્વરૂપ છે.

**જ્ઞાનની નિત્યત્વ સિદ્ધિ :**

નિત્ય જીવથી જ્ઞાન અભિન્ન છે, તેથી જ્ઞાન પણ નિત્ય

છે. જ્ઞાન આકાશની પેઠે અમૂર્ત હોવાથી ઉત્પાદાદિરહિત અર્થાત્ નિત્ય છે. સર્વ જીવોને અક્ષર(કેવળજ્ઞાન )નો અનંતમો ભાગ નિત્ય ઉઘાડો છે, તેથી પણ તે નિત્ય છે. આકાશદ્રવ્યના અવગાહગુણની પેઠે જ્ઞાન, એ અરૂપી આત્મદ્રવ્યનો ગુણ હોવાથી નિત્ય છે, અથવા 'જ્ઞાન,' 'શબ્દ' ઈત્યાદિ સર્વ કાંઈ આવિર્ભાવ–તિરોભાવ ધર્મવાળુ હોવાથી સર્વદા નિત્ય છે.

**શબ્દની નિત્યત્વ સિદ્ધિ :**

(૧) શબ્દપ્રયોગ પરપ્રત્યાયક હોવાથી શબ્દ સદા અવસ્થિત (નિત્ય) છે. જે બીજા માટે વપરાય, તે વ્યાપારકાળની પૂર્વે અવશ્ય હોય જ છે. વૃક્ષ છેદવા માટે વપરાતો કુહાડો, એ છેદન–ક્રિયા–કાળની પૂર્વે અવશ્ય હયાતિ ધરાવે છે. તેની જેમ શબ્દ પણ પરપ્રત્યાયન ક્રિયા કરાવનાર હોવાથી, એ ક્રિયાકાળની પૂર્વે પોતાની હયાતિ સિદ્ધ કરે છે.

(૨) મેરૂ કે સ્વર્ગાદિ પદાર્થો અભિધેયરૂપ શાશ્વત હોવાથી, તેના અભિધાયક શબ્દો પણ કેવળજ્ઞાનની જેમ નિત્ય છે. જો શબ્દ સ્વયં અનિત્ય હોય, તો નિત્ય એવા મેરૂ આદિ પદાર્થોની સાથે વાચ્ય–વાચકભાવસંબંધ ધરાવી શકે નહિ. સંકેતના વશથી વાચ્ય–વાચયકભાવનો સંબંધ ઈન્દ્રિયગ્રાહ્ય ઘટ–પટાદિ અનિત્ય પદાર્થોમાં જ શક્ય છે. અતીન્દ્રિય પદાર્થોમાં સંકેત થઈ શકતો નથી. તેથી મેરૂ આદિ પદાર્થો સાથે શબ્દનો અનાદિસંસિદ્ધ, અકૃતક વાચ્ય–વાચકસંબંધ રહેલો છે. એક જગ્યાએ શબ્દનું નિત્યપણું સિદ્ધ છે, તો અન્યત્ર પણ તેનું નિત્યત્વ સિદ્ધ છે, કારણ કે–શબ્દપણું સર્વત્ર સમાન છે.

(૩) સૂર્ય-ચન્દ્રાદિ નિત્ય અને ઘટ-પટાદિ અનિત્ય પદાર્થોના વાચક સઘળાય શબ્દો અનાદિકાળથી તદ્વાચકપણે સિદ્ધ છે, તેથી તે નિત્ય છે. ઘટાદિ વાચક શબ્દો સાંકેતિક હોવાથી અનાદિકાળ સંસિદ્ધ નથી, એમ કહેવું યુક્તિરહિત છે: કારણ કે-સંકેત કરી શકાતો જ નથી. જે શબ્દવડે સંકેત કરાય, તે શબ્દ બીજા સંકેતકારક શબ્દની અપેક્ષા રાખે જ છે. એમ પ્રત્યેક સંકેતકારક શબ્દ અન્ય અન્ય શબ્દોની અપેક્ષા રાખતો હોવાથી, અનવસ્થા(અપ્રામાણિક અનંત પદાર્થોની કલ્પના)નો દોષ પ્રાપ્ત થાય છે. તેથી પ્રત્યેક શબ્દોના સંકેત અનાદિકાળથી સ્વયંસિદ્ધ જ માનવા યુક્તિયુક્ત છે.

ઉપર્યુક્ત રીતે ઘટાદિ પદાર્થો સાથે શબ્દનો વાચ્ય-વાચકભાવસંબંધ નિત્ય છે, તેથી તે સંબંધનો સંબંધી શબ્દ પણ નિત્ય સિદ્ધ થાય છે. જો સંબંધી 'શબ્દ' નિત્ય હોય, તો વાચ્ય-વાચકભાવસંબંધ પણ નિત્ય ઘટી શકે છે.

**જ્ઞાનની અનિત્યત્વ સિદ્ધિ:**

જે કારણથી જ્ઞાન જીવથી અભિન્ન છે, તે કારણથી જ જ્ઞાન ઉત્પન્ન થાય છે, કારણ કે-જીવ પણ દેવાદિભાવે વારંવાર ઉત્પન્ન થાય છે, તેથી જ્ઞાન પણ ઉત્પન્ન થાય છે. અક્ષરનો અનંતમો ભાગ નિત્ય ઉઘાડો-અનાવૃત્ત કહ્યો છે, તે અવિશિષ્ટ જ્ઞાનસામાન્યને ઉદ્દેશીને કહ્યું છે. અહીં સમ્યગ્જ્ઞાનના પ્રસંગમાં તેનો અધિકાર નથી.

'નમસ્કાર' સમ્યગ્જ્ઞાનાત્મક હોવાથી તે ઉત્પન્ન થાય છે આકાશાદિના અવગાહના વગેરે ગુણો, ગુણો હોવાથી

નીલરક્તાદિ ગુણોની પેઠે ઉત્પાદાદિ ધર્મવાળા છે, તેથી નમસ્કારાદિ જીવના ગુણો પણ ઉત્પાદાદિ ધર્મવાળા છે. અથવા અવગાહક દ્રવ્યની અનિત્યતા સિદ્ધ થયા પછી અવગાહની અનિત્યતા આપોઆપ સિદ્ધ થાય છે. આકાશની સાથે ઘટ-પટાદિનો સંયોગ તે અવગાહ છે અને એ સંયોગ 'બે આંગળીના સંયોગ'ની પેઠે અવશ્ય ઉત્પાદાદિ ધર્મવાળો છે. એ જ પ્રમાણે 'ગતિઉપકારાદિ' ધર્માસ્તિકાયાદિ દ્રવ્યોના ગુણો પણ ઉત્પાદાદિ સ્વભાવવાળા જ છે.

આકાશનો ઘટાદિ સાથે સંયોગ તથા પરમાણુના વર્ણ-ગંધાદિ પર્યાયો, આકાશ અને પરમાણુ દ્રવ્યથી એકાન્તે ભિન્ન નથી, કિન્તુ કથંચિત્ અભિન્ન પણ છે. પર્યાયનો નાશ થવાથી પર્યાયી દ્રવ્યનો પણ નાશ માનવો જ જોઈએ: કારણ કે-પર્યાય પર્યાયીથી સર્વથા ભિન્ન નથી, કિન્તુ કથંચિત્ અભિન્ન છે. તેથી આકાશાદિ દ્રવ્યો પણ સર્વથા નિત્ય છે, એમ કહેવું એ સર્વથા ખોટું છે.

### શબ્દાદિની અનિત્યત્વ સિદ્ધિ:

શબ્દ નિત્ય નથી, કિન્તુ ઉત્પાદ-વ્યયયુક્ત છે: કારણ કે-શબ્દ એ ઘટ-પટાદિ પદાર્થોની જેમ ઇન્દ્રિયગ્રાહ્ય છે, પ્રયત્ન-જન્ય છે અને પુદ્ગલસમૂહાત્મક છે.

શબ્દની જેમ જ્ઞાન પણ અનિત્ય છે. નિમિત્તના સદ્ભાવથી ઉત્પન્ન થનારી વસ્તુઓ ઘટ-પટાદિની જેમ હંમેશાં અનિત્ય હોય છે.

શબ્દ અને જ્ઞાનની જેમ શિરોનમનાદિ ક્રિયા પણ

અનિત્ય છે: કારણ કે–તે પણ સ્વ–સ્વનિમિત્તથી ઉત્પન્ન થનારી હોય છે: અને જે નિમિત્તથી ઉત્પન્ન થાય છે, તે ઘટ–પટાદિની જેમ અનિત્ય જ છે.

જ્ઞાન, શબ્દ અને ક્રિયા એ ઉત્પત્તિસ્વરૂપ સિદ્ધ થવાથી, તદાત્મક નમસ્કાર પણ ઉત્પત્તિ આદિ ધર્મથી યુક્ત છે, એ આપોઆપ સિદ્ધ થાય છે. ઉત્પત્તિમત્ વસ્તુ પોતાની ઉત્પત્તિમાં કોઈ ને કોઈ નિમિત્તની અપેક્ષા અવશ્ય રાખે છે. એ કારણે નમસ્કારની ઉત્પત્તિમાં ત્રિવિધ નિમિત્તો ઈચ્છેલાં છે, જે આપણે ઉપર જોઈ આવ્યા છીએ. તો પણ અધિક સ્પષ્ટતા માટે તેને જરા વિસ્તારથી જોઈ જવાની આવશ્યકતા છે.

## ઉત્પત્તિનાં ત્રિવિધ નિમિત્તો:

દેહ, વાચના અને લબ્ધિ, એ નમસ્કારની ઉત્પત્તિમાં નિમિત્ત છે, એમ આદિના નૈગમાદિ ત્રણ નયો માને છે. ઘટાદિ પદાર્થો જેમ પૂર્વે ઉત્પન્ન થયેલા છે, તો પણ તેને પ્રગટ કરવા માટે દીપકાદિની આવશ્યકતા પડે છે, તેમ પૂર્વે ઉત્પન્ન થયેલ 'નમસ્કાર'ને પણ આ ભવમાં ઉત્પન્ન થવા માટે, આ ભવના શરીરની આવશ્યકતા રહે છે જ. ભવપ્રત્યયિક અવધિજ્ઞાનને જેમ ભવધારણીય દેહનું સમુત્થાન હેતુરૂપ છે, તેમ પૂર્વે ઉત્પન્ન થયેલા 'નમસ્કાર'ને પણ વર્ત્તમાન ભવના દેહનું સમુત્થાન અર્થાત્ શરીર એ હેતુ છે.

ઋજુસૂત્રનયનો મત એવો છે કે–'નમસ્કાર' જો પૂર્વભવમાં ઉત્પન્ન થયો હોય, તો પછી તેને આ ભવનું

શરીર (સમુત્થાનરૂપ કારણ) કાંઈ ઉપકાર કરી શકતું નથી, તેના મતે ઉત્પન્ન થયેલાને કારણની અપેક્ષા હોતી નથી. જે 'નમસ્કાર' આ ભવમાં ઉત્પન્ન થાય છે, તેમાં વાચના અને લબ્ધિ સિવાય બીજા કોઈ કારણની આવશ્યકતા રહેતી નથી. નમસ્કારનો લાભ કાં સ્વથી થનારો હોય છે, કાં પરથી થનારો હોય છે: એ સિવાય ત્રીજી ગતિ નથી. જો પરથી થાય, તો વાચના કારણ છે અને જો સ્વથી થાય, તો ક્ષયોપશમ કારણ છે.

પૂર્વજન્મમાં જો 'નમસ્કાર' ઉત્પન્ન થયો હોય, તો તે પણ વાચના અને લબ્ધિ સિવાય કોઈ ત્રીજા કારણથી નથી થયો, એમ જ માનવું રહ્યું : કારણ કે–તે જન્મમાં પણ જો પરથી લાભ થયો હોય, તો વાચનાથી અને જો સ્વથી એટલે સ્વયં લાભ થયો હોય, તો લબ્ધિથી થયો છે. એ બે સિવાય ત્રીજું સમુત્થાન કારણ માનવાની કોઈ આવશ્યકતા રહેતી નથી: કારણ કે–વાચના અને લબ્ધિ સિવાય, કેવળ દેહથી નમસ્કારની ઉત્પત્તિમાં પ્રત્યક્ષ વિરોધ છે.

શબ્દાદિ ત્રણ નયોનો મત એવો છે કે–'બહુલકર્મી જીવ વાચના છતાં પણ નમસ્કાર નથી પામતો અને લઘુકર્મી આત્મા વાચના વિના પણ ક્ષયોપશમથી અવશ્ય પામે છે, માટે લબ્ધિ જ હેતુ છે, કિન્તુ વાચના હેતુ નથી.' 'નમસ્કારની ઉત્પત્તિમાં વાચનાજન્ય મતિજ્ઞાનાવરણનો ક્ષયોપશમ કારણ છે અને તેથી પરંપરાએ વાચના પણ નમસ્કારનું કારણ છે.'–એમ જો કહેવાયમાં આવે, તો તે અયોગ્ય છે : કારણ

કે-ગુરુકર્મી આત્માને વાચના પણ યથોક્ત ક્ષયોપશમ કરનારી થતી નથી. તેથી વાચના એ નમસ્કારની ઉત્પત્તિમાં એકાન્તિક નથી, કિન્તુ અનેકાન્તિક છે.

અથવા જેને વાચનાથી ક્ષયોપશમ થાય છે, તેને તે વાચના પણ માત્ર મતિજ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમનું કારણ છે, કિન્તુ નમસ્કારાવરણીય કર્મના ક્ષયોપશમથી પ્રાપ્ત થવાયોગ્ય 'નમસ્કાર'નું કારણ નથી.

નમસ્કારાવરણીય કર્મનો અર્થ અહીં 'નમસ્કાર'રૂપ સમ્યગ્જ્ઞાનને આવરનાર કર્મ વિવક્ષિત છે. કારણનું કારણ હોવાથી નમસ્કારનું કારણ છે-એમ જો કહેવામાં આવે, તો ભૂમિ, શયન, આસન, આહાર, વસ્ત્ર, પાત્ર, આદિ સર્વ બાહ્ય વસ્તુઓ પણ ક્ષયોપશમને ઉપકારી હોવાથી, પરંપરાએ નમસ્કારનું કારણ થશે. 'વાચના નિકટઉપકારી છે, માટે તે કારણ છે અને આસન-શયનાદિ નિકટના ઉપકારી નથી, માટે તે કારણ નથી.' જો એમ કહેવામાં આવે, તો એક લબ્ધિ જ તેનું નિકટનું અને એકાન્તિક કારણ છે, એમ સ્વીકારી લેવું એ જ વ્યાજબી છે: કારણ કે-તે જ એક નમસ્કારનું અનન્તર અને અવિરોધિ કારણ છે. જો એમ માનવામાં ન આવે, તો કારણ તરીકે વાચના માત્રનો નિયમ સિદ્ધ થતો નથી, કિન્તુ પરંપરાએ ઉપકારી ભૂમિ, વસ્ત્ર, પાત્રાદિ સર્વને કારણ માનવાનો પ્રસંગ ઊભો થાય છે.

એ રીતે પ્રથમના ત્રણ નયો ત્રણ પ્રકરણનાં કારણોને,

ઋજુસૂત્રનય બે પ્રકારનાં કારણોને અને શબ્દાદિ ત્રણ નયો એક લબ્ધિ( ક્ષયોપશમ )ને જ 'નમસ્સકાર'નું કારણ માને છે.

## નિક્ષેપદ્વાર.

નિક્ષેપ શબ્દનો અર્થ 'સ્થાપન કરવું' એવો થાય છે. સ્થાપન કરવું, આરોપણ કરવું, ન્યાસ કરવો, ઇત્યાદિ નિક્ષેપના જ પર્યાયશબ્દો છે. શબ્દનો અર્થમાં અથવા અર્થનો શબ્દમાં આરોપ કરવો, એનું નામ નિક્ષેપ છે. 'પ્રત્યેક શબ્દના ઓછામાં ઓછા કેટલા અર્થ થઈ શકે છે?'–એ પ્રશ્નનો ઉત્તર નિક્ષેપદ્વારા મળી શકે છે. જો કોઈ શબ્દના ભલે સેંકડો અર્થો થતા હોય, અર્થાત્ સેંકડો અર્થોમાં એનો નિક્ષેપ કરવામાં આવે, તો પણ એના નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવ–એ ચાર અર્થો તો અવશ્ય થાય જ છે. એને જ ચાર નિક્ષેપ કહેવામાં આવે છે. 'નમસ્કાર' શબ્દના પણ નામ-નમસ્કાર, સ્થાપનાનમસ્કાર, દ્રવ્યનમસ્કાર અને ભાવનમસ્કાર –એ ચાર અર્થો થઈ શકે છે: અર્થાત્ એ ચાર અર્થોમાં 'નમસ્કાર' શબ્દ વાપરી શકાય છે.

### નામ અને સ્થાપના :

'नमः।' એવું નામ, તે નામનમસ્કાર છે અને 'नमः।' –એવા બે અક્ષરો લખવા અથવા નમસ્કાર કરવાને પ્રવર્તેલા સાધુ આદિનો 'સંકોચિત–કરચરણાદિકયુક્ત ચિત્રકર્માદિગત આકાર' તે સ્થાપનાનમસ્કાર છે.

**દ્રવ્યનમસ્કાર :**

દ્રવ્યનમસ્કાર બે પ્રકારનો છે: આગમથી અને નો-આગમથી. ઉપયોગરહિત 'નમસ્કાર' એવો શબ્દ બોલનાર આગમથી દ્રવ્યનમસ્કાર છે. નોઆગમથી દ્રવ્યનમસ્કાર-'જ્ઞશરીર, ભવ્યશરીર અને તદ્વ્યતિરિક્ત'-એમ ત્રણ પ્રકારે છે.

૧. નમસ્કાર જ્ઞાતાનો મૃતદેહ, એ નોઆગમથી જ્ઞશરીર દ્રવ્યનમસ્કાર છે.

૨. ભવિષ્યમાં નમસ્કારને જાણનારનું વર્ત્તમાન શરીર, એ નોઆગમથી ભવ્યશરીર દ્રવ્યનમસ્કાર છે.

૩. તદ્વ્યતિરિક્ત દ્રવ્યનમસ્કારના અનેક પ્રકારો છે. જેમ કે-

(ક) મિથ્યાત્વથી ઉપહત નિહ્નવાદિનો નમસ્કાર પણ દ્રવ્યનમસ્કાર છે.

(ખ) ઉપયોગરહિત સમ્યક્ત્વવાનનો નમસ્કાર પણ દ્રવ્યનમસ્કાર છે.

(ગ) પૌદ્ગલિક દ્રવ્યને માટે કરાતો દેવાદિકને નમસ્કાર પણ દ્રવ્યનમસ્કાર છે.

(ઘ) ભયાદિના કારણે ભિખારી રાજાને નમસ્કાર કરે, વગેરે પણ દ્રવ્યનમસ્કાર છે.

(ઙ) અસંયતિને ભાવથી કરેલો નમસ્કાર પણ દ્રવ્ય-નમસ્કાર છે.

**ભાવનમસ્કાર :**

ભાવનમસ્કાર પણ બે પ્રકારે છે : એક આગમથી અને બીજો નોઆગમથી. 'નમસ્કાર'ના અર્થને જાણનાર અને તેમાં ઉપયોગવાન આત્માનો નમસ્કાર, એ આગમથી ભાવ-નમસ્કાર છે.

મનવડે 'નમસ્કાર'માં ઉપયોગવાન 'नमो अरिहंताणं ।' –એમ વચનવડે બોલનાર તથા હાથ, પગ, મસ્તકાદિના સંકોચાદિવડે કાયાથી નમનક્રિયા કરનારનો નમસ્કાર 'નો-આગમથી ભાવનમસ્કાર' છે. અહીં 'નો' શબ્દ નિષેધવાચક નથી, કિન્તુ મિશ્રવાચક છે. ઉપયોગરૂપ 'આગમ' અને વચન–કાયાની ક્રિયારૂપ 'આગમાભાવ' ઉભયથી મિશ્ર હોવાથી, તેને નોઆગમથી ભાવનમસ્કાર કહેવાય છે.

**નિક્ષેપનો નયોવડે વિચાર :**

શબ્દાદિ ત્રણ નયો વિશુદ્ધ હોવાથી, કેવળ 'ભાવ'ને જ ઇચ્છે છે અને ઋજુસૂત્રાદિ ચાર નયો અવિશુદ્ધ હોવાથી ચારેય પ્રકારના નિક્ષેપને ઇચ્છે છે. પ્રથમના ચારેય નયો ચારેય પ્રકારના નિક્ષેપને ઇચ્છે છે, તેનું કારણ એ છે કે– નૈગમનય વસ્તુને જાણવાના સર્વ પ્રકારોને ઇચ્છનારો છે. તેના બે ભેદ છે : એક સર્વસંગ્રાહી અને બીજો અસર્વસંગ્રાહી (દેશસંગ્રાહી). સર્વસંગ્રાહી નૈગમ સામાન્યવાદી છે અને અસર્વસંગ્રાહી નૈગમ વિશેષવાદી છે. બીજા સબ્દોમાં સર્વ-સંગ્રાહી નૈગમ અને સંગ્રહનય, એ બે એક જ માન્યતાવાળા છે તથા અસર્વસંગ્રાહી નૈગમ અને વ્યવહારનય, એ બે પણ

સમાન માન્યતાવાળા છે. આથી નૈગમનયનો સંગ્રહ વ્યવહાર-નયમાં અંતર્ભાવ થઈ જાય છે અથવા સંગ્રહ અને વ્યવહાર-નયનો નૈગમનયમાં અંતર્ભાવ થઈ જાય છે. જો નૈગમનય ચારેય નિક્ષેપને ઇચ્છે છે, તો સંગ્રહ અને વ્યવહાર પણ તેનાથી અભિન્ન હોઈ ચારેય નિક્ષેપને ઇચ્છે છે, એમ સુતરાં સિદ્ધ થાય છે. વિશેષ એટલો છે કે—સંગ્રહનય 'સ્થાપનાસમાન્ય'ને ઇચ્છે છે અને વ્યવહારનય 'સ્થાપનાવિશેષ'ને ઇચ્છે છે.

ઋજુસૂત્રનય પણ ચારેય નિક્ષેપને ઇચ્છે છે : કારણ કે-ઋજુસૂત્રનય પણ વર્ત્તમાન ક્ષણસ્થાયિ દ્રવ્યને માને જ છે. જે નય 'અનાકાર' એવા દ્રવ્યને ભાવહેતુક માનીને ઇચ્છે, તે નય ભાવનાવિશેષમાં હેતુભૂત 'સાકાર' એવી સ્થાપનાને કેમ ન માને ? એ જ રીતે ઋજુસૂત્રનય દ્રવ્યને માનનાર હોવાથી નામને પણ માને છે જ. વાચ્યાર્થશૂન્ય સંજ્ઞા માત્ર નામને પણ ભાવનું કારણ જે નય માને અને ઇચ્છે, તે નય ભાવનાસવિશેષ કારણભૂત સ્થાપનાને ન માને, એ બને જ કેમ ? અથવા ઋજુસૂત્રનય, ઇન્દ્રાદિકની સંજ્ઞારૂપ નામ ભાવઈન્દ્રમાં છે, તેથી જો નામને ઇચ્છતો હોય, તો દ્રવ્ય અને સ્થાપના પણ ભાવઈન્દ્રમાં નામ કરતાં નજીકના હેતુ છે, માટે તેને સવિશેષપણે માનવા જોઈએ. શબ્દરૂપ નામ, એ તો બાહ્યતર હેતુ છે, જ્યારે ઇન્દ્રમૂર્તિરૂપ દ્રવ્ય અને તેની વિશિષ્ટ આકૃતિરૂપ સ્થાપના, એ બંને ઇન્દ્રરૂપ પર્યાયની સાથે કથંચિત્ તાદાત્મ્ય સંબંધે રહેલા હોવાથી વધારે નજીકના હેતુ છે.

શબ્દરૂપ નામ અથવા નામરૂપ શબ્દ, એ તો વાચ્ય-વાચકભાવ માત્રના સંબંધરૂપે જ રહેલ છે: છતાં તે ભાવનું કારણ બની શકે છે. તો પછી સ્થાપના અને દ્રવ્ય તો તેનાથી સમીપતર હોવાથી, તેથી પણ વિશેષ ભાવના હેતુરૂપ બને, એમાં કશું જ આશ્ચર્ય નથી. અર્થાત્ નામ અને ભાવને માનનાર ઋજુસૂત્રનય સ્થાપના અને દ્રવ્યનિક્ષેપને ન સ્વીકારે, એ ચાલી શકે તેમ નથી.

## પદદ્વાર.

જે વડે અર્થ જણાય, તે 'પદ' કહેવાય છે. તેના પાંચ પ્રકારો છે. નામિક, નૈપાતિક, ઔપસર્ગિક, આખ્યાતિક અને મિશ્ર. જેમ કે-'अश्व।'-'गौ।' આદિ નામિક પદો છે: 'एवं।'-'खलु।' ઈત્યાદિ નૈપાતિક પદો છે: 'अनु।'-'परि।' આદિ ઔપસર્ગિક પદો છે: 'गच्छति।'-'धावति।' ઈત્યાદિ આખ્યાતિક પદો છે: અને 'संयत।'-'नियत।' આદિ મિશ્ર પદો છે. 'नमः।' એ અહીં નૈપાતિકપદ છે. પદની આદિમાં તથા અંતમાં જે પડે, તે નિપાત કહેવાય અને 'નિપાત' શબ્દને સ્વાર્થમાં 'અ' પ્રત્યય આવવાથી નૈપાતિક બની જાય છે.

## પદાર્થદ્વાર.

'પદાર્થ' એટલે પદનો અર્થ. 'नमः।'-એ પદ પૂજા અર્થમાં છે. તે પૂજા બે પ્રકારે છે: દ્રવ્યસંકોચરૂપ અને ભાવસંકોચરૂપ. હાથ, પગ, મસ્તક વગેરેનો સંકોચ તે દ્રવ્ય-સંકોચ અને 'અર્હદાદિના ગુણોમાં વિશુદ્ધ મનનો પ્રવેશ' તે ભાવસંકોચ.

દ્રવ્યસંકોચ અને ભાવસંકોચની ચતુર્ભંગી બને છે. (૧) દ્રવ્યસંકોચ હોય અને ભાવસંકોચ ન હોય. (૨) દ્રવ્ય-સંકોચ ન હોય અને ભાવસંકોચ હોય. (૩) દ્રવ્યસંકોચ હોય અને ભાવસંકોચ પણ હોય. તથા (૪) દ્રવ્ય અને ભાવ ઉભયસંકોચ ન હોય. છેલ્લો ભંગ શૂન્ય છે, બીજો અને ત્રીજો ભંગ આદરણીય છે તથા પ્રથમ ભંગ અનાદરણીય છે.

દ્રવ્ય અને ભાવસંકોચમાં 'ભાવસંકોચ' એ જ પ્રધાન છે, કારણ કે—તે જ એક એકાન્તિક ફળને આપનારો છે. ભાવસંકોચ વિનાનો દ્રવ્યસંકોચ પાલકાદિની જેમ નિષ્ફળ છે. તથા દ્રવ્યસંકોચ વિનાનો ભાવસંકોચ અનુત્તર સુરાદિની જેમ ફળવાળો છે, તો પણ દ્રવ્યસંકોચયુક્ત ભાવસંકોચવાનને પ્રાયઃ જે વિશુદ્ધિ થાય છે, તે વિશુદ્ધિ દ્રવ્યસંકોચરહિત કેવળ ભાવસંકોચવાનને થતી નથી : તેથી ઉભય સંકોચ, એ જ ઇષ્ટ અને શ્રેષ્ઠ છે. તથા **શાંબકુમારાદિની** જેમ તત્કાળ ઇષ્ટસિદ્ધિને અર્પનાર થાય છે.

卐

# ૫

## નમસ્કારની પ્રરૂપણા.

જ્યારે કોઈ પણ પદાર્થની પ્રરૂપણા કરવી હોય, ત્યારે તે ૭ પ્રકારે યા નવ પ્રકારે કરવી, એ શાસ્ત્રીયપદ્ધતિ છે. એ પદ્ધતિની રીતિ એવી છે કે-તેમાં પદાર્થને લગતી લગભગ સર્વ ચર્ચાઓ સમાઈ જાય છે. '**પંચશત પ્રકરણ**'ના રચયિતા અને અપૂર્વ સંગ્રહકાર તરીકેની પ્રસિદ્ધિને પામેલા વાચકમુખ્ય શ્રી **ઉમાસ્વાતિજી** મહારાજ શ્રી '**તત્ત્વાર્થાધિગમ સૂત્ર**'માં અધિગમના ઉપાય દર્શાવતાં, એ ઉભય પ્રકારની પ્રરૂપણાઓને નીચેના સૂત્રોથી જણાવે છે:-

"**निर्देशस्वामित्वसाधनाधिकरणस्थितिविधानतः ।**"

(અધ્યાય ૧, સૂત્ર ૭) તથા-

"**सत्संख्याक्षेत्रस्पर्शनकालान्तरभावाल्पबहुत्वैश्च ।**"

(અધ્યાય ૧, સૂત્ર ૮)

જો કોઈ પણ વસ્તુનું પરિપૂર્ણ જ્ઞાન મેળવવું હોય, તો તેના નિર્દેશાદિ જાણવા જોઈએ. એ ન્યાયે 'નમસ્કાર'નું પણ સાંગોપાંગ જ્ઞાન કરવા માટે અહીં તેના નિર્દેશાદિ જણાવવા માટે કિંચિત્ પ્રયાસ કરવામાં આવે છે.

૧–નિર્દેશ :

નિર્દેશ એટલે નમસ્કારનું સ્વરૂપ : અર્થાત્ ‘નમસ્કાર એ શું છે?’–તેનું જ્ઞાન. ‘નમસ્કાર’નું જ્ઞાન કરવા માટે ‘નમસ્કાર’ એ જીવ છે કે અજીવ, એ જાણવું જોઈએ. અહીં ‘નમસ્કાર’ એ જીવનો ગુણ હોવાથી જીવ છે, કિન્તુ અજીવ નથી. દ્રવ્યાર્થિકનયથી ‘જીવદ્રવ્ય’રૂપ નમસ્કાર છે અને પર્યાયાર્થિકનયથી ‘જીવગુણ’રૂપ નમસ્કાર છે.

સુવિશુદ્ધ નૈગમ અને સંગ્રહનય સમસ્ત વસ્તુને એક જ માનનાર હોવાથી, તેના મતે ‘નમસ્કાર’ એક જ છે. અવિશુદ્ધ નૈગમ અને વ્યવહારનય નમસ્કારવાન એક જીવનો એક નમસ્કાર અને નમસ્કારવાન બહુ જીવોનો બહુ નમસ્કાર ઇચ્છે છે.

ઋજુસૂત્રાદિ ચારેય નયો વર્તમાન સમયવર્તિ સ્વકીય વસ્તુને જ માને છે, તેથી તે નયો પ્રત્યેકના જુદા જુદા નમસ્કાર માને છે. વિશેષ એટલો છે કે–શબ્દાદિ ત્રણ નયોના મતે નમસ્કારના પરિણામવાળો જીવ ‘નમસ્કાર’ કહેવાય છે અને શેષ નૈગમાદિ નયોના અભિપ્રાયે ‘નમસ્કાર’માં ઉપયોગરહિત હોય, તો પણ જો લબ્ધિસહિત હોય અથવા લબ્ધિને યોગ્ય હોય, તેવા જીવને પણ ‘નમસ્કાર’ કહેવાય છે.

૨–સ્વામિત્વ :

સ્વામિત્વ એટલે નમસ્કારનો સ્વામી કોણ છે? અથવા નમસ્કાર કોનો છે, એ પ્રશ્નનો ઉત્તર એ છે કે–નમસ્કારનો

સ્વામી એક જીવ પણ છે અને અનેક જીવ પણ છે. પ્રતિપદ્યમાન નમસ્કારને પ્રાપ્ત કરતાં જીવ એક અથવા અનેક હોય છે અને પૂર્વપ્રતિપન્ન નમસ્કારને પહેલાં પ્રાપ્ત કરેલ જીવ તો અવશ્ય અનેક હોય છે. માત્ર સંગ્રહનય સામાન્યવાદી હોવાથી, પ્રતિપદ્યમાન અને પ્રતિપન્ન ઉભય પક્ષમાં બહુત્વ નથી માનતો. બીજી રીતે પણ સ્વામિત્વનો વિચાર કરી શકાય છે. 'નમસ્કાર નમસ્કાર્યનો કે નમસ્કાર કરનારનો ?'–એ પ્રશ્નનો ઉત્તર જુદા જુદા નયવાદિઓ જુદી જુદી રીતે આપે છે.

**નૈગમવ્યવહારનો ઉત્તર :**

નૈગમનય તથા વ્યવહારનયના અભિપ્રાયે નમસ્કારનો સ્વામી 'નમસ્કાર્ય' આત્મા છે, કિન્તુ નમસ્કાર કરનાર જીવ તેનો સ્વામી નથી : કારણ કે–દાન કરાયા પછી વસ્તુ જેમ દાતારની કહેવાતી નથી કિન્તુ ગ્રાહકની કહેવાય છે, તેમ નમસ્કારનું પણ પૂજ્ય એવા નમસ્કાર્યને દાન કરવામાં આવે છે, તેથી તે પૂજ્યનો જ ગણાય છે.

અથવા 'નમસ્કાર' એ પૂજ્યની પ્રતીતિ કરાવનાર હોવાથી પૂજ્યનો ધર્મ છે. જે જેની પ્રતીતિ કરાવે, તે તેનો ધર્મ છે. ઘટનુ રૂપ ઘટની પ્રતીતિ કરાવે છે, માટે તેને ઘટનો ધર્મ કહેવામાં આવે છે. તેની જેમ 'નમસ્કાર' પણ 'નમસ્કાર્ય'ની પ્રતીતિ કરાવનાર હોવાથી 'નમસ્કાર્ય'નો ધર્મ છે, નહિ કે–નમસ્કાર કરનારનો.

અથવા 'નમસ્કાર'નો પરિણામ 'નમસ્કાર્ય'નું નિમિત્ત પામીને ઉત્પન્ન થાય છે. ઘટ નિમિત્તે ઉત્પન્ન થતું ઘટજ્ઞાન

અને ઘટ અભિધાન, એ જેમ ઘટનું કહેવાય છે, તેમ 'નમસ્કાર્ય' નિમિત્તે ઉત્પન્ન થનાર 'નમસ્કાર'નો પરિણામ પણ 'નમસ્કાર્ય'નો જ પર્યાય માનવો વ્યાજબી છે.

અથવા નમસ્કાર કરનાર નમસ્કાર્યનું દાસત્વ પામે છે, તેથી તે નમસ્કાર ઉપર નમસ્કાર કરનારનો અધિકાર નથી. 'મારા દાસે ખર ખરીદ્યો,' તેથી તે દાસ અને ખર ઉભય જેમ તેના સ્વામિના છે, તેમ 'ખર'ના સ્થાને 'નમસ્કાર' અને 'દાસ'ના સ્થાને તેનો 'કરનાર' ઉભય 'નમસ્કાર્ય' એવા પૂજ્ય અર્હદાદિકના જ છે. એ કારણે પણ નમસ્કાર, નમસ્કાર કરનારનો નથી, કિન્તુ નમસ્કાર્યનો જ છે.

પૂજ્ય વસ્તુ બે પ્રકારની છે: એક જીવરૂપ અને બીજી અજીવરૂપ. જીવરૂપ પૂજ્ય વસ્તુ શ્રી જિનેશ્વરાદિ અને મુનિવરાદિ છે. અજીવરૂપ પૂજ્ય વસ્તુ શ્રી જિનપ્રતિમાદિ અને ચિત્રપટાદિ છે.

**સંગ્રહનયનો ઉત્તર :**

'નમસ્કાર કોનો છે?'—એ વિષયમાં સંગ્રહનય 'જીવ સામાન્યનો નમસ્કાર છે'—એમ માને છે. સંગ્રહનય સામાન્ય માત્ર ગ્રાહી હોવાથી જીવનો નમસ્કાર, અજીવનો નમસ્કાર, સ્વનો નમસ્કાર કે પરનો નમસ્કાર, ઈત્યાદિ ભેદને સ્વીકારતો નથી. એ નય વિશેષરહિત સત્તા માત્રરૂપે નમસ્કારને માને છે, તેથી તેના મતમાં સ્વ–પર આદિ ભેદયુક્ત નમસ્કાર છે નહિ.

સંગ્રહનયના મતે ષષ્ઠી વિભક્તિથી નિર્દિષ્ટ ભિન્નાધિકરણ છે જ નહિ, કિન્તુ સામાનાધિકરણ્ય જ છે, તેથી સત્તા

સામાન્યરૂપે એક જ નમસ્કાર છે, એમ તે કહે છે. 'જીવ સામાન્યનો નમસ્કાર છે'–એવો ઉત્તર જે ઉપર આપવામાં આવ્યો છે, તે પણ અશુદ્ધતર સંગ્રહનયના મતનો છે.

ઋજુસૂત્રનયનો ઉત્તર :

ઋજુસૂત્રનય નમસ્કારને નમસ્કાર્યનો નહિ માનતાં, નમસ્કારને તેના કરનારનો માને છે: કારણ કે–નમસ્કાર ત્રણ પ્રકારનો છે: એક જ્ઞાનરૂપ, બીજો શબ્દરૂપ અને ત્રીજો ક્રિયારૂપ. જ્ઞાનરૂપ નમસ્કાર જીવથી અભિન્ન છે, તેથી જીવ સિવાય અન્ય જડ પ્રતિમાદિનો તે ન જ હોઈ શકે. શબ્દરૂપ અને ક્રિયારૂપ નમસ્કાર પણ શબ્દ કરનાર અને ક્રિયા કરનારનો ધર્મ છે. તે ધર્મ અન્ય દ્રવ્યમાં કેવી રીતે જઈ શકે? જો અન્યના ધર્મ પણ અન્યમાં જઈ શકતા હોય, તો સંકરાદિ મહાદોષોની પ્રાપ્તિ થાય. એટલું જ નહિ પણ પૂજકે કરેલો નમસ્કાર જો પૂજ્યનો માનવામાં આવે, તો કૃતનાશ, અકૃતાગમ આદિ દોષોની પણ પ્રાપ્તિ થઈ જાય.

શંકા૦ અન્ય દ્રવ્યમાં રહેલી વસ્તુ પણ અન્ય દ્રવ્યની કહી શકાય છે. જેમ કે–તિજોરીમાં રહેલું દ્રવ્ય એ દેવદત્તનું દ્રવ્ય છે, એમ કહી શકાય છે.

**સમાધાન૦** અન્યત્ર રહેલી વસ્તુ અન્યની છે, એવો વ્યવહાર માત્ર દ્રવ્યમાં જ થઈ શકે છે, કિન્તુ ગુણોની અંદર તેવો વ્યવહાર થઈ શકતો નથી. નમસ્કાર, એ પૂજકનો ગુણ છે. તે પૂજ્યનો કેવી રીતે બની શકે?

**શંકા૦** અન્યના ગુણનો ભોગવટો અન્ય.કરી શકે છે. જેમ પટનો ભોક્તા **દેવદત્ત** છે, તો તે પટના શુક્લત્વાદિ ગુણોનો ભોક્તા પણ છે જ, તેમ પૂજકના નમસ્કારનો માલિક પૂજ્ય કેમ કહી શકાય નહિ?

**સમાધાન૦** પટના શુક્લત્વાદિ ગુણોનો ભોક્તા જેમ **દેવદત્ત** બની શકે છે, તેમ પૂજકના નમસ્કારગુણનો ભોક્તા પૂજ્ય બની શકતો નથી: કારણ કે–નમસ્કારનું અનન્તર કે પરમ્પર ઉભય ફળ પૂજ્યને નહિ પણ પૂજકને જ પ્રાપ્ત થાય છે.

**શંકા૦** પૂજકનું પૂજારૂપ ફળ તો પૂજ્યને જ સાક્ષાત્ જણાય છે, કિન્તુ પૂજકને જણાતું નથી. તો પછી નમસ્કાર પૂજ્યનો માનવામાં વાંધો શો?

**સમાધાન૦** પૂજ્ય એ આકાશની જેમ પૂજારૂપ ફળના ઉપજીવી નથી, તેથી પૂજકની પૂજારૂપ ફળ પૂજ્યનું નથી. જે જેનો અનુપજીવી હોય, તેનું તે ફળ ન કહેવાય. જેમ દહ્યમાન અગરૂ કર્પૂરાદિનો ધૂપ પ્રસરે, તો તેની સુવાસાદિનું ફળ આકાશનું નથી કહેવાતું, કિન્તુ તેના ઉપજીવક **દેવદત્તનું** જ કહેવાય છે; તેમ અહીં પણ શ્રી વીતરાગાદિ તેઓની પૂજાના અનુપજીવક હોવાથી તેઓની પૂજાનું ફળ તેઓનું નથી, કિન્તુ પૂજકનું જ છે.

પ્રત્યક્ષ દેખાતો નમસ્કાર પણ નમસ્કાર્યના ઉપકાર માટે થાય છે એમ નથી, કિન્તુ નમસ્કાર કરનારના ઉપકાર માટે જ થાય છે, તેથી તે નમસ્કાર કરનારનો જ છે. નમસ્કારનું અનંતર ફળ પરિણામની વિશુદ્ધિ છે અને

પરંપર ફળ સ્વર્ગાપવર્ગાદિની પ્રાપ્તિ છે. એ ઉભય ફળ પૂજકને જ પ્રાપ્ત થાય છે, તેથી નમસ્કાર એ પૂજ્યનો ન કહેવાય, કિન્તુ પૂજકનો જ કહેવાય. એ જ વાતને ટૂંકાણમાં નીચે મુજબ કહી શકાય.

૧. નમસ્કાર કરનારનો છે : કરનારને આધીન હોવાથી. જે જેને આધીન હોય, તે તેનું જ કહેવાય છે. ધનની જેમ.

૨. નમસ્કાર કરનારનો છે : કરનારના ગુણ( જ્ઞાન, ક્રિયા અને શબ્દ )રૂપ હોવાથી.

૩. નમસ્કાર કરનારનો છે : નમસ્કારના ફળનો ભોક્તા કરનાર હોવાથી.

૪. નમસ્કાર કરનારનો છે : નમસ્કારના કારણભૂત કર્મનો ક્ષયોપશમ કરનારમાં જ હોવાથી. કાર્ય કારણ સિવાય અન્યત્ર હોઈ શકે નહિ.

૫. નમસ્કાર કરનારનો છે : કરનારના પરિણામરૂપ હોવાથી.

શબ્દાદિ નયોનો ઉત્તર :

શબ્દાદિ નયોના મતે નમસ્કારના ઉપયોગરૂપ જ્ઞાન એ જ નમસ્કાર છે, કિન્તુ શબ્દ અને ક્રિયા એ નમસ્કાર નથી. આ નયો માત્ર જ્ઞાનવાદી હોવાથી, શ્રી જિનેશ્વરાદિનો યા તેઓની પ્રતિમાદિનો નમસ્કાર છે, એમ વિશેષે કરીને માનતા નથી. માત્ર તદુપયોગવાન પૂજકનો જ નમસ્કાર છે, એમ સ્વીકારે છે.

૩–સાધન :

'નમસ્કારનું સાધન શું છે?' અથવા 'નમસ્કાર શાથી પ્રાપ્ત થાય?'—એ ત્રીજું પ્રરૂપણાનું દ્વાર છે. એનો ઉત્તર એ છે કે—'નમસ્કારાવરણીય કર્મના ક્ષયોપશમથી નમસ્કાર પ્રાપ્ત થાય છે. એ ક્ષયોપશમ નિસર્ગથી પણ થાય છે અને અધિગમથી પણ થાય છે.'

પ્રશ્ન૦ નમસ્કારાવરણીય કર્મ એટલે શું?

ઉત્તર૦ નમસ્કારને આવરનાર કર્મ મતિજ્ઞાનાવરણ, શ્રુતજ્ઞાનાવરણ અને દર્શનમોહનીય છે. એને જ નમસ્કારાવરણીય કર્મ કહેવામાં આવે છે. એ કર્મના સ્પર્ધકો (રસ-વિશેષો) બે પ્રકારના છે: એક સર્વઘાતિ અને બીજા દેશઘાતિ. સર્વઘાતિ સ્પર્ધકો સર્વથા નાશ પામવા જોઈએ. દેશઘાતિ સ્પર્ધકોમાં પણ ઉદિતનો ક્ષય અને અનુદિતનો ઉપશમ થવાથી, અનુક્રમે વિશુદ્ધિ થતાં 'ન' કારાદિ અક્ષરોની પ્રાપ્તિ થાય છે અને અધિક વિશુદ્ધિ થતાં સમસ્ત નવકારની પ્રાપ્તિ થાય છે.

નમસ્કાર સ્વયં શ્રુતરૂપ છે, શ્રુત મતિપૂર્વક હોય છે અને એ બંને સમ્યગ્દૃષ્ટિને હોય છે: તેથી નમસ્કારનો જ્યારે લાભ થાય, ત્યારે એકીસાથે મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન અને સમ્યક્ત્વનો લાભ થાય છે.

૪–અધિકરણ :

'અધિકરણ' એટલે સ્થાન. નમસ્કારને રહેવાનું સ્થાન કયું? 'અધિકરણદ્વાર'ને શાસ્ત્રીય પરિભાષામાં 'कस्मिन्

દ્વાર।' પણ કહેવામાં આવે છે. આ વિષયમાં નૈગમાદિ નયોનો સ્વામિત્વદ્વારની જેમ જુદો જુદો અભિપ્રાય છે. નૈગમ તથા વ્યવહારનયના મતે જીવ–અજીવાદિ ( પૂજ્ય અને પૂજ્યોની પ્રતિમા આદિ ) સર્વમાં નમસ્કાર રહી શકતો હોવાથી પૂજ્યમાં નમસ્કાર રહે છે, એમ માનવામાં કોઈ પણ જાતની હરકત નથી.

સંગ્રહનય સામાન્યમાત્રગ્રાહી હોવાથી, નમસ્કારને અવિશિષ્ટ સામાન્ય આધારમાં માને છે. અથવા આ નયની 'જીવ એ જ નમસ્કાર છે'–એવી સમાનાધિકરણની માન્યતા હોવાથી, 'જીવમાં નમસ્કાર'–એવો વ્યધિકરણસમાસ તેને માન્ય નથી. અશુદ્ધતર સંગ્રહનય 'જીવમાં નમસ્કાર'–એમ માને છે, કિન્તુ જીવ સિવાય અન્યમાં તો તે પણ માનતો નથી.

ઋજુસૂત્રનય નમસ્કારને કર્તાથી અર્થાન્તર ( ભિન્ન ) માનતો નથી. ગુણ ગુણીથી બહાર હોય જ નહિ, કિન્તુ ગુણીની અંદર જ હોય, અન્યથા સાંકર્યાદિ દોષોની પ્રાપ્તિ થાય. ઋજુસૂત્ર ભિન્ન આધારને માને છે, પરન્તુ તે દ્રવ્યની બાબતમાં, નહિ કે ગુણની બાબતમાં. એ વાત ઉપર સ્પષ્ટ થઈ ગઈ છે. ગુણની બાબતમાં તો તે ગુણ–ગુણીનું ભિન્નાધિકરણ સ્વીકારતો નથી જ.

શબ્દાદિ નયો જ્ઞાનને જ નમસ્કાર તરીકે સ્વીકારતા હોવાથી અને શબ્દક્રિયાત્મક નમસ્કારને નમસ્કાર તરીકે નહિ સ્વીકારતા હોવાથી, નમસ્કાર કરનારથી બાહ્ય અધિકરણમાં નમસ્કારને માનતા નથી.

**શંકા૦** તો પછી ઋજુસૂત્ર અને આ નયોની માન્યતામાં ભેદ શો ?

**સમાધાન૦** ઋજુસૂત્ર ક્રિયારૂપ અને શબ્દરૂપ નમસ્કારને પણ નમસ્કાર માને છે, તેથી તેના મતે નમસ્કાર કરનારના શરીરમાં પણ નમસ્કાર છે. શબ્દાદિ નયો નમસ્કારને ઉપયોગરૂપ જ માને છે, તેથી તેઓના મતે નમસ્કાર શરીરની અંદર નહિ, કિન્તુ જીવની અંદર જ રહે છે.

**૫–સ્થિતિ :**

સ્થિતિનો અર્થ અહીં કાળ છે. નમસ્કારનો કાળ કેટલો ? એનો ઉત્તર એ છે કે–ઉપયોગની અપેક્ષાએ નમસ્કારની સ્થિતિ (જઘન્ય યા ઉત્કૃષ્ટ) અન્તર્મુહૂર્ત્ત જ છે. લબ્ધિની અપેક્ષાએ જઘન્ય સ્થિતિ અન્તર્મુહૂર્ત્ત અને ઉત્કૃષ્ટ સ્થિતિ ૬૬ સાગરોપમથી પણ કાંઈક અધિક છે.

**૬–વિધાન :**

વિધાન એટલે પ્રકાર. નમસ્કારના પ્રકાર કેટલા છે ? એનો ઉત્તર એ છે કે–નમસ્કાર એ શ્રી અરિહંતાદિ પાંચ પ્રકારે છે, કારણ કે–શ્રી અરિહંતાદિ પદાર્થ પાંચ છે. તે દરેકની આદિમાં 'नमः ।' એવું પદ એક જ હોવા છતાં, પાંચ પ્રકારના પદાર્થમાં તે પદ ઉપયુક્ત થતું હોવાથી, તેના પ્રકાર પણ પાંચ બની જાય છે. શ્રી અરિહંતાદિ પાંચેય પદાર્થોનું નિરૂપણ આગળ ઉપર વિસ્તારથી કરવામાં આવશે.

**નવ પ્રકારે પ્રરૂપણા :**

ઉપર્યુક્ત છ પ્રકારો ઉપરાન્ત આઠ પ્રકારોએ તથા નવ પ્રકારોએ પણ નમસ્કારની પ્રરૂપણા થઈ શકે છે.

૧-સત્પદપ્રરૂપણા :

'સત્' એટલે વિદ્યમાન. નમસ્કાર એ વિદ્યમાન છે, કિન્તુ અવિદ્યમાન નથી. ગતિ-ઈન્દ્રિયાદિ માર્ગણાઓમાં કઈ કઈ માર્ગણાઓમાં કેવી કેવી રીતે વિદ્યમાન છે, એનો વિચાર કરવો એ પ્રથમ સત્પદપ્રરૂપણાનો વિષય છે. જેમ કે-ચારેય ગતિમાં નમસ્કારના પૂર્વપ્રતિપન્ન (પૂર્વે પામેલા) અવશ્ય હોય છે અને પ્રતિપદ્યમાન(વર્ત્તમાનમાં પામતા)ની ભજના હોય છે. એ રીતે ઈન્દ્રિયાદિ માર્ગણાઓમાં પણ નમસ્કારની વિદ્યમાનતા-અવિદ્યમાનતાનો વિચાર કરવો તે સત્પદપ્રરૂપણા દ્વાર છે.

૨-સંખ્યા :

નમસ્કાર છે તો કેટલી સંખ્યામાં છે, એનો વિચાર કરવો એ સંખ્યાપ્રરૂપણા દ્વારનો વિષય છે. જેમ કે-પ્રતિપદ્યમાન (પામતા) જઘન્યથી એક, બે અથવા ત્રણ અને ઉત્કૃષ્ટથી ક્ષેત્રપલ્યોપમના અસંખ્યેય ભાગના પ્રદેશ રાશિપ્રમાણ. પૂર્વપ્રતિપન્ન (પામેલા) જઘન્યથી સૂક્ષ્મ ક્ષેત્રપલ્યોપમના અસંખ્યેય ભાગના રાશિપ્રમાણ અને ઉત્કૃષ્ટથી વિશેષાધિક.

૩-ક્ષેત્ર :

ક્ષેત્રપ્રરૂપણા દ્વારમાં નમસ્કારવાન જીવ ઊંચે અનુત્તર વિમાનમાં જતાં, લોકના સાત ભાગપ્રમાણ ક્ષેત્રમાં હોય અને નીચે છઠ્ઠી નરક પૃથ્વીમાં જતાં લોકના પાંચ ભાગપ્રમાણ ક્ષેત્રમાં હોય.

૪-સ્પર્શ :

સ્પર્શનપ્રરૂપણા દ્વારમાં ક્ષેત્ર કરતાં સ્પર્શના કાંઈક

અધિક સમજી લેવી. જેમ કે—એક પરમાણુનું ક્ષેત્ર એક આકાશપ્રદેશ અને સ્પર્શના સાત આકાશપ્રદેશ, એ રીતે સર્વત્ર ઘટાવી લેવું.

૫–કાલ :

કાલપ્રરૂપણા દ્વારમાં એક જીવની અપેક્ષાએ જઘન્યથી અંતર્મુહૂર્ત્ત અને ઉત્કૃષ્ટથી અપાર્ધપુદ્ગલપરાવર્ત. નાના (અનેક) જીવોની અપેક્ષાએ સર્વકાળ.

૬–અંતર :

અંતરપ્રરૂપણા દ્વારમાં નાના (અનેક) જીવોની અપેક્ષાએ અંતર નથી. એક જીવની અપેક્ષાએ જઘન્ય અંતર્મુહૂર્ત્ત અને ઉત્કૃષ્ટ અપાર્ધપુદ્ગલપરાવર્ત.

૭–ભાવ :

ભાવપ્રરૂપણા દ્વારમાં ક્ષાયોપશમિક, ઔપશમિક અને ક્ષાયિક—એ ત્રણ ભાવે નમસ્કાર હોય છે. શેષ ભાવોએ હોતો નથી.

૮–ભાગ :

ભાગપ્રરૂપણા દ્વારમાં સર્વ જીવોના અનન્તમા ભાગના જીવો નમસ્કારને પામેલા હોય છે: અર્થાત્ પામેલા કરતાં નહિ પામેલા અનન્તગુણા હોય છે.

૯–અલ્પબહુત્વ :

અલ્પબહુત્વપ્રરૂપણા દ્વારમાં નમસ્કારને પામેલા ઉપશમભાવવાળા સૌથી અલ્પ હોય છે, ક્ષયોપશમભાવવાળા તેથી વિશેષ છે અને ક્ષાયિકભાવવાળા સિદ્ધોની અપેક્ષાએ સર્વથી અધિક હોય છે. સંસારીની અપેક્ષાએ ક્ષાયિકભાવ-

વાળા કરતાં ક્ષયોપશમભાવવાળા અધિક હોય છે. ઈત્યાદિ વિચારણા કરવી તે છેલ્લું અલ્પબહુત્વપ્રરૂપણા દ્વાર છે.

અન્ય પણ અનેક રીતે પ્રરૂપણા કરવાનો વિધિ છે. જેમ કે-

"संहिता च पदं चैव, पदार्थः पदविग्रहः ।
चालना प्रत्यवस्थानं, व्याख्या तन्त्रस्य षड्विधा ॥१॥"

"સંહિતા, પદ, પદાર્થ, પદવિગ્રહ (સમાસ), ચાલના (શંકા) અને પ્રત્યવસ્થાન (સમાધાન)-એ છ, સૂત્રની વ્યાખ્યાનાં અંગો છે." અથવા આરોપણા (અવધારણ), ભજના (વિકલ્પના), પૃચ્છના (પ્રશ્ન), દાપના (ઉત્તર) અને નિર્યાપના (નિગમ)-એ પાંચ પ્રકારે પણ પ્રરૂપણા થઈ શકે છે.

પ્રકૃતિ, અકાર, નોકાર અને નોકાર-અકાર ઉભય, એમ ચાર પ્રકારે પણ પ્રરૂપણા થઈ શકે છે. જેમ કે-'નમસ્કારના પરિણામથી પરિણત સમ્યગ્દૃષ્ટિ જીવ' એ નમસ્કાર છે, એ પ્રકૃતિપ્રરૂપણા કહેવાય. એથી વિપરીત 'આત્મા નમસ્કાર નથી.'-એ નિષેધવાચક અકારથી પ્રરૂપણા થઈ. એ જ રીતે પ્રકૃતિને નોકાર અને નોઅકાર લગાડીને પણ પ્રરૂપણા થઈ શકે છે. નોકારમાં 'નો'નો અર્થ દેશનિષેધ પણ થાય છે અને સર્વનિષેધ પણ થાય છે. જ્યારે સર્વનિષેધ અર્થમાં વપરાય, ત્યારે પ્રથમ-દ્વિતીય ભંગતુલ્ય થાય છે અને જ્યારે દેશનિષેધ અર્થમાં વપરાય, ત્યારે ઉભયનો અર્થ નમસ્કારનો એકદેશ (અંશ) થાય છે.

卐

## નમસ્કારની વસ્તુ.

શ્રી અરિહંતાદિ પાંચ પરમેષ્ઠિઓ, એ નમસ્કારની પાંચ વસ્તુઓ છે. એ પાંચ વસ્તુઓને નમસ્કાર કરવા માટે પાંચ હેતુઓ છે. માર્ગ, અવિપ્રણાશ, આચાર, વિનય અને સહાયતા. એ પાંચ કારણોની પ્રાપ્તિ માટે પાંચને નમસ્કાર કરવાનો છે. કહ્યું છે કે—

"मग्गो अविप्पणासो, आयारो विणयया सहायत्तं ।
पंचविहनमोक्कारं, करेमि एएहिंहेऊ हिं ॥१॥"

"માર્ગ, અવિપ્રણાશ, આચાર, વિનય અને સહાયકતા—એ પાંચ કારણોવડે હું પાંચ પ્રકારનો નમસ્કાર કરું છું."

પાંચ હેતુઓમાં પ્રથમ માર્ગ હેતુ છે. ભવ અટવીમાં માર્ગદર્શક શ્રી અરિહંતપરમાત્માઓ હોવાથી, તેઓના એ માર્ગદર્શકગુણને લઈ તેઓ નમસ્કાર કરવાયોગ્ય છે. કહ્યું છે કે—

### ૧—શ્રી અરિહંતપરમાત્મા.

"अडवीए देसियत्तं, तहेव निज्जामया समुद्दंमि ।
छक्कायरक्खणट्ठा, महगोवा तेण वुच्चंति ॥१॥"

"ભવાટવીમાં માર્ગદેશક હોવાથી, ભવસમુદ્રમાં નિર્યામક હોવાથી તથા ભવવનમાં છકાય જીવોની રક્ષાર્થે મહાગોપ

હોવાથી, શ્રી અરિહંતદેવો મહાસાર્થવાહ, મહાનિર્યામક અને મહાગોપ કહેવાય છે.” શ્રી અરિહંતદેવોનો એ મહાન્ ઉપકાર છે.

સાર્થવાહ :

શ્રી અરિહંતદેવરૂપી સાર્થવાહ, ભવ્ય આત્મારૂપી મુસાફરને ધર્મકથારૂપી ઉદ્ઘોષણાદ્વારા, સાધુમાર્ગ અને શ્રાવકમાર્ગરૂપી સરળ અને કઠિન માર્ગે, ઇપ્સિતપુર શ્રી મુક્તિનગરમાં લઈ જાય છે. તે સાર્થવાહ ભવાટવીમાં રાગ-દ્વેષરૂપી શ્વાપદોથી રક્ષણ કરે છે, ક્રોધાદિ કષાયોરૂપી દાવાગ્નિ આદિના ભયોથી ભવ્ય આત્માઓને બચાવી લે છે, વિષયોરૂપી વિષમફળોનો આસ્વાદ કરવામાં નિમગ્ન થયેલા આત્માઓને તેનાથી છોડાવી પરિણામહિતકર-તપસંયમરૂપી હિતકર ફળોનો આસ્વાદ લેતા બનાવે છે, બાવીશ પરીષહોરૂપી પિશાચોથી રક્ષણ કરે છે, પાસત્થાદિ અકલ્યાણ મિત્રોરૂપી લૂંટારાઓની લૂંટમાંથી છોડાવે છે અને નિત્યોદ્યમરૂપી અપ્રમાદી પ્રયાણવડે જ્ઞાનરૂપી અશ્વો અને ધ્યાનરૂપી હાથીઓથી જોડાયેલા પાંચ પ્રકારોના સ્વાધ્યાયરૂપી રથમાં બેસાડી નિર્વિઘ્ને મોક્ષપુરીની પ્રાપ્તિ કરાવે છે.

નિર્યામક :

શ્રી અરિહંતદેવો, એ ભવોદધિનું ઉલ્લંઘન કરાવવા માટે ભાવનિર્યામકો છે. સમુદ્રમાં જેમ અનુકૂળ-પ્રતિકૂળ અનેક પ્રકારના પવન હોય છે, તેમ ભવસમુદ્રમાં પણ મિથ્યાત્વરૂપી પ્રતિકૂળ પવન અને સમ્યક્ત્વરૂપી અનુકૂળ વાયુ વાઈ

રહ્યા છે. શ્રી અરિહંતદેવોરૂપી નિપુણ નિર્યામકો મિથ્યાત્વરૂપી પ્રતિકૂળ વાયુથી બચાવી લઈ, સમ્યક્ત્વરૂપી અનુકૂળ વાયુના યોગે ભવ્ય જીવરૂપી પોતો( નાવડીઓ )ને યથાવસ્થિત જ્ઞાનરૂપ કર્ણધારવડે ભયંકર સંસારસાગરનું ઉલ્લંઘન કરાવી ઈપ્સિત સ્થાનરૂપ મોક્ષબંદરે પહોંચાડી દે છે.

મહાગોપ :

ગોપાલકો જેમ સર્પ-શ્વાપદાદિથી ગાયોનું રક્ષણ કરે છે અને પ્રચૂર ઘાસ-પાણી આદિવડે પોષણ કરે છે, તેમ ષડ્જીવનિકાયરૂપ ગાયોને શ્રી અરિહંતપરમાત્મારૂપી રક્ષકો વ્યાધિ, જરા, મૃત્યુ આદિ શિકારી પ્રાણિઓથી રક્ષણ કરી નિર્વિઘ્ને નિર્વાણપથે પહોંચાડે છે.

આ રીતે સર્વ શ્રી અરિહંતદેવો માર્ગદેશક, નિર્યામક અને મહાગોપ તરીકેનું કાર્ય કરનારા હોવાથી ભવ્ય જીવલોકના મહા ઉપકારી છે અને એ જ કારણે તેઓ લોકોત્તમ મહાપુરુષો પણ કહેવાય છે.

રાગ-દ્વેષાદિને નમાવનારા :

માર્ગદેશકતાદિ ગુણોવડે શ્રી અરિહંતદેવો જેમ જગજ્જીવોના ઉપકારી છે, તેમ રાગ, દ્વેષ, કષાય, ઈન્દ્રિય, પરીષહ અને ઉપસર્ગોને નમાવનારા હોવાથી પણ, તેઓ જીવલોકને નમસ્કાર કરવાયોગ્ય છે.

તેમાં પ્રથમ રાગ, એ નામાદિ ચાર પ્રકારોનો છે : નામરાગ, સ્થાપનારાગ, દ્રવ્યરાગ અને ભાવરાગ. નામ અને સ્થાપના સમજવા સુગમ છે. દ્રવ્યરાગ બે પ્રકારે છે: એક

આગમથી અને બીજો નોઆગમથી. આગમથી દ્રવ્યરાગ, રાગપદાર્થને જાણનાર અનુપયુક્ત આત્મા. નોઆગમથી દ્રવ્યરાગના ત્રણ પ્રકાર છે: એક જ્ઞશરીર, બીજો ભવ્યશરીર અને ત્રીજો તદ્વ્યતિરિક્ત. જ્ઞશરીર અને ભવ્યશરીર સુગમ છે. વ્યતિરિક્તના બે પ્રકાર છે: એક કર્મદ્રવ્યરાગ અને બીજો નોકર્મદ્રવ્યરાગ. કર્મદ્રવ્યરાગ એટલે રાગવેદનીય કર્મના પુદ્ગલો. તેના ચાર પ્રકાર છે: ૧–યોગ્ય (બંધ-પરિણામાભિમુખ), ૨–બધ્યમાનક (બંધપરિણામપ્રાપ્ત), ૩–બદ્ધ (નિવૃત્તબંધપરિણામ અર્થાત્ જીવની સાથે આત્મસાત્ થયેલા) અને ૪–ઉદીરણાવલિકાપ્રાપ્ત (ઉદીરણાકરણવડે ખેંચીને ઉદીરણા આવલિકામાં આણેલા).

નોકર્મદ્રવ્યરાગ એટલે રાગવેદનીય કર્મના પુદ્ગલોનો એકદેશ અથવા તદન્ય. તદન્યના બે પ્રકાર છે: એક પ્રાયોગિક અને બીજો વૈસ્રસિક. કુસુમ્ભરાગાદિ એ પ્રાયોગિક છે અને સન્ધ્યાભ્રરાગાદિ એ વૈસ્રસિક છે.

ભાવરાગ :

ભાવરાગ પણ બે પ્રકારે છે, એક આગમથી અને બીજો નોઆગમથી. રાગપદાર્થજ્ઞ ઉપયુક્ત આત્મા આગમથી ભાગરાગ છે અને નોઆગમથી ભાવરાગ રાગવેદનીયકર્મોદય-પ્રભવ-પરિણામવિશેષ છે. તેના બે પ્રકાર છે: એક પ્રશસ્ત અને બીજો અપ્રશસ્ત. અપ્રશસ્ત પરિણામવિશેષ ત્રણ પ્રકારે છે: ૧–દૃષ્ટિરાગ (સ્વ–સ્વદર્શનાનુરાગ), ૨–શબ્દાદિ વિષય-વિષયકરાગ તે કામરાગ અને ૩–વિષયાદિ નિમિત્ત વિના

જ અવિનીત અપત્યાદિ વિષયકરાગ તે સ્નેહરાગ. પ્રશસ્તરાગ તેથી વિપરીત છે. શ્રી અરિહંત, શ્રી સિદ્ધ, શ્રી સાધુ, શ્રી બ્રહ્મચારી આદિને વિષે સરાગી આત્માઓને જે રાગ હોય છે, તે પ્રશસ્ત ભાવરાગ છે. એ ઉભય પ્રકારના પ્રશસ્ત-અપ્રશસ્ત અથવા દ્રવ્ય-ભાવરાગને નમાવનારા અર્થાત્ દૂર કરનારા શ્રી અરિહંતદેવો છે.

દ્વેષને નમાવનારા :

રાગની જેમ દ્વેષ પણ ચાર પ્રકારે છે : તેમાં નામ-સ્થાપના સુગમ છે. નોઆગમથી દ્રવ્યદ્વેષ-જ્ઞ, ભવ્ય અને તદ્વ્યતિરિક્ત-એમ ત્રણ પ્રકારે છે. તદ્વ્યતિરિક્તના કર્મ-દ્રવ્યદ્વેષ અને નોકર્મદ્રવ્યદ્વેષ, એમ બે ભેદો છે. કર્મદ્રવ્યદ્વેષના યોગ્ય, બધ્યમાનક, બદ્ધ અને ઉદીરણાવલિકાપ્રાપ્ત-એ ચાર પ્રકારો છે. નોકર્મદ્રવ્યદ્વેષના દુષ્ટ વ્રણાદિ અનેક પ્રકારો છે. ભાવદ્વેષ એટલે દ્વેષ મોહનીયકર્મનો વિપાક. તે બે પ્રકારે છે. એક પ્રશસ્ત અને બીજો અપ્રશસ્ત. અજ્ઞાન, અવિરતિ, મિથ્યાત્વાદિ વિષયકદ્વેષ તે પ્રશસ્ત છે અને સમ્યક્ત્વ, વિરતિ, જ્ઞાનાદિ વિષયકદ્વેષ તે અપ્રશસ્ત છે.

કષાયને નમાવનારા :

કષાય ચાર પ્રકારનો છે : ક્રોધ, માન, માયા અને લોભ. તેમાં સંગ્રહનયના મતે ક્રોધ અને માન, એ અપ્રીતિરૂપ હોવાથી દ્વેષમાં અંતર્ભાવ પામે છે અને માયા તથા લોભ, એ પ્રીતિરૂપ હોવાથી રાગમાં અંતર્ભાવ પામે છે.

વ્યવહારનયના મતે ક્રોધ, માન અને માયા-એ ત્રણેય

દ્વેષ છે, કારણ કે–માયા પણ પરોપઘાત માટે પ્રવૃત્ત થતી હોવાથી અપ્રીતિરૂપ છે અને લોભ એ વ્યવહારનયના મતે રાગ છે.

ઋજુસૂત્રનયના મતે માત્ર ક્રોધ એ જ અપ્રીતિરૂપ હોવાથી દ્વેષ છે. માન, માયા તથા લોભ પ્રીતિ–અપ્રીતિ ઉભયવિષયક હોવાથી રાગ–દ્વેષ ઉભયરૂપ છે. જેમ કે–માન એ સ્વઅહંકારવિષયક જ્યારે હોય, ત્યારે રાગ અને જ્યારે પરગુણદ્વેષવિષયક હોય, ત્યારે દ્વેષ. એ જ રીતે માયા–લોભ માટે પણ સમજી લેવું. અર્થાત્ આત્માને વિષે મૂર્છાની જ્યારે પ્રધાનતા હોય, ત્યારે એ ત્રણેય રાગ બને છે અને જ્યારે પરોપઘાતની પ્રધાનતા હોય, ત્યારે એ ત્રણેય દ્વેષ બને છે.

શબ્દાદિ ત્રણ નયોના મતે માન અને માયા સ્વગુણોપકારમૂર્ચ્છાત્મક હોવાથી લોભરૂપ અર્થાત્ રાગસ્વરૂપ જ છે અને સ્વગુણોપકારરહિત એ જ માનાદિના અંશો અને ક્રોધ પરોપઘાતાત્મક હોવાથી દ્વેષ જ છે.

ઈન્દ્રિયોને નમાવનારા :

'इन्द्रस्य लिङ्गम् इन्द्रियम् ।' ઈન્દ્ર એટલે જીવ : તેનું લિંગ એટલે ચિહ્ન : અર્થાત્ જીવને ઓળખાવનાર તે ઈન્દ્રિય. અથવા 'इन्द्रेण दृष्टं सृष्टं च ।' એ પણ ઈન્દ્રિય શબ્દની વ્યુત્પત્તિ છે. આવરણનો અભાવ થવાથી સર્વ વસ્તુઓને જાણી શકે છે, તેમજ નાનાવિધ ભવોમાં ભમતાં સર્વ વસ્તુઓનો ઉપભોગ પણ તેને થાય છે, તેથી જીવ એ પરમૈશ્વર્યવાન કહેવાય છે, એ પરમૈશ્વર્યના યોગથી તથા સર્વોપલબ્ધિના ભોગનો સંબંધ હોવાથી જીવને ઈન્દ્ર કહેવાય છે. તેનું લિંગ

અગર ચિહ્ન તે ઈન્દ્રિય છે. અથવા બીજા શબ્દોમાં જીવવડે દેખાયેલ યા સરજાયેલ તે ઇન્દ્રિય છે. તેના પણ ચાર પ્રકારો છે : તેમાં નામ અને સ્થાપના સુગમ છે.

**દ્રવ્યેન્દ્રિય :**

દ્રવ્યેન્દ્રિયના બે ભેદો છે. એક નિર્વૃત્તિ અને બીજી ઉપકરણ. નિર્વૃત્તિના પણ બે ભેદો છે : એક બાહ્ય અને બીજી અભ્યંતર. બાહ્ય નિર્વૃત્તિ અનેક પ્રકારની હોય છે. અભ્યન્તર નિર્વૃત્તિ બધાને સરખી હોય છે. અભ્યન્તર નિર્વૃત્તિરૂપ શ્રોત્રેન્દ્રિય બધાની કંદબજાતિના પુષ્પ જેવી હોય છે : ચક્ષુરિન્દ્રિય માંસના ગોળા જેવી અથવા મસુરની દાળ જેવી હોય છે : ઘ્રાણેન્દ્રિય અતિમુક્તક પુષ્પ જેવી હોય છે : રસનેન્દ્રિય ક્ષુરપ્ર એટલે અસ્ત્રાની ધાર જેવી હોય છે : અને સ્પર્શનેન્દ્રિય સૌ સૌના શરીરની આકૃતિ પ્રમાણે વિવિધ પ્રકારની હોય છે.

આન્તર્નિર્વૃત્તિઈન્દ્રિયની શક્તિ તે ઉપકરણેન્દ્રિય છે. વાત-પિત્તાદિ દોષોવડે તે શક્તિનો જો ઉપઘાત થાય, તો આન્તર્નિર્વૃત્તિઈન્દ્રિયની હયાતિમાં પણ શબ્દાદિ વિષયોનું ગ્રહણ થઈ શકતું નથી.

**ભાવેન્દ્રિય :**

ભાવેન્દ્રિય બે પ્રકારે છે : એક લબ્ધિસ્વરૂપ અને બીજી ઉપયોગસ્વરૂપ. ઈન્દ્રિયાવરણ કર્મનો ક્ષયોપશમ તે લબ્ધિ-ઈન્દ્રિય છે અને શબ્દાદિ વિષયોમાં ઈન્દ્રિયોને થતોપ રિચ્છેદ (જ્ઞાન), તે ઉપયોગ ઈન્દ્રિય છે. જો લબ્ધિઈન્દ્રિય હોય, તો જ દ્રવ્યેન્દ્રિય પ્રાપ્ત થાય છે.

ઉપયોગઈન્દ્રિયની અપેક્ષાએ સર્વ જીવો એકેન્દ્રિય છે, કારણ કે—એક કાળે બે ઈન્દ્રિયોનો ઉપયોગ કોઈને હોતો નથી.

લબ્ધિઈન્દ્રિયની અપેક્ષાએ સર્વ જીવો પંચેન્દ્રિય છે, કેમ કે—બકુલાદિ વનસ્પતિઓને વિષે બીજી ઈન્દ્રિયોનો પણ ઉપલંભ થાય છે.

જીવોનો એકેન્દ્રિયાદિ વ્યવહાર દ્રવ્યેન્દ્રિયોની અપેક્ષાએ થાય છે.

બાહ્યેન્દ્રિયરહિત છતાં લબ્ધિઈન્દ્રિયવડે સર્વ જીવો પંચેન્દ્રિય હોય છે, કારણ કે—બકુલાદિ વનસ્પતિઓમાં પાંચેય ઈન્દ્રિયોનો ક્ષયોપશમ પ્રત્યક્ષ થાય છે. તેની વિશેષ સમજ એ છે કે—

શૃંગારયુક્ત સુંદર સ્ત્રી જો મદિરાનો કોગળો કરે અગર તેના શરીરવડે સ્પર્શ કરે, અગર ઓષ્ઠવડે ચૂંબન કરે, તો બકુલવૃક્ષ ફળે છે. એ જ રીતે ચન્દનાદિના ગન્ધથી, સુંદર રૂપનાં દર્શનથી, અગર મધુર શબ્દોના શ્રવણથી પણ તે ફળે છે.

સુગંધી જળના સિંચનથી ચંપકવૃક્ષ ફળે છે.

તિલકવૃક્ષ—સ્ત્રીના કટાક્ષવડે અંકુરતિ થાય છે.

વિહરકવૃક્ષમાં પંચમ સ્વરવડે પુષ્પ—અંકુરાદિકનો ઉદ્ગમ થાય છે.

**ઈન્દ્રિયોની પ્રાપ્તિનો ક્રમ :**

પ્રથમ લબ્ધિઈન્દ્રિય પ્રાપ્ત થાય : ત્યાર બાદ દ્રવ્યેન્દ્રિય પ્રાપ્ત થાય : દ્રવ્યેન્દ્રિયમાં પ્રથમ બાહ્ય તથા આંતર-

નિર્વૃત્તીન્દ્રિય પ્રાપ્ત થાય : પછી આંતર્ નિર્વૃત્તઇન્દ્રિયની શક્તિરૂપ ઉપકરણેન્દ્રિયની પ્રાપ્તિ થાય : અને અંતે ઈન્દ્રિયાર્થ પરિચ્છેદ (ઈન્દ્રિયને વિષયનો પરિચ્છેદ) અર્થાત્ ઉપયોગ (અવબોધ) થાય છે.

**પરીષહોને નમાવનારા :**

માર્ગમાં સ્થિર થવા અને વિશેષ નિર્જરા કરવા જે સહન કરવાયોગ્ય છે, તે ક્ષુધા, તૃષા, શીત, ઉષ્ણાદિ (૨૨) પ્રકારના પરીષહો છે : તે સર્વ પરીષહોને શ્રી અરિહંતદેવો નમાવે છે, અર્થાત્ સમ્યક્ પ્રકારે સહે છે.

**ઉપસર્ગોને નમાવનારા :**

પીડા પામવી અગર જે વડે પીડા પમાય, તે ઉપસર્ગ. ઉપસર્ગ ચાર પ્રકારના છે : એક દેવથી થનારા, બીજા મનુષ્યથી થનારા, ત્રીજા તિર્યંચથી થનારા અને ચોથા આત્મસંવેદનીય.

તેમાં રાગ નિમિત્તે, દ્વેષ નિમિત્તે તથા પરીક્ષા નિમિત્તે, અથવા એ ત્રણેય નિમિત્તે દેવો તરફથી ઉપસર્ગો થાય છે.

મનુષ્યો તરફથી પણ એ ત્રણ નિમિત્તો ઉપરાન્ત કુશીલ-પ્રતિસેવન નિમિત્તે પણ ઉપસર્ગો થાય છે.

તિર્યંચો તરફથી ભયનિમિત્તે, દ્વેષનિમિત્તે, આહાર-નિમિત્તે તથા સંરક્ષણનિમિત્તે ઉપસર્ગો થાય છે.

આત્મસંવેદનીય ઉપસર્ગ ચાર પ્રકારના છે : ૧–નેત્રમાં પડેલા કણાદિ ખૂંચવા, ૨–અંગોનું સ્તબ્ધિત થવું, ૩–ખાડા વગેરેમાં પડી જવું અને ૪–બાહુ વગેરે અંગોનું પરસ્પર

અથડાવું. એ સર્વ પ્રકારના ઉપસર્ગોને શ્રી અરિહંતદેવો નમાવે છે, વશ કરે છે, યાવત્ સમૂળ નાશ કરે છે. કહ્યું છે કે–

"रागदोसकसाए, इंदियाणि अ पंच वि ।
परिसहे उवसग्गे, नामयंता नमोऽरहा ॥१॥"

"રાગ, દ્વેષ, કષાય, પાંચ ઈન્દ્રિયો, પરીષહો અને ઉપસર્ગોને શ્રી અરિહંતદેવો નમાવનારા છે, તેથી નમસ્કારને યોગ્ય છે." વળી કહ્યું છે કે–

"इंदियविसयकसाये, परिसहे वेयणा उवसग्गे ।
एए अरिणो हन्ता, अरिहंता तेण वुच्चंति ॥१॥"

"ઈન્દ્રિય, વિષય, કષાય, પરીષહ, વેદના અને ઉપસર્ગો એ દુશ્મનો છે. એને હણનારા હોવાથી શ્રી 'અરિહંતો' કહેવાય છે."

એ જ રીતે સર્વ જીવોને દુશ્મનભૂત આઠેય પ્રકારનાં કર્મોને હણનારા હોવાથી પણ તેઓ અરિહંત કહેવાય છે.

અથવા વન્દન, નમસ્કાર, પૂજા, સત્કાર અને સિદ્ધિગમનને યોગ્ય હોવાથી તેઓ 'અર્હંત' કહેવાય છે. અથવા દેવ, અસુર અને મનુષ્યોદ્વારા ઉત્તમોત્તમ પૂજાને પાત્ર હોવાથી તથા ક્રોધાદિ દુશ્મનો તથા બધ્યમાન કર્મરૂપી રજ અને બદ્ધકર્મ-રૂપી મળને હણનારા હોવાથી 'અરિહંત' કહેવાય છે.

એ 'અરિહંતો'ને કરેલો નમસ્કાર જીવને હજારો

ભવથી છોડાવે છે તથા ભાવપૂર્વક કરાતો તે નમસ્કાર બોધિ-(શ્રી જિનધર્મ)ની પ્રાપ્તિ માટે થાય છે. 'અરિહંતો'ને કરેલો નમસ્કાર ધન્યપુરુષોને ભવનો ક્ષય કરનારો થાય છે તથા હૃદયમાં રહેલો તે વિસ્રોતસિકા(દુર્ધ્યાન)ને હણનારો થાય છે. એ રીતે 'અરિહંત'ને કરેલો નમસ્કાર મહા અર્થ-યુક્ત છે, એમ શ્રી જિનાગમોમાં વર્ણવેલ છે અને મરણના અવસરે અન્ય સર્વ કાર્યોનો ત્યાગ કરીને અનર્ઘ્યરત્નની જેમ એક તેને જ ગ્રહણ કરાય છે. અથવા કોઈ પણ આપત્તિમાં શ્રી અરિહંતનમસ્કાર વારંવાર અને નિરંતર સ્મરણ કરવામાં આવે છે. શ્રી અરિહંતોને કરેલો નમસ્કાર, એ સર્વ પાપોનો નાશ કરનાર છે: એટલું જ નહિ, કિન્તુ સર્વ મંગળોમાં તે જ એક પ્રથમ મંગળ છે. એ જ હકીકતને શાસ્ત્રોમાં નીચેના શબ્દોથી ફરમાવેલી છે.

"अरिहंतनमुक्कारो, जीवं मोयेइ भवसहस्साओ ।
भावेण कीरमाणो, होइ पुणो बोहिलाभाए ॥१॥"

આ ગાથામાં નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવ—એ ચારેય પ્રકારના નમસ્કારનું વર્ણન છે. જેમ કે—

૧—'नमुक्कार' શબ્દવડે નામનમસ્કાર છે.

૨—'अरिहंत' શબ્દવડે 'અર્હદાકારવાળી બુદ્ધિ' તે સ્થાપનાનમસ્કાર છે.

૩—'कीरमाणो' શબ્દવડે અંજલિગ્રહણાદિ દ્રવ્ય-નમસ્કાર છે.

૪–' भावेण ' શબ્દવડે ભાવનમસ્કાર છે.

" એ રીતે એક જ ગાથામાં નામનમસ્કાર, સ્થાપના-નમસ્કાર, દ્રવ્યનમસ્કાર અને ભાવનમસ્કાર–એ ચારેય પ્રકારે કરાતો નમસ્કાર વર્ણવ્યો છે. ૧."

" अरिहंतनमुक्कारो, धन्नाणं भवक्खयं कुणंताणं।
हिययं अणुम्मुयंतो, विसुत्तियावारओ होइ ॥ २ ॥ "

" હૃદયમાં રહેલો અર્હન્નમસ્કાર જ્ઞાનાદિ ધનવાળા, પરિત્તસંસારી અને પ્રતનુકર્મવાન્ જીવોના પુનર્ભવનો ક્ષય કરનાર તથા ચિત્તનું વિસ્રોતગમન (અપધ્યાન) નિવારનાર થાય છે. ૨."

" अरिहंतनमुक्कारो, एस खलु वन्निओ महत्थोत्ति।
जो मरणंमि उवसग्गे, अभिक्खणं कीरइ बहुसो ॥३॥ "

અર્હન્નમસ્કાર, એ મહા અર્થવાળો છે : મૃત્યુ સમીપ આવ્યે છતે નિરંતર બહુ વાર કરાય છે અને મોટી આપત્તિમાં દ્વાદશાંગીને છોડી તેનું જ ધ્યાન અને સ્મરણ કરાય છે. ૩."

અગ્નિ આદિના ભય વખતે ઘરમાં રહેલી શેષ વસ્તુઓને છોડી, જેમ મહામૂલ્યવાળાં રત્ન ગ્રહણ કરાય છે અથવા યુદ્ધમાં અતિશય આપત્તિ વખતે જેમ અન્ય શસ્ત્રો છોડી જે અમોઘ હોય તે જ શસ્ત્ર ગ્રહણ કરાય છે, તેમ અહીં પણ મરણાદિ મહાભયો વખતે દ્વાદશાંગ શાસ્ત્રો છોડીને કેવળ એક અરિ-હંતનમસ્કાર જ ગ્રહણ કરાય છે : કારણ કે–તે નમસ્કાર એ દ્વાદશાંગાર્થ છે. ૪.

પ્રશ્ન૦ અરિહંતનમસ્કાર એ દ્વાદશાંગાર્થ શી રીતે?

ઉત્તર૦ દ્વાદશાંગી પરિણામવિશુદ્ધિના હેતુભૂત છે અને તે જ કાર્યને નમસ્કાર પણ કરે છે: બંનેવડે એક જ કાર્ય સિદ્ધ થતું હોવાથી નમસ્કાર પણ દ્વાદશાંગાર્થ છે, એમ કહેવાય છે. અથવા તો શ્રી વીતરાગસિદ્ધાન્તમાં એક પણ પદ, કે જે સંવેગને પેદા કરનારૂં તથા મોહજાળને છેદનારૂં છે, તે નિશ્ચયથી દ્વાદશાંગાર્થ માનેલ છે. નમસ્કાર અનેકપદાત્મક હોવા છતાં વ્યવહારથી એક પદ કહેવાય છે: અને ઉપર્યુક્ત ન્યાયે તે દ્વાદશાગી, કે જે ગણિપિટક-ગણધરોની પેટી કહેવાય છે, તેના અર્થસ્વરૂપ હોવાથી અતિ નિર્જરા માટે થાય છે: માટે તેને મહાન્ અર્થવાળો કહે છે: અને એ જ કારણે અર્હન્નમસ્કાર, એ અભીક્ષ્ણ એટલે નિરંતર અને બહુશઃ એટલે વારંવાર કરાય છે.

" अरिहन्तनमुक्कारो, सव्वपावप्पणासणो ।
मंगलाणं च सव्वेसिं, पढमं हवइ मंगलं ॥४॥ "

" અર્હન્નમસ્કાર, એ સર્વ પાપોનો નાશ કરનાર છે અને સર્વ મંગળોમાં પ્રથમ મંગળભૂત છે. " અહીં 'પાપ' શબ્દની ત્રણ પ્રકારે વ્યુત્પત્તિ થાય છે: જે જીવને મલિન કરે, જે જીવના હિતને પીએ, અથવા જે જીવને સંસારમાં રાખે, તે પાપ કહેવાય છે. તત્ત્વથી આઠ કર્મો એ જ પાપ છે. અર્હન્નમસ્કાર તે સર્વ પાપનો નાશ કરે છે: એટલું જ નહિ, કિન્તુ નામાદિ સર્વ મંગળોમાં અર્હન્નમસ્કાર પ્રથમ છે, મોક્ષરૂપ મુખ્ય પુરુષાર્થને સાધનાર હોવાથી પ્રધાન છે.

શ્રી અરિહંતાદિ પાંચ ભાવમંગળોમાં પ્રથમ ભાવમંગળ હોવાથી પ્રથમ છે. પ્રધાનતર પરોપકારસાધક હોવાથી અર્હન્નમસ્કાર એ પ્રથમ એટલે મુખ્ય મંગળ છે.

## ૨-શ્રી સિદ્ધપરમાત્મા.

'નમસ્કાર'ની બીજી વસ્તુ શ્રી સિદ્ધપરમાત્મા છે. અવિપ્રણાશ ગુણને લઈને તેઓ નમસ્કરણીય છે. તે 'સિદ્ધ' આત્માઓ અનેક પ્રકારના હોય છે. કહ્યું છે કે-

"कम्मे सिप्पे अ विज्ञा य, मंते जोगे अ आगमे ।
अत्थ-जत्ता-अभिप्पाए, तवे कम्मक्खए इय ॥ १॥"

"કર્મસિદ્ધ, શિલ્પસિદ્ધ, વિદ્યાસિદ્ધ, મંત્રસિદ્ધ, યોગસિદ્ધ, આગમસિદ્ધ (ચૌદ પૂર્વધર), અર્થસિદ્ધ (**મમ્મણ** શેઠ), યાત્રાસિદ્ધ, અભિપ્રાયસિદ્ધ (**અભયકુમાર**), તપસિદ્ધ (**દૃઢપ્રહારી**) અને કર્મક્ષયસિદ્ધ, એમ અનેક પ્રકારના સિદ્ધો છે."

તેમાં કર્મસિદ્ધાદિનું અહીં પ્રયોજન નથી, પણ કેવળ કર્મક્ષયસિદ્ધનું જ પ્રયોજન છે. જ્ઞાનાવરણીયાદિ આઠેય કર્મોનું સમૂળ ઉન્મૂલન કરનાર આત્મા 'કર્મક્ષયસિદ્ધ' કહેવાય છે. કહ્યું છે કે-

"दीहकालरयं जंतु, कम्मं से सियमट्ठहा ।
सियं धंतं ति सिद्धस्स, सिद्धत्तमुवजायइ ॥ १ ॥"

"દીર્ઘકાળનાં ઉપાર્જન કરેલાં આઠ પ્રકારનાં કર્મો જેણે બાળી નાંખ્યાં છે, તે આત્મા સિદ્ધપણાને પ્રાપ્ત કરે છે."

શ્રી સિદ્ધોનું લક્ષણ દર્શાવતાં શાસ્ત્રકારમહર્ષિઓ ફરમાવે છે કે-

" असरीरा जीवघणा, उवउत्ता दंसणे अ नाणे अ ।
सागारमणागारं, लक्खणमेअं तु सिद्धाणं ॥१॥
केवलनाणुवउत्ता, जाणंती सव्वभावगुणभावे ।
पासंति सव्वओ खलु, केवलदिट्ठीहिऽणंताहिं ॥२॥
नाणंमि दंसणंमि अ, इत्तो एगयरंमि उवउत्ता ।
सव्वस्स केवलिस्स, जुगवं दो नत्थि उवओगा ॥३॥ "

" શરીર વિનાના, જીવના પ્રદેશોવડે ઘન, દર્શન અને જ્ઞાનમાં ઉપયુક્ત, તથા સાકારી અને અનાકારી, એ સિદ્ધોનું લક્ષણ છે. ૧. કેવલજ્ઞાનમાં ઉપયુક્ત હોવાથી સર્વ ભાવોના ગુણપર્યાયને જાણી રહ્યા છે તથા તેને જ અનંત એવી કેવળદષ્ટિવડે જોઈ રહ્યા છે. ૨. પ્રતિસમયે જ્ઞાનોપયોગ યા દર્શનોપયોગમાં ઉપયુક્ત છે, (કારણ કે-) સર્વ કેવળજ્ઞાની ભગવંતોને એક સમયે બે ઉપયોગ હોતા નથી. ૩."

શ્રી સિદ્ધપરમાત્માના સ્વરૂપનું વર્ણન કરતાં, વધુમાં જ્ઞાનિમહર્ષિઓ ફરમાવે છે કે-

" અવ્યાબાધપણાને પામેલા સિદ્ધાત્માઓને જે સુખ હોય છે, તે સુખ મનુષ્યોને કે સર્વ પ્રકારના દેવોને પણ નથી હોતું. સમસ્ત દેવગણના સુખને સર્વકાળના પ્રદેશોવડે જો અનંતગુણું કરવામાં આવે અને તેને અનંતાનંત વર્ગોવડે ગુણવામાં આવે, તો પણ તે મુક્તિસુખની તોલે આવી શકે

તેમ નથી. સિદ્ધના એક જીવનું સર્વકાળનું સુખ જો એકત્ર કરવામાં આવે અને તેને અનંત ભાગોવડે ભાગવામાં આવે, તો પણ સર્વ આકાશપ્રદેશને વિષે સમાઈ શકે નહિ. એટલે કે–સર્વ આકાશપ્રદેશની સંખ્યા કરતાં સિદ્ધના જીવોનું સુખ અનંતગુણું છે."

જેમ કોઈ ગામડીઓ બહુ પ્રકારના નગરગુણોને જાણવા છતાં, ઉપમાના અભાવે તેને કહી શકતો નથી, તેમ સિદ્ધોના સુખની કોઈ ઉપમા નહિ હોવાથી, તેને કહી શકાતું નથી : તો પણ કાંઈક સમજમાં આવે તે ખાતર શાસ્ત્રોમાં ફરમાવ્યું છે કે–

"જેમ કોઈ પુરુષ સર્વ ઇચ્છાઓને તૃપ્ત કરનાર અમૃતતુલ્ય ભોજનનું ભક્ષણ કરી ક્ષુધા–તૃષાથી વિમુક્ત બનેલો અત્યંત તૃપ્તિનાં સુખને અનુભવે છે, તેમ અતુલ એવા નિર્વાણસુખને પામેલા સિદ્ધાત્માઓ પણ સર્વકાળ માટે તૃપ્ત છે તથા શાશ્વત અને અવ્યાબાધ સુખને પામેલા હોવાથી સદાકાળ સુખી છે."

શ્રી સિદ્ધાત્માઓ સર્વ કર્મથી નિર્મુક્ત થયેલા હોવાથી 'સિદ્ધ' છે : અજ્ઞાનનિદ્રાથી પ્રસુપ્ત આ જગતમાં પરોપદેશ વિના જીવાદિ તત્ત્વોને જાણનારા હોવાથી 'બુદ્ધ' છે : સંસારના અથવા સર્વ પ્રયોજનસમૂહના પારને પામેલા હોવાથી 'પારગત' છે : અને અનુક્રમે ચતુર્દશ ગુણસ્થાનક ઉપર આરૂઢ થઈને, અથવા સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્રનું ક્રમપૂર્વક આસેવન કરીને મુક્તિસ્થાનને

પામેલા હોવાથી 'પરંપરગત' છે: કર્મકવચથી ઉન્મુક્ત છે તથા અજર, અમર અને અસંગ છે. અર્થાત્ શ્રી સિદ્ધના આત્માઓ સર્વ દુઃખથી રહિત થયેલા હોય છે, જન્મ-જરા-મરણાદિનાં બંધનોથી વિમુક્ત બનેલા હોય છે અને સદાકાળ શાશ્વત અને અવ્યાબાધ સુખને અનુભવી રહ્યા હોય છે. એવા સિદ્ધોને કરેલા નમસ્કારનું ફળ દર્શાવતાં પણ નિર્યુક્તિકાર ભગવાન શ્રી ભદ્રબાહુસ્વામિજી ફરમાવે છે કે—

" सिद्धाण नमुक्कारो, जीवं मोएइ भवसहस्साओ ।
भावेण कीरमाणो, होइ पुणो बोहिलाभाए ॥ १ ॥

सिद्धाण नमुक्कारो, धन्नाणं भवक्खयं कुणंताणं ।
हिअयं अणुम्मुयंतो, विसोत्तियावारओ होइ ॥ २ ॥

सिद्धाण नमुक्कारो, एस खलु वन्निओ महत्थोत्ति ।
जो मरणम्मि उवग्गे, अभिक्खणं कीरइ बहुसो ॥३॥

सिद्धाण नमुक्कारो, सव्वपावप्पणासणो ।
मंगलाणं च सव्वेसिं, पढमं हवइ मंगलं ॥ ४॥ "

"શ્રી સિદ્ધપરમાત્માઓને કરેલો નમસ્કાર જીવને હજારો ભવથી મૂકાવે છે. ભાવપૂર્વક કરાતો તે નમસ્કાર વળી બોધિલાભને માટે થાય છે. ૧. શ્રી સિદ્ધોને કરેલો નમસ્કાર ધન્યપુરુષોના ભવનો ક્ષય કરે છે. હૃદયમાં તેનું અનુસ્મરણ કરવાથી દુર્ધ્યાનનો નાશ થાય છે. ૨. શ્રી સિદ્ધોને કરેલો નમસ્કાર, ખરેખર, મહા અર્થવાળો વર્ણવેલો છે, જે મરણ વખતે નિરંતર અને વારંવાર કરવામાં આવે છે. ૩.

શ્રી સિદ્ધોને કરેલો નમસ્કાર સર્વ પાપોનો સર્વથા નાશ કરનાર છે અને સર્વ મંગલોમાં પ્રથમ મંગલ છે. ૪."

## ૩–શ્રી આચાર્યભગવંતો.

આચાર્ય ચાર પ્રકારના છે. નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવ. નામ અને સ્થાપના સુગમ છે. 'દ્રવ્યાચાર્ય' શિલ્પાદિ શાસ્ત્રોને શીખવનારા છે અને 'ભાવાચાર્ય' પાંચ પ્રકારના આચારનું પાલન કરનારા, કરાવનારા અને ઉપદેશનારા છે. જ્ઞાનાદિ પાંચ પ્રકારના ભાવાચારોમાં ઉપયુક્ત હોવાથી, તેઓ ભાવાચાર્ય કહેવાય છે. એવા ભાવાચાર્યને કરેલો નમસ્કાર પૂર્વસંચિત પાપોનો વિનાશ કરનાર થાય છે. ભાવાચાર્ય એ શ્રી જિનશાસનના આધાર છે, ચતુર્વિધ સંઘને ઉલ્લાસ પમાડનાર છે અને શ્રુતજ્ઞાનના બળે સકળ વસ્તુને પ્રકાશિત કરનારા છે. શ્રી જિનેશ્વરદેવો મુક્તિમાર્ગ બતાવીને મુક્તિમાં ચાલ્યા જાય છે. ત્યાર બાદ નિર્ગ્રંથપ્રવચનનું ધારણ, પાલન અને પોષણ કરનાર આચાર્યભગવંતો જ હોય છે. ભાવાચાર્યો પાષાણમાં પણ અંકુરા ઉત્પન્ન કરવાની જેમ મૂર્ખ શિષ્યોને પણ પંડિત બનાવી દે છે. સૂત્રોમાં ભાવાચાર્યને શ્રી જિનેશ્વરસમાન કહ્યા છે અને તેઓની આજ્ઞાનું શ્રી જિનની આજ્ઞાની જેમ પાલન કરવાનું ફરમાન કર્યું છે. ભાવાચાર્યોની આજ્ઞા વિના વિદ્યા કે મંત્ર ફળતા નથી, પણ તે જ વિદ્યા અને મંત્ર તેઓની આજ્ઞાથી તત્કાળ ફળે છે. ધર્મોપદેશ આપવામાં જેઓ નિરંતર ઉદ્યત રહે છે તથા સૂરિ, ગણધર, ગણી, ગચ્છધારી, અનૂચાન, પ્રવચનધર,

ભટ્ટારક, ભગવાન, મહામુનિ, સદ્ગુરુ, શ્રુતધર, આદિ દિવ્ય નામોને ધારણ કરે છે. તેવા આચાર્યોને કરેલો નમસ્કાર પણ શ્રી અરિહંત અને શ્રી સિદ્ધપરમાત્માને કરેલા નમસ્કારની જેમ અચિન્ત્ય ફળને આપનારો થાય છે.

શ્રી આચાર્યનમસ્કારનું વર્ણન કરતાં શ્રી નિર્યુક્તિકાર-ભગવાન ફરમાવે છે કે–

"आयरियनमुक्कारो, जीवं मोयेइ भवसहस्साओ ।
भावेण कीरमाणो, होइ पुणो बोहिलाभाए ॥ १ ॥
आयरियनमुक्कारो, धन्नाणं भवखयं कुणंताणं ।
हिअयं अणुम्मुयंतो, विसोत्तियावारओ होइ ॥ २ ॥
आयरिनमुक्कारो, एस खलु वन्निओ महत्थोत्ति ।
जो मरणम्मि उवग्गे, अभिक्खणं कीरइ बहुसो ॥ ३ ॥
आयरियनमुक्कारो, सव्वपावप्पणासणो ।
मंगलाणं च सव्वेसिं, पढमं हवइ मंगलं ॥ ४ ॥"

"શ્રી આચાર્યભગવંતોને કરેલો નમસ્કાર જીવને હજારો ભવોથી છોડાવે છે અને ભાવપૂર્વક કરાતો તે બોધિના લાભને માટે થાય છે. ૧. આચાર્યનમસ્કાર ધન્યપુરુષોને ભવનો ક્ષય કરાવનાર થાય છે તથા હૃદયમાં અનુધ્યાન કરાતો તે ચિત્તના દુર્ધ્યાનને નિવારે છે. ૨. આચાર્યનમસ્કાર એ રીતે મહા અર્થવાળો માનેલો છે, કે જે મરણ સમયે નિરંતર અને વારંવાર કરાય છે. ૩. આચાર્યનમસ્કાર એ સર્વ પાપનો પ્રણાશ કરનાર છે અને સર્વ મંગલોનું મૂળ છે. ૪."

## ૪–શ્રી ઉપાધ્યાયભગવંતો.

ઉપાધ્યાયનું નામ ' उवज्झाय ' અથવા ' उज्झाय ' પણ છે. જેઓની સમીપે શિષ્યો દ્વાદશાંગસૂત્રોનું અધ્યયન કરે, તે ઉપાધ્યાય છે. દ્વાદશાંગસ્વાધ્યાયકરણમાં ઉપયુક્ત, પાપનું પરિવર્જન કરનાર, ધ્યાનના ઉપયોગમાં તલ્લીન અને કર્મનો વિનાશ કરવામાં ઉદ્યમી ' उवज्झाय ' કહેવાય છે. ' उज्झाय ' શબ્દ પણ ઉપયોગકરણમાં તથા ધ્યાનના નિર્દેશમાં વપરાયેલો છે. અર્થાત્ શ્રી ઉપાધ્યાયભગવંતો સદા ઉપયોગી અને નિરંતર ધ્યાની હોય છે. એ જ રીતે શ્રી ઉપાધ્યાય-ભગવંતો આચાર્યપદને યોગ્ય હોય છે, ગુરુના સઘળા ગુણોએ કરીને શોભતા હોય છે અને અગિયાર અંગ તથા બાર ઉપાંગનુ અધ્યયનાદિ તથા ચરણસિત્તરી અને કરણસિત્તરીનું પાલનાદિ કરનારા હોવાથી સદાય પચીશ ગુણોએ કરીને યુક્ત હોય છે. ઉપાધ્યાય, વાચક, પાઠક, અધ્યાપક, શ્રુતવૃદ્ધ, શિક્ષક, સ્થવિર, અપ્રમાદી, સદા નિર્વિષાદી, અદ્ભયાનંદી, આદિ ઉત્તમ નામોને ધારણ કરનારા, નિરંતર શ્રી જિનાજ્ઞાના પ્રતિપાલક તથા અગણ્ય ગુણોથી વિભૂષિત હોય છે. એવા પૂજ્ય શ્રી ઉપાધ્યાયભગવંતોને કરેલો નમસ્કાર, હૃદયના દુર્ધ્યાનાદિને દૂર કરી નાખે છે અને સર્વ મનોવાંછિત સુખોને મેળવી આપે છે.

શ્રી ઉપાધ્યાયનમસ્કાર સંબંધમાં નિર્યુક્તિકારભગવાન શ્રી ભદ્રબાહુસ્વામિજી મહારાજ ફરમાવે છે કે–

" उवज्झायनमुक्कारो, जीवं मोएइ भवसहस्साओ ।
भावेण कीरमाणो, होइ पुणो बोहिलाभाए ॥ १ ॥ "

उवज्झायनमुक्कारो, धन्नाणं भवक्खयं कुणंताणं ।
हिअयं अणुम्मुयंतो, विसोत्तियावारओ होइ ॥ २ ॥

उवज्झायनमुक्कारो, एस खलु वन्निओ महत्थोत्ति ।
जो मरणम्मि उवग्गे, अभिक्खणं कीरइ बहुसो ॥ ३ ॥

उवज्झायनमुक्कारो, सव्वपावप्पणासणो ।
मंगलाणं च सव्वेसिं, पढमं हवइ मंगलं ॥ ४ ॥"

"ઉપાધ્યાયનમસ્કાર, એ જીવને હજારો ભવથી છોડાવે છે અને ભાવપૂર્વક કરાતો તે બોધિલાભને માટે થાય છે. ૧. ઉપાધ્યાયનમસ્કાર ધન્યપુરુષોને ભવક્ષયને માટે થાય છે તથા હૃદયમાં અનુસ્મરણ કરાતો તે અપધ્યાનને નિવારનારો થાય છે. ૨. આ ઉપાધ્યાયનમસ્કાર મહાર્થવાળો છે, એમ વર્ણવાયેલ છે તથા જે મરણ પ્રાપ્ત થયે છતે નિરંતર અને વારંવાર કરાય છે. ૩. ઉપાધ્યાયનમસ્કાર સર્વ પાપનો વિનાશ કરનાર છે અને સર્વ મંગલોમાં પ્રથમ મંગલ છે. ૪."

## ૫–શ્રી સાધુભગવંતો.

નિર્વાણસાધક યોગને સાધનારા હોવાથી અને સર્વ પ્રાણીઓને વિષે આત્મસમાન બુદ્ધિને ધારણ કરનારા હોવાથી, સાધુભગવંતો ભાવસાધુઓ કહેવાય છે. તેઓ વિષયસુખથી નિવૃત્ત હોય છે : વિશુદ્ધ ચારિત્ર અને નિયમોને ધારણ કરનારા હોય છે : તાત્ત્વિક ગુણોને સિદ્ધ કરનારા હોય છે : તથા અન્ય મુક્તિસાધક પુરુષોને તેઓની સાધનામાં સહાય કરનારા હોય છે. તેઓ લોકસંજ્ઞાનો ત્યાગ કરનારા, ક્ષમાદિ

દશ પ્રકારના ધર્મને ધારણ કરનારા તથા લાભાલાભ, માનાપમાન અને કાંચન-લોષ્ઠને સમાન ગણનારા હોય છે. ગુરુઆજ્ઞામાં તત્પર, પ્રાયશ્ચિત્તાદિ જલવડે પાપમલનું ગાલન કરનાર, નિરંતર શુદ્ધ સ્વાધ્યાયકરણમાં તલ્લીન અને ભ્રમરપરે ગોચરચર્યામાં ઉદ્યુક્ત શ્રી સાધુભગવંતો, એ જંગમતીર્થ છે.

શ્રી સાધુભગવંતો સંબંધમાં ષટ્શાસ્ત્રવેત્તા, પરમોપકારી ઉપાધ્યાયજી શ્રી **યશોવિજયજી** મહારાજ શ્રી **પંચપરમેષ્ઠિ-ગીતામાં** ફરમાવે છે કે-

"ક્લેશનાશિની દેશના, દેત ગણે ન પ્રયાસ,
અસંદીન જિમ દ્વીપ, તથા ભવિજન આશ્વાસ;
તરણ તારણ કરુણાપર, જંગમ તીરથ સાર,
ધન ધન સાધુ સુહંકર, ગુણ-મહિમા ભંડાર. ૧."

"નિરંતર ધર્મોપદેશ આપવામાં જેઓ પ્રયાસને ગણતા નથી તથા ભવ્ય આત્માઓને આશ્વાસન લેવા માટે જેઓ સ્થિર દ્વીપની ગરજ સારે છે, સ્વયં તરે છે અને અન્યને તારવામાં તત્પર છે, એવા કરુણાથી ભરેલા સુખકર સાધુપુરુષો નિરંતર કરુણામાં તત્પર હોવાથી અને ગુણો તથા મહિમાના ભંડાર હોવાથી જંગમતીર્થતુલ્ય છે અને જગતમાં વારંવાર ધન્યવાદને પાત્ર છે."

એ સાધુભગવંતોનાં અનેક પવિત્ર નામો છે. તેમાંનાં કેટલાંક અતિ પ્રસિદ્ધ છે અને કેટલાંક અપ્રસિદ્ધ છે. જેમ કે- મુનિ, ભિક્ષુ, સન્યાસી, નિર્ગ્રંથ, શાન્ત, દાન્ત, ક્ષાન્ત, મહાવ્રતધર, અણગાર, યોગી, તત્ત્વજ્ઞ, વાચંયમ, ઋષિ, દીક્ષિત,

અકિંચન, શ્રમણ—એ પ્રસિદ્ધ નામો છે. સર્વંસહ, સમતામય, નિષ્પ્રતિકર્મશરીર, ગુપ્તેન્દ્રિય, આત્મોપાસી, મુક્ત, માહણ, મહાત્મા, અવધૂત, શુદ્ધલેશી, અશરણશરણ, અધ્યાત્મધામ, ઊર્ધ્વરેતા, અનુભવી, તારક, મહાશય, ભદંત, મોહજયી, ગોપ્તા, પંડિત, વિચક્ષણ, ઇત્યાદિ અપ્રસિદ્ધ નામો છે. એ જાતિનાં માંગલિક નામોને ધારણ કરનારા તથા નિષ્કલંકિત જીવનને જીવનારા ગુણસમુદ્ર સાધુભગવંતોને કરેલો નમસ્કાર પણ, આચાર્યભગવંતો તથા ઉપાધ્યાયભગવંતોને કરેલા નમસ્કારસમાન ફળને આપનારો થાય છે.

એ જ વાતને જણાવતાં નિર્યુક્તિકાર ભગવાન શ્રી ભદ્રબાહુસ્વામિજી મહારાજ ફરમાવે છે કે—

"साहूण नमुक्कारो, जीवं मोएइ भवसहस्साओ ।
भावेण कीरमाणो, होइ पुणो बोहिलाभाए ॥ १ ॥
साहूण नमुक्कारो,—धन्नाणं भवक्खयं कुणंताणं ।
हिअयं अणुम्मुयंतो, विसोत्तिआवारओ होइ ॥ २ ॥
साहूण नमुक्कारो, एस खलु वन्निओ महत्थोत्ति ।
जो मरणंमि उवग्गे, अभिक्खणं कीरइ बहुसो ॥ ३ ॥
साहूण नमुक्कारो, सव्वपावप्पणासणो ।
मंगलाणं च सव्वेसिं, पढमं हवइ मंगलं ॥ ४ ॥"

"ભાવસહિત કરાયેલો સાધુનમસ્કાર જીવને હજારો ભવથી મુક્ત કરાવે છે અને બોધિલાભ માટે થાય છે. ૧.

સાધુનમસ્કાર ધન્ય આત્માઓના ભવનો ક્ષય કરે છે તથા હૃદયમાં રહેલો તે વિસ્રોતસિકાનું હરણ કરે છે. ૨. આ સાધુનમસ્કાર મહાઅર્થવાળો છે-એમ શાસ્ત્રમાં વર્ણવાયેલ છે અને મરણ વખતે તે નિરંતર વારંવાર કરાય છે. ૩. સાધુનમસ્કાર સર્વ પાપનો પ્રણાશ કરનાર છે તથા સર્વ મંગળોમાં પ્રથમ મંગળ છે. ૪."



"सिज्जाट्ठाणं पमुत्तूणं, चिट्ठिज्जा धरणीयले ।
भाववंधुं जगन्नाहं, नमुक्कारं तओ पढे ॥१॥"

શય્યાસ્થાન-પલ્યંકાદિને છોડીને ઊભો થાય અથવા ધરણીતલ ઉપર બેસે અને સર્વત્ર સહાયકારક હોવાથી પરમાર્થબંધુતુલ્ય, અપ્રાપ્ત ગુણોને પ્રાપ્ત કરાવનારા અને પ્રાપ્ત જ્ઞાનાદિ ગુણોનું રક્ષણ કરનારા વિશ્વસ્વામિને નમસ્કાર ભણે અથવા પરાવર્તન કરે. (૧)

(શ્રાદ્ધદિનકૃત્ય)

૭

## નમસ્કારનું પ્રયોજન અને ફળ.

કર્મનો ક્ષય અને મંગળનું આગમન, એ નમસ્કારનું પ્રયોજન છે. નમસ્કારનું ફળ બે પ્રકારનું છે. આ લોક સંબંધી અને પરલોક સંબંધી. આ લોકમાં અર્થ, કામ, આરોગ્ય અને અભિરતિની પ્રાપ્તિ તથા પરલોકમાં સિદ્ધિ, સ્વર્ગ, ઉત્તમ કુળ અને જિનપ્રણિતધર્મની પ્રાપ્તિ વગેરે ફળો છે. નમસ્કાર સંબંધી સતત ઉપયોગ અને ક્રિયાવડે કર્મક્ષયાદિ ગુણનો લાભ થાય છે, તે 'અનંતરપ્રયોજન' છે અને તેના પરિણામે કાળાન્તરે યા જન્માન્તરે અર્થ–કામાદિકની યા સ્વર્ગ–મોક્ષાદિકની પ્રાપ્તિ, તે 'પરંપરપ્રયોજન' છે.

નમસ્કાર, એ શ્રુત એટલે આગમરૂપ છે. શ્રુતોપયોગરૂપ આત્મપરિણામથી આત્મહિતપરિજ્ઞા અને ભાવસંવર આદિ બહુ પ્રકારના લાભ મળે છે, તેથી શ્રુતાત્મક નમસ્કારના ઉપયોગથી કર્મક્ષય થાય છે. એ રીતે નમસ્કારના ઉપયોગથી પ્રતિસમયે કર્મનો ક્ષય થતો હોવાથી, તેને સર્વ કાર્યોમાં મંગળરૂપ તથા વિઘ્નવિનાશના અપ્રતિમ કારણ તરીકે માનેલ છે.

શંકા–કોપપ્રસાદરહિત શ્રી અરિહંત કે શ્રી સિદ્ધ, પૂજાનું ફળ આપનારા નથી, કારણ કે–જેઓ પૂજાનું ફળ આપનારા છે, તેઓ હંમેશાં રાજા વગેરેની જેમ કોપપ્રસાદ-સહિત જ દેખાય છે.

**સમાધાન**–શ્રી અરિહંત કે શ્રી સિદ્ધ પૂજાનું ફળ આપે છે, એવું અમે કહેતા જ નથી. સર્વ જીવોને સ્વર્ગ-નરકાદિ કે સુખ-દુઃખાદિક ફળ સ્વકૃત પુણ્ય-પાપના બળે જ થાય છે. પુણ્ય-પાપ યાને ધર્મ-અધર્મ, અપેક્ષાએ જ્ઞાનાદિકની જેમ આત્માના ગુણો હોવાથી, કોઈને આપી શકાય કે કોઈની પાસેથી લઈ શકાય એવા નથી. આત્મગુણો પણ જો આપી કે લઈ શકાતા હોય, તો કૃતનાશ, અકૃતાગમ, સાંકર્ય, એકત્વાદિ અનેક દોષો આવીને ઊભા રહે. એ કારણે નમસ્કારનું મુખ્ય ફળ અવ્યાબાધ સુખરૂપ મોક્ષ છે અને સ્વર્ગાદિ ફળ એ આનુષંગિક ફળ છે. તેમાં મોક્ષરૂપ મુખ્ય ફળ એ ચૈતન્યાદિ ભાવોની જેમ આત્મપર્યાયરૂપ હોવાથી કોઈને પણ આપી શકાય કે કોઈની પાસેથી પણ લઈ શકાય તેમ નથી.

**શંકા**–મુખ્ય ફળરૂપ મોક્ષ ભલે આત્મપર્યાય હોવાથી આપી કે લઈ શકાય નહિ, કિન્તુ સુંદર ભક્ત-પાનાદિ યા મનોહર અર્થ-કામાદિ તો બીજાને આપી શકાય કે લઈ શકાય તેવા છે, તો તેને શ્રી અરિહંત કે શ્રી સિદ્ધ કેવી રીતે આપે છે?

**સમાધાન**–અર્થ-કામાદિ કે ભક્ત-પાનાદિ બીજાને આપી શકાય તેવા છે, પણ પૂજાનો પ્રયત્ન ભક્ત-પાનાદિ માટે હોતો નથી, કિન્તુ મોક્ષ માટે જ હોય છે. અથવા ભક્ત-પાનાદિ પણ જે પ્રાપ્ત થાય છે, તે સ્વકૃત કર્મના ઉદયથી જ થાય છે. બીજા દાતા તો તેમાં નિમિત્ત માત્ર છે. નિશ્ચયથી કોઈને કોઈ દાતા પણ નથી કે અપહર્તા

પણ નથી. સુખ–દુઃખાદિનો અંતરંગ હેતુ કર્મ જ છે. શરીર એ બાહ્ય હેતુ છે, શબ્દાદિ વિષયો એ એથી પણ વધારે બાહ્ય હેતુઓ છે અને તેને આપનાર–લેનાર દાતા–અપહર્તાદિ તો અતિશય બાહ્યતર હેતુઓ છે: માટે નિશ્ચયથી કર્મ સિવાય સુખ–દુઃખનો દાતાર અન્ય કોઈ જ નથી. શરીર, વિષયો અને તેના આપનાર–લેનાર સુખ–દુઃખનાં નિમિત્તો માનેલાં છે, તે કર્મના લીધે જ માત્ર વ્યવહારથી માનેલાં છે. તો પછી રાગ–દ્વેષરહિત શ્રી સિદ્ધાત્માઓ નમસ્કારના ફળને આપનારા છે, એમ કહી જ કેમ શકાય?

**શંકા**–જો સર્વ શુભાશુભ ફળ સ્વકૃત કર્મજનિત જ છે, તો દાન–અપહરણાદિનું ફળ દાતા–હર્તાને થવું ન જોઈએ.

**સમાધાન**–કર્મ સ્વકૃત છે, તેથી જ તેનું ફળ દાતા–હર્તાને ઘટે છે. દાનાદિ સમયે પરાનુગ્રહ પરિણામ તથા હરણાદિ વખતે પરોપઘાતાદિ પરિણામ, એ જ પુણ્ય–પાપનાં કારણ બને છે. તે પુણ્ય–પાપ બાહ્ય નિમિત્તની અપેક્ષા રાખે છે, કિન્તુ બાહ્ય નિમિત્તની અપેક્ષા રાખીને પણ રહે છે આત્મામાં: અને કાળાન્તરે બાહ્ય નિમિત્તની અપેક્ષા રાખીને જ શુભાશુભ ફળને આપે છે, તેથી તે ફળ પરકૃત કહેવાય છે. વસ્તુતઃ સ્વકૃત કર્મ સિવાય બીજાથી તે પ્રાપ્ત થતું નથી.

વળી જો તે ફળ બીજાથી પ્રાપ્ત થવાયોગ્ય છે–એમ માનીએ, તો જેણે ગ્રહણ અથવા હરણ કર્યું, તે મોક્ષ અથવા કુગતિ પામે. તે વખતે તે ફળ કોનાથી પ્રાપ્ત થાય? અર્થાત્ કૃતનાશદોષ આવીને ઊભો રહે. જેને જે આપ્યું

હોય, તેણે તે આપવું જોઈએ અને જેનું હરણ કરાયું હોય, તે તેનું હરણ કરે, એ માન્યતા અયુક્ત છે. એમ માનવાથી દાનાદિ નહિ આપનાર સાધુને જન્માન્તરમાં ભૂખ્યા રહેવું પડે અને પોતાને જ જો ભૂખ્યા રહેવું પડે, તો પૂર્વજન્મમાં આપનાર દાતાને તો ક્યાંથી જ આપી શકે? એ જ રીતે પૂર્વજન્મમાં કોઈનું ધનાદિ હરણ કરીને વર્ત્તમાન જન્મમાં નિર્ધન થયેલ આત્મા ધનરહિત હોવાથી, પૂર્વભવના ધનવાનવડે તેની પાસેથી શી રીતે હરણ કરાશે?

શંકા—અન્ય અન્ય જન્મોના દાનહરણાદિથી બધું ઘટી જશે.

**સમાધાન**—એમ કહેવું પણ અઘટિત છે. એમ માનવાથી અનવસ્થા (અપ્રામાણિક—અનન્ત દાનહરણાદિની કલ્પના) તથા સ્વર્ગ-મુક્તિ આદિ ફળોનો અભાવ પ્રાપ્ત થશે.

વસ્તુતઃ દાન દેનાર કે હરણ કરનાર આત્મા પોતાના અનુગ્રહ—ઉપઘાતરૂપ પરિણામથી જ જેમ સ્વયં ફળ પામે છે, તેમ અહીં પણ શ્રી સિદ્ધો અને શ્રી જિનોની પૂજાનું ફળ પૂજકના પોતાના પરિણામથી જ સ્વયં પ્રાપ્ત થાય છે. શ્રી જિનનમસ્કાર અને શ્રી જિનપૂજા પરિણામની વિશુદ્ધિનો હેતુ હોવાથી, દાનાદિક ધર્મોની પેઠે નિરંતર કરવાયોગ્ય છે: અથવા તો શ્રી જિનનમસ્કાર અને પૂજા એ મોક્ષમાર્ગની પ્રભાવક હોવાથી, ધર્મકથનની માફક હંમેશાં કરવાયોગ્ય છે.

કોપપ્રસાદરહિત વસ્તુ ફળપ્રદ થતી નથી, એમ કહેવું એ પણ સત્ય નથી. અન્ન-પાનાદિ વસ્તુ કોપપ્રસાદરહિત

હોવા છતાં પણ ફળદાયી પ્રત્યક્ષપણે જણાય છે. અમૃત-વિષ, કનક-પાષાણ, મણિ-કાચ આદિ વસ્તુઓ કોપાદિરહિત છે, છતાં અનુગ્રહ અને ઉપઘાત માટે થાય છે.

શંકા-કોપ વગેરે હરણ-પ્રદાનાદિનાં નિમિત્ત છે કે નહિ?

**સમાધાન**-નિમિત્ત હોવા છતાં તે બાહ્ય કારણ છે. અંતરંગ કારણ તો સ્વકૃત કર્મ-પુણ્ય-પાપ સિવાય બીજું કોઈ નથી. રાજા આદિનો કોપ અને પ્રસન્નતા, એ સ્વકૃત પુણ્ય-પાપનું જ ફળ છે, કારણ કે-કોપયુક્ત બનેલો કે પ્રસાદવાન બનેલો રાજા પણ સર્વ લોકોને સમાન ફળ આપનારો થતો નથી: વિષમ ફળ આપનારો થાય છે અગર નિષ્ફળ પણ જાય છે. એ જ કારણે શ્રી અરિહંતાદિનો નમસ્કાર કે અરિહંતાદિની પૂજાનો આરંભ કોઈને પ્રસન્ન કરવા માટે નથી, કિન્તુ પૂજકના જ ચિત્તની પ્રસન્નતા માટે છે. બીજા પ્રસન્ન થાય એટલે ધર્મ થાય અને બીજા કૂપિત થાય એટલે અધર્મ થાય, એવો નિયમ નથી. ધર્માધર્મ જીવના શુભાશુભ પરિણામને અનુસરવાવાળા છે. શ્રી અરિહંતાદિ આલંબનો શુભ પરિણામનાં જનક છે: શુભ પરિણામથી ધર્મ થાય છે અને ધર્મથી ભક્ત-પાન, અર્થ-કામ, સ્વર્ગ-અપવર્ગાદિ ફળની પ્રાપ્તિ થાય છે.

શંકા-ધર્માધર્મ બીજાની પ્રસન્નતા કે કોપને અનુસરનારા નથી-એ વાત જો સત્ય ન હોય, તો લોકમાં બીજાની પ્રસન્નતાદિ પ્રાપ્ત કરવા માટે પ્રયત્ન કરવામાં આવે છે, તે કેમ બને?

**સમાધાન**–લોકમાં સુખી થવા માટે બીજાની પ્રસન્નતાદિ ઉપર આધાર રાખવામાં આવે છે, પરન્તુ તે અનૈકાન્તિક છે: એટલું જ નહિ, કિન્તુ સ્વકૃત પુણ્ય–પાપને અનુસારે જ ફળ દેનાર બને છે. એમ નહિ માનતાં, પરના કોપ–પ્રસાદાદિ ઉપર જ જો ધર્માધર્મ માની લેવામાં આવે, તો રાગ–દ્વેષરહિત મુનિની સ્તુતિ આદિ કરવાથી પુણ્યાત્માને ધર્મ નહિ થાય અને આક્રોશાદિ કરવાથી દુષ્ટાત્માને અધર્મ નહિ થાય: કારણ કે–રાગ–દ્વેષરહિત મુનિને સ્તુતિ સાંભળ-વાથી પ્રસન્નતા કે આક્રોશ સાંભળવાથી કોપ થતો નથી.

વળી હિંસા, જૂઠ, ચોરી, પરદારાગમનાદિ કાર્યોનું જો કોઈ ચિત્તમાં જ ચિંત્વન કરે, તો તેનું પણ તેને ખરાબ ફળ મળવું જોઈએ નહિ. એ જ રીતે દયા, દાન, બ્રહ્મચર્યાદિ ધર્મને કરવાની જેને ઇચ્છા મનમાં થાય, તેને શુભ ફળ પણ મળવું જોઈએ નહિ: કારણ કે–શુભ અગર અશુભ કાર્યોનું ચિત્તમાં ચિન્તવન કરવા માત્રથી જે જે વ્યક્તિવિષયક શુભ યા અશુભ ચિન્તવન થયુ હોય છે, તે તે વ્યક્તિને કોપ યા પ્રસાદ થવાનો પ્રસંગ બનતો નથી. પરન્તુ હિંસાદિ ચિન્તવનારને અધર્મ અને દયાદિ ચિન્તવનારને ધર્મ થાય છે જ: માટે પરપ્રસાદ અને પરકોપથી જ ધર્માધર્મ થાય છે–એમ માનવુ એ અઘટિત છે, કિન્તુ સ્વપ્રસાદ અને સ્વકોપથી જ ધર્માધર્મ થાય છે, એમ માનવું એ યુક્ત છે.

એમ નહિ માનવાથી એક ત્રીજો દોષ આવે છે. પરપ્રસાદ કે પરકોપથી જ જો ધર્માધર્મ થતા હોય, તો દયા,

દાન, બ્રહ્મચર્યાદિ ધર્મકૃત્ય કરનાર ઉપર પણ અનાર્ય અને દુર્જન આત્માઓ કોપયુક્ત રહે છે, તેથી તેઓનો ધર્મ નિષ્ફળ જવો જોઈએ. એ જ રીતે હિંસા, જૂઠ, ચોરી આદિ અધર્મકાર્યોને આચરનારાઓને જોઈને પણ તેવા પ્રકારના આત્માઓ જો આનંદ પામે છે, તો તેવાઓના આનંદથી તેઓને અધર્મ નહિ થવો જોઈએ, કિન્તુ ધર્મ થવો જોઈએ. એટલું જ નહિ, પરન્તુ પરના કોપથી જો અધર્મ થતો હોય, તો મોક્ષે ગયેલા આત્માઓનું પણ કોઈના કોપથી પતન થવું જોઈએ : અને જો એમ થાય, તો અકૃતાગમ અને કૃતનાશાદિ અસાધારણ દોષો આવીને ઊભા રહે. વગેરે કારણોનો વિચાર કરતાં, ધર્માર્થી આત્માએ એક સ્વપ્રસાદ માટે જ પ્રયત્ન કરવો જોઈએ. તે સ્વપ્રસાદ શ્રી જિન શ્રી સિદ્ધોની પૂજાથી અવશ્ય પ્રાપ્ત થાય છે. સ્વપ્રસાદનું ફળ અપ્રમેય છે, તેથી તે મેળવવા માટે શ્રી અરિહંતાદિની પૂજાનો પ્રયત્ન પરમ આવશ્યક છે.

શંકા—શ્રી અરિહંતપરમાત્માઓ અને શ્રી સિદ્ધપરમાત્માઓ તો વીતરાગ અને કૃતાર્થ હોવાથી તેઓની પૂજા વ્યાજબી છે, પરન્તુ શેષ આચાર્યાદિ ત્રણ તો રાગ-દ્વેષસહિત અને અકૃતાર્થ છે, તેથી તેઓની પૂજા કે તેઓને કરેલો નમસ્કાર સ્વપ્રસાદ યા મોક્ષને માટે કેવી રીતે થાય? ધનનો અર્થી નિર્ધનની સેવા કરે, તે કેમ ફળે?

**સમાધાન**—વીતરાગ જેમ રાગ-દ્વેષરહિત છે, તેમ આચાર્યાદિ પણ વિદ્યમાન કષાયોનો નિગ્રહ કરનારા

છે, તેથી તેઓ પણ વીતરાગની સમાન છે. વીતરાગ જેમ કૃતાર્થ છે, તેમ આચાર્યાદિ પણ ઘણા અંશે કૃતકૃત્ય થયેલા છે, તેથી તેઓની પૂજા પણ વીતરાગની પૂજાની જેમ ચિત્તની પ્રસન્નતાનું કારણ છે. વળી પૂજાનો આરંભ બીજાના ઉપકાર માટે નથી અને બીજાના ઉપકારથી પૂજાનું ફળ મળતું નથી, પણ માત્ર સ્વપ્રસાદથી ફળ મળે છે: અને આચાર્યાદિ કિંચિત્ અકૃતાર્થ છતાં સ્વપ્રસાદ એટલે સ્વપરિણામની વિશુદ્ધિ માટે થાય છે, તેથી તેઓ પણ વીતરાગની જેમ પૂજ્ય છે.

શંકા—પૂજ્ય ઉપર ઉપકારનો અભાવ છતાં પૂજ્યની પૂજા ફળદાયી કેમ?

**સમાધાન**—પૂજ્ય ઉપર ઉપકારનો અભાવ છતાં, શ્રી જિનાદિકની પૂજા બ્રહ્મચર્યાદિકની જેમ શુભ ક્રિયા અને શુભ પરિણામની વૃદ્ધિનો હેતુ છે, તેથી તે ફળદાયી છે. પરહૃદયગત મૈત્રી તદ્વિષયક જીવોને શું ઉપકાર કરે છે? અને દૂરસ્થ આત્માને અંગે થયેલો હિંસાદિકનો સંકલ્પ દૂર રહેલા આત્માને શું અપકાર કરે છે? અર્થાત્ કાંઈ જ નહિ: છતાં તે ઉપકાર—અપકારરહિત મૈત્રી—હિંસાદિનો સંકલ્પ ધર્માધર્મનું કારણ બને જ છે. તેવી જ રીતે પૂજાદિનો સંકલ્પ પણ શ્રી જિનાદિને ઉપકાર કરનારો નહિ હોવા છતાં પણ ધર્મનું કારણ બને છે.

શંકા—સાધુ આદિને દાન આપવામાં જે રીતે સ્વ—પર ઉભયને ઉપકાર થાય છે, તે રીતનો ઉપકાર શ્રી જિનપૂજાદિકમાં થતો નથી, માટે શ્રી જિનપૂજા કરતાં સાધુ આદિના દાનથી અધિક ફળની પ્રાપ્તિ કેમ નહિ?

અને તેનાથી અન્ય જે કાંઈ વસ્તુ છે, તે અનાત્મરૂપ હોવાથી દૂર જ છે.

શંકા—જો સ્વપરિણામથી જ ધર્માધર્મ થાય છે, તો પછી અરિહંતાદિ બાહ્ય આલંબનોની શી જરૂર છે ?

**સમાધાન**—તે શુભ પરિણામ બાહ્ય આલંબનથી જ થાય છે. શુભાશુભ પરિણામ, એ ચિત્તનો ધર્મ છે, તેથી તે વિજ્ઞાનની પેઠે હંમેશાં બાહ્ય આલંબનોથી જ પ્રવર્તે છે. એ કારણે મોક્ષમાર્ગમાં બાહ્ય શુભ આલંબનો પરમ આવશ્યક છે.

શંકા—ગમે તેવા આલંબનથી પણ જેને શુભ પરિણામ થઈ શકતો હોય, તેના માટે શુભાશુભ આલંબનનો ભેદ પાડવાનું શું પ્રયોજન છે ?

**સમાધાન**—જેમ આલંબનરહિત શુભ પરિણામ થતો નથી, તેમ વિપરીત આલંબનથી પણ પ્રાયઃ શુભ પરિણામ થતો નથી : અન્યથા નીલાદિકનું શુક્લાદિરૂપ જ્ઞાન થવું જોઈએ.

શંકા—અજ્ઞાની અને નિઃશીલ આત્માને શુભ આલંબનરૂપ મુનિપણાથી પણ શુભ પરિણામ જણાતા નથી અને અશુભાલંબનરૂપ નાસ્તિકપણાથી પણ તેઓને શુભ પરિણામ થતા જણાય છે, તો પછી શુભાશુભ આલંબનો વિચાર કરવાથી શું ?

**સમાધાન**—અશુભ આલંબનથી શુભ પરિણામ અને શુભ આલંબનથી અશુભ પરિણામ ક્વચિત્ અને કોઈક જ

આત્માને થનાર હોવાથી, તેની અહીં ગણના નથી : અથવા નિઃશીલ આત્માને અશુભ આલંબનથી થનારો શુભ પરિણામ, ઉન્મત્ત આત્માના પરિણામની જેમ શુભ પરિણામ જ નથી, કારણ કે–તે વિપર્યાસથી ગ્રસ્ત છે.

શંકા–મુનિવેષથી ઢંકાયેલા નિ.શીલ મુનિને દાન આપનાર દાતા જેમ સ્વર્ગાદિ ફળ પામે છે, તેમ કુલિંગીને દાન આપનાર દાતાને મુનિદાનનું ફળ કેમ ન મળે ?

**સમાધાન**–મુનિલિંગ, એ ગુણોનું સ્થાન છે, તેથી તે ગુણોથી રહિત હોય તો પણ જ્યાં સુધી ગુણરહિત જાણવામાં ન આવે, ત્યાં સુધી પ્રતિમાની પેઠે પૂજ્ય છે. કુલિંગ તો દોષનું આશ્રયસ્થાન હોવાથી સ્થાનબુદ્ધિથી પણ તે પૂજવાયોગ્ય નથી.

શંકા–કુલિંગમાં પણ જો કેવળજ્ઞાન થાય છે, તો તે દોષનું જ આશ્રયસ્થાન કેમ કહેવાય ?

**સમાધાન**–કેવળજ્ઞાન ભાવલિંગથી થાય છે, પણ કુલિંગથી થતું નથી. મુનિલિંગ તો ભાવલિંગની જેમ કેવળજ્ઞાનનું અંગ થાય છે, માટે પૂજ્ય છે.

શુભાલંબનરૂપ શ્રી જિનની અને શ્રી સિદ્ધાદિકની પૂજા તથા નમસ્કાર, ઉપરોક્ત કારણોએ પરિણામની વિશુદ્ધિનો પ્રબળ હેતુ હોવાથી નિરંતર કરવાયોગ્ય છે : અથવા શ્રી જિનાદિકની પૂજા, એ ભવ્યાત્માઓને બોધિબીજનું નિમિત્ત થાય છે, એ કારણે અવશ્ય આદરણીય છે.

卐

## ૮

# શ્રી નવકારનાં ઉપધાન.

**નમસ્કાર અને નમસ્કાર્યનું સ્વરૂપ :**

દરેક દર્શનોમાં પોતપોતાના દર્શનના પ્રણેતા મહાપુરુષોને નમસ્કાર કરવાનું વિધાન પ્રદર્શિત કરવામાં આવ્યું છે અને તે માંગલિકનો હેતુ મનાયો છે. અનુયાયીઓ તરફથી પણ તેનું શ્રદ્ધાપૂર્વક આચરણ કરવામાં આવે છે. નમસ્કાર, એ મન–વચન–કાયાની પ્રશસ્ત અને અનુકૂળ પ્રવૃત્તિ છે અને તેથી 'નમસ્કાર્ય' અને 'નમસ્કાર કરનાર' વચ્ચે રહેલ અંતર ક્રમશઃ ઓછું થાય છે. પરિણામે નમસ્કાર કરનાર સ્વયં નમસ્કાર્યસ્વરૂપ બની જાય છે. એ કારણે મંગલનો હેતુ અને સફલ નમસ્કાર તે જ હોઈ શકે, કે જે શુદ્ધ સ્વરૂપવાળા નમસ્કાર્યને, તે સ્વરૂપની પ્રાપ્તિ માટે કરવામાં આવતો હોય. આથી એ સ્પષ્ટ થશે કે–આત્માની સંપૂર્ણ શુદ્ધ દશાને પામેલા અને પામવા માટે સતત પ્રયાસ કરનારા મહાપુરુષો જ જો નમસ્કાર્યનું સ્થાન લે, તો જ તેઓને કરેલો નમસ્કાર, તેના કરનારને મંગળરૂપ અને સફળ થાય. એ દૃષ્ટિએ વિચારતાં, શ્રી જૈનશાસનમાં દર્શાવેલ પરમપદે સ્થિત પાંચ પરમેષ્ઠિઓને છોડીને, બીજા કોઈને પણ કરેલો નમસ્કાર, તેની જેમ ઐકાન્તિક અને આત્યન્તિક મંગલ અને કલ્યાણને આપનારો સંભવી શકે નહિ.

**ભાવથી નમન કોણ કરી શકે?**

એ પાંચ પદોની વસ્તુઓ પ્રવાહથી શાશ્વત છે, તેથી તેને પ્રકાશિત કરનાર પાંચ પદો પણ શાશ્વત છે. એ પાંચ પરમેષ્ઠિને નમસ્કાર કરવાની યોગ્યતા પણ અતિશય લઘુકર્મી આત્માઓને જ પ્રાપ્ત થાય છે. થોડી પણ આત્મશુદ્ધિ જે આત્માઓની થઈ નથી, તે આત્માઓ પરમશુદ્ધ આત્મદશાને પામેલા. ઓને ભાવથી નમન કરી શકે એ શી રીતે શક્ય છે?

**વંદનાની મહત્તા :**

નમસ્કાર, એ નમસ્કાર્ય પ્રત્યે પ્રેમ અને ભક્તિનો સૂચક છે. 'नमोऽत्थुणं।' સૂત્રની વ્યાખ્યા કરતાં સુવિહિત શિરોમણિ આચાર્યભગવાન શ્રીમદ્ હરિભદ્રસૂરિજી મહારાજ ફરમાવે છે કે–

'धर्मं प्रति मूलभूता वन्दना।'

'વન્દના એ ધર્મ તરફ આત્માને આગળ વધવાનું મૂળ છે.' અર્થાત્ શુદ્ધ સ્વરૂપવાનને વન્દના કરવાથી, આત્મક્ષેત્રમાં ધર્મબીજનું વપન થાય છે, અનુકૂળ સામગ્રી મળવાથી તેમાંથી ધર્મચિન્તાદિરૂપ અંકુરાઓ, શ્રુતાભ્યાસ તથા સદાચરણરૂપી શાખા–પ્રશાખાઓ અને સ્વર્ગાપવર્ગની પ્રાપ્તિરૂપ ફૂલ અને ફળો પ્રગટ થાય છે.

**સર્વપ્રધાન શ્રી નમસ્કાર :**

વન્દનાનો બીજો પર્યાય નમસ્કાર છે : અને જો એ પણ આશયશુદ્ધિપૂર્વક કરાય, તો સુમહત્ ફળને આપે છે. એ

કારણે 'શ્રી પંચપરમેષ્ઠિ નમસ્કારમંત્ર'ને શ્રી જૈનશાસનમાં સર્વપ્રધાન સ્થાન આપવામાં આવ્યું છે. કેટલાકો તેને જૈન જનતાનો 'ગુરુમંત્ર' પણ કહે છે : અને વાત પણ સાચી છે, કારણ કે–'નમસ્કારમંત્ર'થી મોટો મંત્ર સમસ્ત શ્રી જિનપ્રવચનમાં બીજો કોઈ છે નહિ. તે સર્વ શાસ્ત્રોની અભ્યન્તર રહેલો છે; તે કારણે તેને નંદી આદિ સૂત્રોમાં પૃથક્ શ્રુતસ્કંધ તરીકે વર્ણવેલો નથી.

**નિર્યુક્તિ અને વ્યાખ્યામાં પ્રથમ :**

શ્રુતકેવલી ભગવાન શ્રી **ભદ્રબાહુસ્વામિજી** મહારાજે એ જ કારણે સૌથી પ્રથમ નિર્યુક્તિ શ્રી નમસ્કારમહામંત્રની રચેલી છે : અને તે પૂર્વે કે ત્યાર પછી કોઈ પણ સૂત્રની વ્યાખ્યા કરવા પહેલાં તે( નમસ્કારમંત્ર )ની જ વ્યાખ્યા સૌ પ્રથમ કરવાની શિષ્ટ પ્રણાલિકા છે.

**અમોઘ અવલંબન :**

નમસ્કારમંત્રની એક વિશિષ્ટતા એ પણ છે કે–'સર્વકાળ અને સર્વ ક્ષેત્રોમાં તેનો સૂત્રપાઠ એકસરખો જ રહે છે.' અર્થાત્ સૂત્રથી પણ તેમાં ફેરફાર થતો નથી, તેથી જન્માંતરમાં જાતિસ્મરણાદિ જ્ઞાનની પ્રાપ્તિ માટે તેનું અવલંબન અમોઘ નિવડે છે.

**જ્ઞાતા-અજ્ઞાતા ઉભયને ઉપકારક :**

એક અપેક્ષાએ બાર અંગ અને ચૌદ પૂર્વ કરતાં પણ શ્રી નમસ્કારમંત્રનો મહિમા અધિક છે, કારણ કે–પ્રાણાન્ત આપત્તિ વખતે ચતુર્દશ-પૂર્વધરોને પણ જે વખતે

અન્ય શાસ્ત્રો સ્મરણ કરવા અશક્ય બને છે, તે વખતે આરાધનામાં સહાયક થનાર માત્ર એક શ્રી નમસ્કારમંત્ર જ છે. સમર્થ શ્રુતધરોને પણ અન્તિમ સમયે માત્ર નવકારમંત્ર જ સહાયક થાય છે, તો પછી અન્ય આત્માઓ માટે તો કહેવું જ શું ? એ રીતે શ્રી નમસ્કારમંત્ર શાસ્ત્રોના જ્ઞાતા અને અજ્ઞાતા ઉભયને એકસરખો ઉપકારક છે.

ઉપધાનની આવશ્યકતા :

શ્રી નમસ્કારમંત્ર, એ એક મહાશ્રુતસ્કન્ધ છે. કોઈ પણ શ્રુતના અધ્યયનની યોગ્યતા કાળ–વિનયાદિ શ્રુતના આચારોને સાચવવાથી જ પ્રાપ્ત થાય છે. યોગ્ય કાળે, વિનય–બહુમાનપૂર્વક, ગુરુને ઓળવ્યા વગર, સૂત્ર, અર્થ અને તદુભયની શુદ્ધિપૂર્વક ભણાયેલું સૂત્ર હોય, તો પણ જો તેને યોગ્ય તપ(ઉપધાનાદિ)વડે વહન કરવામાં ન આવે, તો તે સંપૂર્ણ ફળને આપનારું થતું નથી. એ કારણે શ્રુતાચારનું સંપૂર્ણ પાલન કરવા માટે '**નમસ્કારમંત્ર**'નાં ઉપધાન કરાવવામાં આવે છે.

ઉપધાનનું વિધાન :

'જેનાથી શ્રુતજ્ઞાનની પુષ્ટિ થાય, તે ઉપધાન છે.' અથવા 'ગુરુસમીપે નવકારાદિ સૂત્રોને ધારણ કરવાની ક્રિયા, તે ઉપધાન છે.' એ ઉપધાન કર્યા સિવાય 'નમસ્કારમંત્ર'નું પઠન અવિધિપૂર્વકનું છે. શ્રાવકોએ સઘળાં સૂત્રોને ઉપધાન-તપનું આરાધન કરવાપૂર્વક ભણવા જોઈએ. એ સંબંધી શ્રી **મહાનિશીથ** સૂત્રમાં ઘણો ભાર મૂકવામાં આવ્યો છે.

જેમ સાધુઓને યોગોદ્વહન વિના સિદ્ધાન્તોનું વાચન અને પઠન આદિ નિષિદ્ધ છે, તેમ શ્રાવકોને ઉપધાનતપ વિના નમસ્કારાદિ સૂત્રોનું ભણવું-ગણવું પણ નિષિદ્ધ છે. શ્રી મહાનિશીથ સૂત્રમાં ફરમાવ્યું છે કે—

પ્રશ્ન૦ હે ભગવન્! શ્રી પંચમંગલમહાશ્રુતસ્કન્ધનું વિનયોપધાન (ઉપધાનતપ) અત્યંત દુષ્કર કહ્યું છે. બાલ આત્માઓ આ નિયંત્રણાને કેવી રીતે ઉઠાવી શકે?

ઉત્તર૦ હે ગૌતમ! જે કોઈ આત્મા આ નિયંત્રણાને ન ઇચ્છે, અવિનયોપધાનવડે (ઉપધાનતપ કર્યા વિના) શ્રી પંચમંગલશ્રુતજ્ઞાનને ભણે, ભણાવે કે ભણતાને અનુમોદન આપે, તે પ્રિયધર્મિ નથી, દૃઢધર્મિ નથી, ભક્તિયુક્ત નથી, સૂત્રની હીલના કરનારો છે, અર્થની હીલના કરનારો છે, સૂત્ર-અર્થ તદુભયની હીલના કરનારો છે અને ગુરુની હીલના કરનારો છે. સૂત્ર-અર્થ યાવત્ ગુરુની હીલના કરનારો આત્મા અતીત, અનાગત અને વર્ત્તમાન તીર્થંકરોની આશાતના કરનારો છે: આચાર્ય, ઉપાધ્યાય અને સાધુઓની આશાતના કરનારો છે અને શ્રુતજ્ઞાન, અરિહંત, સિદ્ધ અને સાધુની આશાતના કરનારો છે. અનન્ત સંસારસાગરમાં પરિભ્રમણ કરતાં તે આત્માને સંવૃત, વિવૃત, પરિસંવૃત, શીત, ઉષ્ણ, મિશ્ર, ઇત્યાદિ ચોરાશી લાખ યોનિઓને વિષે દીર્ઘકાળ સુધી નિયંત્રણા સહન કરવી પડે છે.

**ઉપધાનને નહિ માનનાર આજ્ઞાવિરાધક :**

ઉપધાન વહન કર્યા પહેલાં નમસ્કારાદિ સૂત્રોનું જેઓએ

અધ્યયન કરી લીધું છે, તેઓએ પણ તેવા પ્રકારનો યોગ પ્રાપ્ત કરીને, ઉપધાન વહન કરી લેવાં જોઈએ. સાંપ્રતકાળમાં અશઠ પૂર્વાચાર્યોની આચરણાથી, (કે જે શ્રી જિનની આજ્ઞા-સમાન છે.) દ્રવ્ય–ક્ષેત્ર–કાળાદિની અપેક્ષાએ લાભાલાભનો વિચાર કરીને, જો ઉપધાનતપ વિના પણ શ્રી નમસ્કારાદિ સૂત્રોનું અધ્યયન કરાવવામાં આવે છે, તો પણ જેઓ ઉપધાનતપની શ્રદ્ધાને ધારણ કરતા નથી તથા છતી શક્તિએ પણ જ્યારે યોગ મળે, ત્યારે તેને આચરવાની રૂચિ ધરાવતા નથી, તેઓ શ્રી જિનાજ્ઞાના વિરાધક છે.

**જીવનનો એક અપૂર્વ લ્હાવો :**

ઉપધાનતપ વહન કરવાથી શ્રી જિનાજ્ઞાનું પ્રતિપાલન કરવાનો મહાન લાભ મળે છે, એટલું જ નહિ પરંતુ બીજા પણ અનેક પ્રકારના લાભો થાય છે. મુક્તિના ઈરાદે અથવા શ્રી જિનાજ્ઞાનું પાલન કરવાના વિશુદ્ધ ઈરાદે આરાધન કરનારાઓને એ લાભો અનુભવસિદ્ધ છે.

ઉપધાનના દિવસોમાં સતત તપવડે ચીકણાં પણ કર્મોનું શોષણ થાય છે, અસારભૂત શરીરમાંથી અમૂલ્ય સાર ગ્રહણ થાય છે, શ્રુતની અપૂર્વ ભક્તિ થાય છે, દરરોજ પોષહ કરવાનો હોવાથી મુનિપણાની તુલના થાય છે, ઈન્દ્રિ-યોનો નિરોધ થાય છે, કષાયોનો સંવર થાય છે, સમસ્ત દિવસ સંવરની ક્રિયાઓમાં જ પસાર થાય છે, દેવવન્દનાદિ-વડે દેવભક્તિ અને ગુરુવન્દનાદિવડે ગુરુભક્તિ થાય છે, જીવનમાં અભક્ષ્યભક્ષણ અને રાત્રિભોજનાદિનો ત્યાગ સુકર થાય છે, ઈત્યાદિ અનેકાનેક લાભો સાક્ષાત્ અનુભવાય છે.

ગૃહસ્થદશાના જીવનમાં ઉપધાનતપ-એક ઉચ્ચમાં ઉચ્ચ પ્રકારની ધર્મકરણી છે અને તેનું આરાધન કરવું, એ શ્રાવક-જીવનનો એકનો એક અપૂર્વ અને અમૂલ્ય લ્હાવો છે.

શ્રી નમસ્કારસૂત્રના અધ્યયનની યોગ્યતા પ્રાપ્ત કરવા માટે ૧૬ દિવસમાં બાર ઉપવાસ (પાંચ ઉપવાસ, આઠ આયંબિલ અને ત્રણ ઉપવાસ) જેટલો તપ કરવાનો પ્રાચીન વિધિ હતો. પરન્તુ તે તપ અતિશય કઠિન પડી જાય તે ખાતર પૂર્વાચાર્યોએ વર્ત્તમાનમાં ૧૮ દિવસ સુધી એકાન્તરે ઉપવાસ અને એકાસણું (નીવી) કરવાનો વિધિ રાખ્યો છે: જેનો કુલ તપ ૧૨।। ઉપવાસ થાય છે. શ્રી નમસ્કારમંત્રના પઠનની યોગ્યતા પ્રાપ્ત કરવા માટે ઓછામાં ઓછા અઢાર દિવસ સુધી સાડાબાર ઉપવાસ જેટલો તપ ગુરુનિશ્રાએ રાત્રિદિવસ પૌષધમાં રહીને કરવો જોઈએ, એ શાસ્ત્રીય મર્યાદા છે. એ સંબંધી પ્રાચીનમાં પ્રાચીન ઉલ્લેખ શ્રી **મહાનિશીથ** સૂત્રમાં નીચે મુજબ છે:-

**પ્રશ્ન**-હે ભગવન્! શ્રી પંચમંગલમહાશ્રુતસ્કંધનું વિનયપૂર્વક ઉપધાન (તપ) કેવી વિધિવડે કરવું જોઈએ?

**ઉત્તર**-હે ગૌતમ! શ્રી પંચમંગલમહાશ્રુતસ્કન્ધનું વિનયપૂર્વક ઉપધાન (તપ) આ નીચે કહેલ વિધિવડે કરવું જોઈએ.

**વિધિની રૂપરેખા:**

અત્યન્ત શ્રેષ્ઠ અને સુંદર તિથિ-કરણ-મુહૂર્ત્ત-નક્ષત્ર-યોગ-લગ્ન અને ચન્દ્રબળ જ્યારે હોય, ત્યારે જાતિમદાદિ

દોષથી રહિત બનીને, શ્રદ્ધા અને સંવેગવડે અતિ તીવ્રતર મહાન્ ઉલ્લસિત શુભ અધ્યવસાયયુક્ત-થઈને, ભક્તિ-બહુમાનપૂર્વક, આ લોક-પરલોકના પૌદ્ગલિક સુખોરૂપ નિયાણારહિત પાંચ ઉપવાસ કરીને, જિનમન્દિરમાં જંતુરહિત સ્થાને, ભક્તિના આવેશથી પરિપૂર્ણ અને રોમાંચિત શરીરવાળા બનીને, પ્રસન્ન મુખે શાન્ત, ઉપશાન્ત, સૌમ્ય અને સ્થિર દૃષ્ટિવાળા બનીને, નવનવા સંવેગરસથી ઉછળતા અને ઉત્પન્ન થયેલા ઘણા સતત આંતરા વિનાના, અચિન્ત્ય પરમ શુભ પરિણામવિશેષથી ઉલ્લસિત જીવ વીર્યવાળા અને તેથી પ્રતિ સમય વધતા એવા પ્રમોદવડે સુવિશુદ્ધ, સુનિર્મળ, સ્થિરતર અને દઢતર અંતઃકરણવાળા બનીને, ક્ષિતિનિહિત એટલે પૃથ્વી ઉપર સ્થાપન કરેલ છે સારી રીતે બે જાનુ જેણે તથા મસ્તક ઉપર કરકમલવડે રચ્યો છે અંજલિપુટ જેણે, તેમજ શ્રી ઋષભાદિ પ્રવરવરધર્મ તીર્થંકરોની પ્રતિમાઓબિંબોને વિષે નિવેશિત કર્યાં છે નયન અને મન જેણે તથા એકાગ્રતાથી તદ્ગત અધ્યવસાયવાળા બનીને તથા શાસ્ત્રોક્ત ચારિત્રાદિ ગુણસંપદાઓથી યુક્ત, એવા ગુરુનિર્દિષ્ટ અનુષ્ઠાન કરવાને માટે બાંધ્યું છે એક લક્ષ્ય જેણે : જેમ કે-ગુરુના મુખમાંથી નીકળેલું, વિનય-બહુમાન પરિતોષાદિના ક્રમથી મેળવેલું, અનેક શોક, સંતાપ, ઉદ્વેગ, મહાવ્યાધિ-વેદના, ઘોર દુ:ખ, દારિદ્ર, ક્લેશ, રોગ, સંયોગ, જરા-મરણ અને ગર્ભનિવાસાદિરૂપ દુષ્ટ શ્વાપદોવડે અગાધ, એવા ભીમ ભવોદધિને વિષે તરંડકભૂત (નાવતુલ્ય) સકળ આગમની મધ્યે રહેલ,' મિથ્યાત્વદોષથી ઉપહત બુદ્ધિવાળા જીવોથી

પરિકલ્પિત કુભણિત (કુવચન) અને અઘટિત (અયુક્ત) અશેષ હેતુ દૃષ્ટાન્ત અને યુક્તિઓનો વિધ્વંસ કરવા માટે અત્યન્ત સમર્થ, પાંચ અધ્યયન અને એક ચૂલાપરિમાણ, પ્રવર પ્રવચનદેવતાવડે અધિષ્ઠિત જે પંચમંગલમહાશ્રુતસ્કંધ તેનું પહેલું અધ્યયન 'नमो अरिहंताणं,' કે જે બે પદ, એક આલાપક અને સાત અક્ષરથી યુક્ત, અનંત ગમ, પર્યવ અને અર્થનું પ્રસાધક, સર્વ મહામંત્રો અને પ્રવર વિદ્યાઓનું પરમ બીજભૂત છે, તેને ભણવું જોઈએ અને તે દિવસે આયંબિલથી પારવું જોઈએ. તે જ રીતે બીજે દિવસે અનેક અતિશયો અને ગુણસંપદાઓથી યુક્ત, અનંતર કહેલ અર્થનું પ્રસાધક, અનંતર કહેલ ક્રમવડે જ બે પદ, એક આલાપક અને પાંચ અક્ષરના પરિમાણવાળું 'नमो सिद्धाणं।' એ બીજું અધ્યયન ભણવું જોઈએ તથા તે દિવસે આયંબિલથી પારવું જોઈએ. તે જ રીતે ત્રીજે દિવસે અનેક અતિશય અને ગુણોની સંપદાઓથી યુક્ત, અનંતર ભણિત અર્થને સાધનારું, અનંતર કહેલ ક્રમવડે જ, બે પદ, એક આલાપક અને સાત અક્ષરના પરિમાણવાળું 'नमो आयरियाणं।' એ ત્રીજું અધ્યયન આયંબિલવડે ભણવું જોઈએ. તે જ રીતે અનંતર કહેલ અર્થને સાધનારું બે પદ, એક આલાપક અને સાત અક્ષરના પરિમાણવાળું 'नमो उवज्झायाणं।' એ ચોથું અધ્યયન ભણવું જોઈએ અને તે દિવસે આયંબિલથી પારવું જોઈએ. એ રીતે ત્રણ પદ, એક આલાપક અને નવ અક્ષરના પરિમાણવાળું 'नमो लोए सव्वसाहूणं।' એ

પાંચમું અધ્યયન પાંચમે દિવસે આયંબિલવડે ભણવું જોઈએ. તેજ રીતે તે અર્થને અનુસરનારી અગિયાર પદ, ત્રણ આલાપક અને તેત્રીશ અક્ષરપરિમાણવાળી "एसो पच नमुक्कारो, सव्वपावप्पणासणो। मंगलाणं च सव्वेसिं, पढमं हवइ मंगलं।" ચૂલિકાને છટ્ઠા, સાતમા અને આઠમા દિવસે, તે જ ક્રમવિભાગવડે આયંબિલથી ભણવી જોઈએ.

એ રીતે પંચમંગલમહાશ્રુતસ્કંધ, સ્વર, વર્ણ, પદ, અક્ષર, માત્રા તથા બિંદુવડે વિશુદ્ધ, મોટા ગુણોથી યુક્ત એવા ગુરુના ઉપદેશ મુજબ સંપૂર્ણપણે અધ્યયન એવી રીતે કરવું જોઈએ, કે જેથી પૂર્વાનુપૂર્વી, પશ્ચાનુપૂર્વી અને અનાનુપૂર્વીવડે જીભના અગ્રભાગ ઉપર રમી રહે- રટન થઈ જાય.

ત્યાર બાદ તે જ અનંતર કહેલ તિથિ–કરણ–મુહૂર્ત– નક્ષત્ર–યોગ–લગ્ન અને ચંદ્રબળ જ્યારે હોય, ત્યારે જંતુ- વિરહિત સ્થળે, ચૈત્યાલયાદિના ક્રમવડે, અટ્ઠમભક્ત (ત્રણ ઉપવાસ) કરીને, સમ્યક્ પ્રકારે અનુજ્ઞા મેળવીને, મોટા પ્રબંધવડે, સુપરિસ્ફુટ, નિપુણ અને અસંદિગ્ધપણે સૂત્ર તથા અર્થને હે **ગૌતમ** ! અનેક પ્રકારે સાંભળીને ધારણ કરવા. હે **ગૌતમ** ! આ વિધિથી પંચમંગલમહાશ્રુતસ્કંધનું વિનયપૂર્વક ઉપધાન કરવું જોઈએ.

(પદાનુસારિલબ્ધિવાળા છેલ્લા દશપૂર્વી શ્રી **વજ્ર- સ્વામિજી**વડે લખાયેલ '**શ્રી મહાનિશીથ** સૂત્ર' પંચમ અધ્યયન અંતર્ગત આલાપકનો ગુજરાતી અનુવાદ.)

ઉપદેશક તથા ઉત્તરસાધક:

સામાન્ય મંત્ર-તંત્રાદિને સિદ્ધ કરવા માટે પણ તે તે મંત્રોના કલ્પો આદિ મુજબ તપ, જપ, ક્રિયા, આસનાદિ કરવા પડે છે, એટલું જ નહિ પણ ઘોર ઉપસર્ગાદિકને પણ સહવા પડે છે અને તો જ તે સિદ્ધ થાય છે. તો પછી આ જન્મ અને જન્માન્તરોમાં અપૂર્વ લાભને અર્પનાર શ્રી નમસ્કારાદિ સૂત્રો, કે જે મહામંત્ર-તુલ્ય છે, તેને સિદ્ધ કરવા માટે આકરી તપશ્ચર્યાદિકનું વિધાન કરવામાં આવે, તે કોઈ પણ રીતિએ અઘટિત નથી. મંત્રાદિકની સિદ્ધિમાં સહાયક થનાર જેમ ઉપદેશક અને ઉત્તરસાધક આદિની જરૂર પડે છે, તેમ અહીં પણ ઉપદેશક આદિની જગ્યાએ તેવા પ્રકારની યોગ્યતાવાળા ગુરુઓ અને ઉત્તરસાધકની જગ્યાએ તે તપની આરાધના કરવા તથા કરાવવા ઉદ્યુક્ત થયેલા સાધર્મિકબન્ધુઓ છે. તેઓની સહાયથી જ ઉપધાન જેવું મહત્ કાર્ય વિઘ્નરહિતપણે સિદ્ધ થાય છે.

ચિત્તની એકાગ્રતા ક્યારે થાય?

વર્તમાનમાં શ્રી નવકાર ગણનાર કે નહિ ગણનાર લગભગ સર્વની મુખ્ય ફરિયાદ એ છે કે—"શ્રી નવકારનો મહિમા ગમે તેટલો મોટો હોય, પરન્તુ જ્યાં સુધી તેમાં ચિત્ત એકાગ્ર ન બને, ત્યાં સુધી તેને ગણવાનું શું ફળ?

એ યાદ રાખવું જોઈએ કે—શ્રી નવકાર અને તેની અંતર્ગત રહેલાં પંચપરમેષ્ઠિઓ આ જગતમાં પરમ

મંગળરૂપ છે, પરમ લોકોત્તમ છે, પરમ શરણરૂપ છે, તો પણ તેઓની મંગળમયતા, લોકોત્તમતા કે શરણરૂપતાનું ભાન સર્વને એકસરખી રીતે થઈ શકવું સંભવિત નથી. લક્ષ્મીની મહત્તાનું ભાન થવા માટે નિર્ધનતાના દુ:ખનું ભાન જેમ આવશ્યક છે, તેમ શ્રી અરિહંતાદિ પંચપરમેષ્ઠિઓની મહત્તાનું ભાન થવા માટે, તેઓ સિવાયની સર્વ વસ્તુઓની તુચ્છતાનું ભાન થવાની પ્રથમ જરૂર છે. જેમ દરિદ્રતાના દુ:ખને દુ:ખ તરીકે નહિ સમજી શકનારને લક્ષ્મી પ્રત્યે તેવી જાતિનો પ્રેમ કદી પણ પ્રગટી શકતો નથી, તેમ સાંસારિક પદાર્થોની અમાંગલિકતા, અલોકોત્તમતા કે અશરણતાને નહિ પિછાની શકનારા આત્માઓના અંતરમાં પણ પરમેષ્ઠિઓ પ્રત્યે પ્રેમ પ્રકટી શકવો અશક્ય છે.

એ એક કારણ છે કે—આજે નવકાર ગણનારને તે ગણતી વખતે પણ ચિત્તની એકાગ્રતા થઈ શકતી નથી. જેઓએ આ સંસારની અશરણતા, તુચ્છતા અને અમંગળતાને સારી રીતે ભાવિત કરેલી છે, તેઓનું મન તો નવકાર ગણતી વખતે કે નહિ ગણતી વખતે પંચપરમેષ્ઠિઓમાં જ રમણ કરે છે. ઉપાધ્યાયજી શ્રી યશોવિજયજી મહારાજ યોગદૃષ્ટિની સજ્ઝાયમાં ફરમાવે છે કે—

"મન મહિલાનું રે વહાલા ઉપરે, બીજાં કામ કરંત,
તેમ શ્રુત ધર્મે રે એહનું મન રહે, જ્ઞાનાક્ષેપકવંત;
ધન ધન શાસન શ્રી જિનવરતણું. ૧."

"આક્ષેપક જ્ઞાનવાળાનું મન અર્થાત્ સંસારની અસારતાદિ-

સમજનારા મહાપુરુષોનું મન હંમેશાં શ્રુતધર્મ અને ઉપલક્ષણથી ચારિત્રધર્મમાં આસક્ત રહે છે. જેમ કે–અનેક કાર્યો કરવા છતાં સતી સ્ત્રીઓનું મન પતિ ઉપર જ રહે છે."

શ્રી નવકાર પણ મહાશ્રુત છે. તેના ઉપર તેનું જ ચિત્ત આસક્ત બને છે, કે જેને શ્રી નવકાર સિવાય અન્ય પદાર્થોની અસ્થિરતા, અહિતકારિતા અને વિનાશશીલતાનું યથાર્થ ભાન પ્રગટયું હોય છે. એ ભાન જેટલા અંશે સતેજ, તેટલા અંશે શ્રી નવકારને વિષે ચિત્તની એકાગ્રતા અધિક. એ ભાન જેટલા અંશે મંદ, તેટલા અંશે શ્રી નવકારને વિષે ચિત્તની એકાગ્રતામાં પણ મંદતા.

આથી એ વસ્તુ સ્પષ્ટ થઈ જાય છે કે–શ્રી નવકારને ગણનાર જો તેમાં એકાગ્ર ન બની શકતા હોય, તો તેમાં દોષ તેના પ્રમાદનો છે. તેઓએ શ્રી નવકારની સારભૂતતા અને અન્ય પદાર્થોની અસારભૂતતા અસ્થિમજ્જા બને, એ માટે પ્રયત્ન કરવા કટિબદ્ધ થવું જોઈએ.

અને જ્યાં એ પ્રયત્ન કર્ત્તવ્ય ભાસ્યો, ત્યાં નિરંતર શ્રી જિનવચનશ્રવણ, નિત્ય નવીન શ્રુતાભ્યાસ, સમ્યગ્જ્ઞાન અને સમ્યગ્જ્ઞાનિની અંતરંગ ભક્તિ, આદિ કર્ત્તવ્યો આપોઆપ જીવનમાં આવી જશે : સમસ્ત શ્રી જૈનશાસન અને તેની સઘળી મર્યાદાઓ મહાન્ આશિર્વાદરૂપ સમજાશે : અને એ મર્યાદાને જાળવનારા, પાળનારા અને ઉપદેશનારા આ જગતમાં મહાકલ્યાણ સાધનારા સત્પુરુષો છે, એવો પ્રતિભાસ થશે.

અને એ રીતે અભ્યાસ કરતાં, એક વખત શ્રી નવકાર પ્રત્યે જો હાર્દિક પ્રેમ જાગી જાય, તો એ અમૃતનો સ્વાદ પછી ભૂલાવાનો નથી. 'એક વખત જેણે અમૃતનો સ્વાદ ચાખ્યો છે, તેને પછી અન્ય ભોજનો સદા તુચ્છ લાગ્યા કરે છે.'—એ ન્યાયે એક વખત જો શ્રી નવકારની પરમ માંગલિકતા, પરમ લોકોત્તમતા અને પરમ શરણભૂતતા સમજાઈ જાય, તો પછી સમસ્ત સંસારમાં તેને છોડીને બીજા કોઈ પણ સ્થાને આત્માને રતિ થવી શક્ય નથી.



"मंताणं मंत्तो परमो इमुत्ति, धेयाण धेयं परमं इमुत्ति ।
तत्ताण तत्तं परमं पवित्तं, संसारसत्ताण दुहाहयाणं ॥१॥"

(શારીરિક અને માનસિક દુઃખોથી તથા રાગ—દ્વેષાદિક તાપોથી સંતપ્ત થયેલા ચાર ગતિમાં રહેલા ભવ્ય જીવોને માટે) આ નવકાર દ્રવ્ય—ભાવ ઉભય પ્રકારના વિષને હરનારો હોવાથી ગારૂડિકાદિ સર્વ મંત્રોમાં પ્રધાન મંત્ર છે, સર્વ અર્થનો સાધક હોવાથી સકલ ધ્યેયોમાં પરમ ધ્યેય છે અને કર્મમલના કલંકને દૂર કરનાર હોવાથી સર્વ તત્ત્વોમાં એટલે પરમાર્થભૂત પદાર્થોમાં, પરમ એટલે અતિશય પવિત્ર તત્ત્વ છે. (૧)

(શ્રાદ્ધદિનકૃત્ય)

૯

## નમસ્કારનું ધ્યાન.

ધ્યાન કોને કહેવાય?

મનુષ્યજીવનમાં યા કોઈ પણ પ્રાણિના જીવનમાં 'ધ્યાન' એ મુખ્ય વિષય છે. કોઈ પણ પ્રાણી, કોઈ પણ ક્ષણે, કોઈ પણ પ્રકારના ધ્યાન સિવાય રહી શકતો નથી. 'ઉપયોગ' એ જીવનું લક્ષણ છે અને તે જ્યાં જ્યાં હોય છે, ત્યાં ત્યાં ધ્યાન અવશ્ય હોય છે. અસંજ્ઞી(મન વિનાના પ્રાણિઓ)નું એ ધ્યાન અવ્યક્ત હોય છે અને સંજ્ઞી( મનવાળા ) પ્રાણિઓનું ધ્યાન વ્યક્ત હોય છે. વ્યક્ત ધ્યાનને શાસ્ત્રોમાં બે પ્રકારે વહેંચવામાં આવ્યું છે. અસ્થિર ચિત્તે થતું ધ્યાન એ ભાવના, અનુપ્રેક્ષા યા ચિન્તવના કહેવાય છે અને સ્થિર ચિત્તે થતું ધ્યાન એ 'ધ્યાન' કહેવાય છે.

એ ધ્યાનના શુભ અને અશુભ બે વિભાગ પડી જાય છે. ધર્મધ્યાન અને શુક્લધ્યાન, એ શુભધ્યાનના પેટાવિભાગો છે: તથા આર્ત્તધ્યાન અને રૌદ્રધ્યાન એ અશુભધ્યાનના અવાન્તર વિભાગો છે. ધર્મધ્યાન અને શુક્લધ્યાનની પ્રાપ્તિ આત્માને ક્વચિત્ થાય છે, જ્યારે પ્રત્યેક સંસારી પ્રાણિનો મોટો કાળ આર્ત્તધ્યાન અને રૌદ્રધ્યાનમાં જ નિર્ગમન થાય છે. પ્રાણિઓનાં સુખ-દુઃખનો આધાર તેના ચિત્તની પરિણતિ

ઉપર છે અને એ ચિત્તપરિણતિનું જ બીજું નામ ધ્યાન છે. કહ્યું છે કે—

" चित्तमेव हि संसारो, रागादिक्लेशवासितम् ।
तदेव तैर्विनिर्मुक्तं, भवान्त इति कथ्यते ॥ १ ॥ "

"રાગાદિથી યુક્ત ચિત્ત એ જ સંસાર છે અને રાગાદિવિયુક્ત ચિત્ત એ જ મોક્ષ છે."

**ધ્યાનનો સુખ–દુ:ખ સાથે સંબંધ :**

સંસાર અને મોક્ષનો સંબંધ ધ્યાનની સાથે પરંપરાએ છે, પરન્તુ સુખ અને દુ:ખનો સંબંધ તો ધ્યાનની સાથે સાક્ષાત્ છે. આત્મા સુખી છે કે દુ:ખી છે, તેનું માપ તેના ધ્યાન ઉપરથી નીકળી શકે છે. બાહ્ય કષ્ટના પ્રસંગોએ પણ શુભધ્યાનવાળા આત્માઓ સુખનો અનુભવ કરતા દેખાય છે અને બાહ્ય સુખોપભોગની સામગ્રીવાળા આત્માઓ પણ (અશુભધ્યાનથી) ચિન્તાગ્રસ્ત અને દુ:ખી દશાવાળા અનુભવાય છે.

સુખ–દુ:ખનું કારણ બાહ્ય સ્થિતિ નથી, કિન્તુ આન્તરિક ધ્યાન છે, એ વાત સત્ય હોવા છતાં પણ, આન્તરિક ધ્યાનનો મુખ્ય આધાર બાહ્ય સ્થિતિ ઉપર રહેલો હોય છે. એ કારણે સારી યા નરસી બાહ્ય સ્થિતિને પણ વ્યવહારમાં સુખી યા દુ:ખી સ્થિતિ કહેવાય છે. પરન્તુ વ્યવહારનું એ વચન એકદેશીય છે. એકદેશીય વચનોને સર્વદેશીય વચનો તરીકે સ્વીકારી લેવાથી જ, તત્ત્વના વિષયમાં અનેક પ્રકારની ભ્રાન્તિઓ ઊભી થાય છે. સુખ–દુ:ખના વિષયમાં એ જાતિની

ભ્રાન્તિ ઉત્પન્ન થવા ન પામે, એ ખાતર સુખ-દુઃખનું આંતરિક અને સાચું કારણ ધ્યાન સિવાય બીજું એક પણ નથી, એનો નિર્ણય પ્રથમ કરી લેવો જોઈએ.

વિષયોમાં શુભાશુભની કલ્પના :

જીવનું લક્ષણ 'ઉપયોગ' છે : 'ઉપયોગ' એ જ્ઞાનાત્મક છે : જ્ઞાન એ વિષયાત્મક છે : અને વિષય એ શુભ-અશુભ ઉભયાત્મક છે. શુભવિષયનું જ્ઞાનદ્વારા વેદન કરતી વખતે આત્મા સુખને અનુભવે છે અને અશુભવિષયનું જ્ઞાનદ્વારા વેદન કરતી વખતે આત્મા દુઃખને અનુભવે છે. વિષયોમાં શુભ-અશુભની કલ્પના જેટલા પ્રમાણમાં તીવ્ર હોય છે, તેટલા પ્રમાણમાં સુખ-દુઃખના વેદનનો રસ પણ તીવ્ર હોય છે. જેમ જેમ વિષયોમાં શુભ-અશુભની કલ્પનાઓ વિરામ પામતી જાય છે, તેમ તેમ સુખ-દુઃખનું વેદન પણ મંદરસવાળું બનતું જાય છે. વિષયોમાં શુભાશુભની કલ્પનાઓનો સર્વથા વિરામ થાય, તેની સાથે રાગ-દ્વેષાત્મક સુખ-દુઃખાનુભવ પણ વિરામ થાય છે : અને એ વિરામ થયો એની સાથે જ, શ્રી વીતરાગદશાનાં સત્ય સુખનો એકાન્તિક, આત્યન્તિક અને અવિનશ્વરપણે સાક્ષાત્કાર થાય છે.

આથી એ સિદ્ધ થાય છે કે-સત્ય સુખની પ્રાપ્તિનો ઉપાય વિષયોમાં શુભાશુભની કલ્પનાઓનો સર્વથા વિરામ છે. જ્યાં સુધી જડ વિષયોમાં શુભાશુભની કલ્પના છે, ત્યાં સુધી શુભ વિષય પ્રત્યેનો રાગ અને અશુભ વિષય પ્રત્યેનો દ્વેષ નાશ પામનાર નથી. રાગ-દ્વેષ એ જ ચિત્તસંક્લેશનાં

પરમ નિમિત્ત છે. અને સંક્લિષ્ટ ચિત્તવાળા આત્માઓ નિરાબાધ સુખનો અનુભવ કરી શકે, એ વાત જ શક્ય નથી. આથી અવિચ્છિન્ન સુખાનુભવમાં બાધા ઉત્પન્ન કરનાર ચિત્તનો જે સંક્લેશ છે, તેના નાશનો ઉપાય શોધવો જોઈએ.

વિષયો પ્રત્યેની અનાદિકાલીન શુભાશુભ કલ્પનાઓના વિલય અર્થે શ્રી જિનશાસનમાં અનિત્યત્વાદિ દ્વાદશ ભાવનાઓ ઉપદેશેલી છે. એ ભાવનાઓના પરિશીલનદ્વારા (જડ-ચેતન) પદાર્થ સંબંધી મિથ્યા કલ્પનાઓ નાશ પામે છે અને પદાર્થ જેવા આકારે છે, તેવા આકારે સમજાય છે. એ સમજથી ચિત્ત સ્થિર થાય છે અને એવા સ્થિરચિત્તવડે કરેલું ધ્યાન, ધ્યાનના સમયે પણ, અપૂર્વ સુખનો અનુભવ કરાવે છે : એટલું જ નહિ પણ એવા સ્થિરચિત્તે કરેલું ધ્યાન ઉત્તરોત્તર શુભધ્યાનની વૃદ્ધિ કરાવી આત્માની જ્ઞાન-ચેતનાનો સંપૂર્ણ વિકાસ કરે છે.

**ચૈતન્યના ત્રણ વિભાગો :**

કર્મબદ્ધ આત્માનું ચૈતન્ય ત્રણ વિભાગોમાં વહેંચાયેલું છે : જ્ઞાનચૈતન્ય, કર્મચૈતન્ય અને કર્મફળચૈતન્ય : એ ત્રણ પ્રકારનાં ચૈતન્યોમાં કોઈ પણ એક પ્રકારનાં ચૈતન્યનો અનુભવ આત્મા સદાય કર્યા કરે છે. આત્માની બોધપરિણતિ એ જ્ઞાનચૈતન્ય છે, રાગ-દ્વેષાત્મકપરિણતિ એ કર્મચૈતન્ય છે અને સુખ-દુ:ખાત્મકપરિણતિ એ કર્મફળચૈતન્ય છે. આત્માનું પ્રત્યેક જ્ઞાન, તેને રાગ-દ્વેષાત્મક સુખ-દુ:ખાનુ-ભવ કરાવનારું થતું નથી, પણ ઇષ્ટાનિષ્ટ પદાર્થવિષયક જ્ઞાન જ સુખ-દુ:ખનો અનુભવ કરાવનાર થાય છે.

આહારાદિ ઇષ્ટ પદાર્થો અને વિષકંટકાદિ અનિષ્ટ પદાર્થો કરતાં પણ ઇષ્ટ નહિ અને અનિષ્ટ પણ નહિ, એવા સમુદ્રના મધ્યભાગનું જળ આદિ પદાર્થોની સંખ્યા ઘણી મોટી છે. તેનું જ્ઞાન આત્મામાં રાગ યા દ્વેષ બેમાંથી કોઈ પણ પ્રકારની લાગણી ઉત્પન્ન કરતું નથી : તેથી રાગ-દ્વેષાત્મક સુખ યા દુઃખનો પણ અનુભવ થતો નથી, કિન્તુ મધ્યસ્થ-વૃત્તિ રહે છે : અને એ મધ્યસ્થવૃત્તિ એ જ આત્માની સર્વ સુખના પુંજરૂપ જ્ઞાનાખ્યચેતના છે, ઇષ્ટાનિષ્ટ બુદ્ધિ એ કર્માખ્યચેતના છે અને ઇષ્ટપ્રાપ્તિ વખતે સુખાનુભવ, અનિષ્ટના સંયોગ વખતે દુ:ખાનુભવ, એ કર્મફલાખ્યચેતના છે. એ ત્રણ પ્રકારની ચેતનામાં જ્ઞાનાખ્યચેતના એ જ એક માત્ર ઉપાદેય છે અને તેની પ્રાપ્ત્યર્થે કર્માખ્યચેતના અને કર્મફલાખ્યચેતના કદી પણ ઉદ્ભવ ન પામે, એવો ઉપાય કરવાની આવશ્યકતા છે. એ ઉપાયનું નામ ભાવના અને ધ્યાન છે.

**સાલંબનધ્યાન પવિત્ર પદોથી :**

અસ્થિરચિત્તને સ્થિર કરવાનું કાર્ય શુભ ભાવનાઓ કરે છે અને સ્થિર થયેલા ચિત્તને વધુ સ્થિર કરવા માટેનું કાર્ય શુભધ્યાનદ્વારા સિદ્ધ થાય છે. શુભધ્યાન સાલંબન-અને નિરાલંબન બે પ્રકારે છે : તેમાં પણ સાલંબન' ધ્યાનના અભ્યાસ વિના નિરાલંબન ધ્યાનની પ્રાપ્તિ થઈ શકતી નથી. બીજા શબ્દોમાં **સાલંબનધ્યાનનો પરિપાક, એ જ નિરાલંબનધ્યાન છે.** સાલંબનધ્યાન શાસ્ત્રોમાં

અનેક પ્રકારનાં દર્શાવ્યાં છે : તેમાં પણ પવિત્ર પદોનું અવલંબન લઈને જે ધ્યાન કરાય છે, તેનો મહિમા યોગ-ગ્રન્થોમાં ઘણો વર્ણવેલો છે. કલિકાલસર્વજ્ઞ આચાર્યભગવાન શ્રીમદ્ **હેમચંદ્રસૂરીશ્વરજી** મહારાજ સ્વરચિત શ્રી '**યોગશાસ્ત્ર**'માં ફરમાવે છે કે—

**" यत्पदानि पवित्राणि, समालम्ब्य विधीयते ।**
**तत्पदस्थं समाख्यातं, ध्यानं सिद्धान्तपारगैः ॥१॥ "**

" સિદ્ધાન્તસાગરના પારગત પુરુષોએ પદસ્થધ્યાન તેને કહેલું છે, કે જે ધ્યાન પવિત્ર પદોનું અવલંબન અંગીકાર કરીને કરવામાં આવે છે."

એ પવિત્ર પદોમાં શ્રી પંચપરમેષ્ઠિનમસ્કારમંત્રના અડસઠ અક્ષરો અતિશય પવિત્ર છે. એ અડસઠ અક્ષરો નવ પદ અને આઠ સંપદામાં વહેંચાયેલા છે. તેને પૂર્વાનુપૂર્વી, પશ્ચાનુપૂર્વી અને અનાનુપૂર્વીએ નિરન્તર ગણવાથી થતું મહાફળ શાસ્ત્રોમાં દર્શાવેલું છે.

શ્રી નમસ્કારમંત્રના કલ્પમાં (રચના સંવત્ ૧૪૯૭) તપગચ્છનાયક પરમગુરુ શ્રી **સોમસુંદરસૂરીશ્વરજી** મહારાજના શિષ્યરત્ન શ્રી **જિનકીર્તિસૂરિજી** મહારાજ ફરમાવે છે કે—

**" इय अणुपुव्वीप्पमुहे, भंगे सम्मं विआणिउं जो उ ।**
**भावेण गुणइ निच्चं, सो सिद्धिसुहाइं पावेइ ॥१॥ "**

जं छम्मासियवरिसिअ–तवेण तिव्वेण झिज्झए पावं ।
नमुक्कारअणणुपुव्वी–गुणणेण तयं खणद्धेण ॥ २ ॥
जो गुणइ अणणुपुव्वी, भंगे सयले वि सावहाणमणो ।
दढरोसवेरिएहिं, बद्धोवि स मुच्चए सिग्घं ॥ ३ ॥
एएहिं अभिमंतिअ, वासेणं सिरिसिरिवत्तमित्तेण ।
साइणिभूअप्पमुहा, नासंति खणेण सव्वगहा ॥ ४ ॥
अन्नेवि अ उवसग्गा, रायाइभयाइं दुट्ठरोगा य ।
नवपयअणाणुपुव्वी, गुणणेणं जंति उवसामं ॥ ५ ॥ ”

“ શ્રી પંચપરમેષ્ઠિનમસ્કારના આનુપૂર્વી આદિ ભંગોને જે સારી રીતે સમજીને ભાવપૂર્વક ગણે છે, તે આત્મા સિદ્ધિસુખોને પ્રાપ્ત કરે છે. ૧. પાણ્માસિક યા વાર્ષિક તીવ્ર તપોથી જે પાપ નાશ પામે છે, તે પાપ નમસ્કારની અનાનુપૂર્વી ગણુવાથી અર્ધક્ષણુમાં નાશ પામે છે. ૨. જે મનુષ્ય સાવધાન મનવાળો બનીને અનાનુપૂર્વીના સર્વ ભંગોને ગણે છે, તે મનુષ્ય અતિશય કોપાયમાન એવા વૈરીઓવડે બંધાયેલો હોય તો પણ શીઘ્ર મુક્ત થઈ જાય છે. ૩. એ મંત્રથી અભિમંત્રિત શ્રી ‘ શ્રીવત્ત’ નામના વાસક્ષેપથી શાકિની, ભૂત, દુષ્ટ ગ્રહ આદિ એક ક્ષણુ માત્રમાં શમી જાય છે. ૪. બીજા પણુ ઉપસર્ગો (ઉપદ્રવો), રાજા આદિના ભય તથા દુષ્ટ રોગ શ્રી પંચપરમેષ્ઠિનમસ્કાર-મંત્રની અનાનુપૂર્વી ગણુવાથી શાન્ત થઈ જાય છે. ૫. ”

એ જ કલ્પની સ્વોપજ્ઞવૃત્તિમાં આચાર્યદેવ શ્રી

જિનકીર્તિસૂરિજી મહારાજ શ્રી પંચપરમેષ્ઠિનમસ્કાર-મંત્રના મહાત્મ્યને વર્ણવતાં ફરમાવે છે કે—

"एष श्री पञ्चपरमेष्ठिनमस्कारमहामन्त्रः, सकलसमीहितप्रापणकल्पद्रुमाभ्यधिकमहिमा, शान्तिकपौष्टिकाद्यष्टकर्मकृत्, ऐहिकपारलौकिकस्वाभिमतार्थसिद्धये यथाश्रीगुर्वाम्नायं ध्यातव्यः ।"

અર્થાત્—"આ શ્રી પંચપરમેષ્ઠિનમસ્કારમહામંત્ર સર્વ સમીહિત પદાર્થોની પ્રાપ્તિ માટે કલ્પતરૂથી પણ અધિક મહિમાવાળો છે, શાન્તિક—પૌષ્ટિક આદિ આઠ કાર્યોનો સાધક છે અને આ લોક તથા પરલોકના વાંછિત અર્થોની સિદ્ધિ કરી આપનાર છે: તેથી ગુરુઆમ્નાયપૂર્વક તેનું ધ્યાન કરવું જોઈએ."

કલિકાલસર્વજ્ઞ આચાર્યભગવાન શ્રીમદ્ હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજ પણ શ્રી પંચપરમેષ્ઠિનમસ્કારમંત્રનો મહિમા વર્ણવતાં શ્રી યોગશાસ્ત્ર મહાગ્રંથમાં ફરમાવે છે કે—

"तथा पुण्यतमं मन्त्रं, जगत्त्रितयपावनम् ।
योगी पञ्चपरमेष्ठिनमस्कारं विचिन्तयेत् ॥ १ ॥

त्रिशुद्धया चिन्तयंस्तस्य, शतमष्टोत्तरं मुनिः ।
भुञ्जानोऽपि लभेतैव, चतुर्थतपसः फलम् ॥ २ ॥

एनमेव महामन्त्रं, समाराध्येह योगिनः ।
त्रिलोक्यापि महीयन्तेऽधिगताः परमां श्रियम् ॥ ३ ॥

कृत्वा पापसहस्राणि, हत्वा जन्तुशतानि च ।
अमुं मंत्र समाराध्य, तिर्यञ्चोऽपि दिवं गताः ॥४॥ ”

“ તથા ત્રણ જગતને પવિત્ર કરનાર અતિશય પવિત્ર શ્રી પંચપરમેષ્ઠિનમસ્કારમંત્રનું યોગિપુરુષ ધ્યાન કરે. ૧. ત્રિશુદ્ધિવડે શ્રી નમસ્કારમંત્રનું એક સો આઠ વાર ધ્યાન કરનાર મુનિ ખાવા છતાં ઉપવાસના ફળને પામે છે. ૨. યોગિપુરુષો આ જ મંત્રનું સમ્યગ્ રીતે આરાધન કરીને પરમ લક્ષ્મીને પામી ત્રણ લોકવડે પૂજાય છે. ૩. હજારો પાપોને કરનારા તથા સેંકડો જંતુઓને હણનારા તિર્યંચો પણ આ મંત્રની સારી રીતે આરાધના કરી દિવ્યગતિને પામ્યા છે. ૪.”

આ ઉપરાન્ત શ્રી **મહાનિશીથ** આદિ સૂત્રોમાં, શ્રી **વિશેષાવશ્યક મહાભાષ્ય** આદિ ગ્રંથોમાં તથા બીજા પણ અનેક પૂર્વાચાર્યપ્રણીત ગ્રન્થરત્નોમાં શ્રી નમસ્કારમંત્રનો અતિ અદ્ભુત મહિમા વર્ણવેલો છે. શ્રી નવકારના એક અક્ષરનું ભાવસહિત કરવામાં આવેલું ચિન્તવન, સાત સાગરોપમનાં સંચિત પાપોનો ક્ષય કરે છે : એક પદનું ચિન્તવન, પચાશ સાગરોપમનાં સંચિત પાપોનો નાશ કરે છે : અને સમગ્ર શ્રી નવકારનાં નવેય પદોનું ચિન્તવન, પાંચ સો સાગરોપમનાં સંચિત પાપોનો ક્ષય કરે છે. એ સંબંધી આગમગ્રન્થોમાં ફરમાવ્યું છે કે—

“ नवकारएकअक्खर, पावं फेडेइ सत्तअयराणं ।
पन्नासं च पएणं, सागर पणसय समग्गेणं ॥ १ ॥ ”

जो गुणइ लक्खमेगं, पूएइ विहीइ जिणनमुक्कारं ।
तित्थयरनामगोअं, सो बंधइ नत्थि संदेहो ॥ २ ॥
अट्ठेव य अट्ठसया, अट्ठसहस्स अट्ठलक्ख अट्ठकोडीओ ।
जो गुणइ भत्तिजुत्तो, सो पावइ सासयं ठाणं ॥३॥ "

"શ્રી નવકારમંત્રનો એક અક્ષર સાત સાગરોપમનું પાપ નાશ કરે છે: શ્રી નવકારમંત્રના એક પદવડે પચાશ સાગરોપમનું પાપ નાશ પામે છે: અને સમગ્ર નવકારવડે પાંચ સો સાગરોપમનું પાપ ક્ષય થાય છે. ૧. જે એક લાખ વાર નવકારને વિધિપૂર્વક ગણે છે, તે નિઃસંદેહ શ્રી તીર્થંકરનામકર્મનું ઉપાર્જન કરે છે. ૨. જે ભક્તિયુક્ત આત્મા આઠ ક્રોડ, આઠ લાખ, આઠ હજાર, આઠ સો આઠ નમસ્કારને ગણે છે, તે શાશ્વત સ્થાનને પ્રાપ્ત કરે છે. ૩."

શ્રી 'લોકપ્રકાશ' આદિ આકર ગ્રન્થોના રચયિતા મહોપાધ્યાય શ્રી વિનયવિજયજી ગણિવર શ્રી નમસ્કારમહામંત્રનો પ્રભાવ વર્ણવતાં સુપ્રસિદ્ધ '**આરાધનાસ્તવન**'માં ફરમાવે છે કે–

દશમે અધિકારે, મહામંત્ર નવકાર,
મનથી નવિ મૂકો, શિવસુખ ફલ સહકાર;
એ જપતાં જાયે, દુર્ગતિ દોષ વિકાર,
સુપરે એ સમરો, ચૌદ પૂર્વનો સાર. ૧

જન્માંતર જાતાં, જો પામે નવકાર,
તો પાતિક ગાળી, પામે સુર અવતાર;

એ નવપદ સરીખો, મંત્ર ન કોઈ સાર,
આ ભવ ને પરભવે, સુખસંપત્તિ દાતાર. ૨

જુઓ ભીલ-ભીલડી, રાજા-રાણી થાય,
નવપદ મહિમાથી, રાજસિંહ મહારાય;
રાણી રત્નવતી બેહુ, પામ્યા છે સુરભોગ,
એક ભવ પછી લેશે, શિવવધૂ સંજોગ. ૩

શ્રીમતીને એ વળી, મંત્ર ફળ્યો તત્કાળ,
ફણીધર ફીટીને, પ્રગટ થઈ ફૂલમાળ;
શિવકુમરે જોગી, સોવન પુરિસો કીધ,
એમ એણે મંત્રે, કાજ ઘણાંનાં સિદ્ધ. ૪

અર્થ સ્પષ્ટ છે.

શ્રી નવકારમંત્ર યા શ્રી નવકારમંત્રના બીજથી વાસિત કોઈ પણ મંત્ર, તેના આરાધક આત્માને જન્માન્તરોમાં અનેક પ્રકારના ફાયદા કરે છે, એટલું જ નહિ પણ આ ભવમાં પણ તે અનેક પ્રકારના લાભોને આપે છે. તેમાંના કેટલાક ફાયદાઓને વર્ણવતાં કલિકાલસર્વજ્ઞ આચાર્યભગવાન શ્રીમદ્ **હેમચંદ્રસૂરીશ્વરજી** શ્રી '**યોગશાસ્ત્ર**' નામના મહાશાસ્ત્રમાં ફરમાવે છે કે–

" ध्यायतोऽनादिसंसिद्धान् वर्णानेतान् यथाविधि ।
नष्टादिविषये ज्ञानं, ध्यातुरुत्पद्यते क्षणात् ॥ १ ॥ "

"મંત્રાક્ષરોના આ અનાદિસંસિદ્ધ વર્ણોનું વિધિ મુજબ ધ્યાન કરનારા ધ્યાતાને નષ્ટાદિવિષયક જ્ઞાન ઉત્પન્ન થાય છે. ૧."

એ જ શ્લોકની સ્વોપજ્ઞવૃત્તિમાં તેઓશ્રી એક પ્રાચીન શ્લોક ટાંકીને અનાદિસંસિદ્ધ મંત્રાક્ષરોના જાપથી થનારા ફાયદાઓનું જ્ઞાન કરાવે છે. તે શ્લોક નીચે મુજબ છે–

" जापाज्जयेत्क्षयमरोचलमग्निमान्द्यं,
कुष्ठोदरास्म(म)कसनश्वसनादिरोगान् ।
प्राप्नोति चाऽप्रतिमवाग् महतीं महद्भ्यः,
पूजां परत्र च गतिं पुरुषोत्तमाप्ताम् ॥१॥ "

" અનાદિસંસિદ્ધ મંત્રાક્ષરોના જાપથી આ લોકમાં–ક્ષય, ખોરાકની અરૂચિ, જઠરાગ્નિની મંદતા, કોઢના રોગ, ઉદરના રોગ, ઉધરસનો રોગ, શ્વાસ અને દમના રોગો ઈત્યાદિ ઉપર વિજય પ્રાપ્ત થાય છે : અપ્રતિમ વચનની પ્રાપ્તિ થાય છે : તથા મોટાઓ તરફથી પણ મહાન્ પૂજાની પ્રાપ્તિ થાય છે : અને પરલોકમાં શ્રી તીર્થંકર–ગણધરાદિ મહાપુરુષોએ પ્રાપ્ત કરેલ પરમ ગતિ( મુક્તિસ્થાન )ની પ્રાપ્તિ થાય છે. ૧."

ફળ વિષે શંકા અયોગ્ય જ છે :

શ્રી નમસ્કારમંત્ર યા પદસ્થધ્યાનના આ પ્રભાવને સાંભળી કોઈને એ શંકા થવા સંભવ છે કે–

" શાસ્ત્રે કહેલી આ બધી વાતો પૂર્વકાળ માટે સાચી પણ હશે, કિન્તુ અત્યારે તો શ્રી નવકારમંત્ર યા કોઈ પણ મંત્રના જાપથી કોઈ પણ પ્રકારની સિદ્ધિ થતી અનુભવાતી નથી."

શ્રી નવકારમંત્ર યા પ્રત્યેક ધર્માનુષ્ઠાન સામે આ જાતિની શંકા આજે થાય છે, તેથી તેનું યથાશક્ય સમાધાન કરી લેવું અતિશય જરૂરી છે. ‘ પદસ્થાદિ સદ્ધ્યાનોનો પ્રભાવ આ કાળમાં નથી. ’—એમ કહેવું એ સદંતર ખોટું છે. આપણે પહેલાં જ જોઈ આવ્યા છીએ કે—‘ જગતનો પ્રત્યેક પ્રાણી કોઈ ને કોઈ પ્રકારનું ધ્યાન તો કર્યા જ કરે છે. ’ સદ્ધ્યાનની પ્રાપ્તિ થયા પહેલાંનું પ્રત્યેક પ્રાણિનું એ ધ્યાન દુર્ધ્યાનની કોટિમાં જાય છે. તેવા પ્રકારના દુર્ધ્યાનને ઓળખાવવા માટે શાસ્ત્રોમાં આર્ત્ત અને રૌદ્રશબ્દોનો પ્રયોગ કરવામાં આવ્યો છે. આર્ત્ત અને રૌદ્રચિંતવનામાં અનાદિકાળથી ટેવાયેલો જીવ પોતાની તે ચિંતવનાનો ત્યાગ કરી ધર્મ અને શુક્લ જેવાં ઉજ્જવળ ધ્યાનોને ધ્યાવવાનો પ્રયાસ પણ કરે, તો પણ તેને એકદમ સફળતા મળી શકતી નથી.

ધર્મશાસ્ત્રોમાં સદ્ધ્યાનનો જે પ્રભાવ વર્ણવ્યો છે, તે સદ્ધ્યાનના પ્રારંભમાં જ દરેક ધ્યાતાને પ્રાપ્ત થઈ જાય છે, એમ સમજવાનું નથી : કિન્તુ સમજવાનું એ છે કે—એ ધ્યાનોના પરિપાક કાળે દુનિયાની એવી કોઈ પણ પ્રકારની ઋદ્ધિ કે સિદ્ધિ નથી, કે જે ધ્યાતાને પ્રાપ્ત ન થાય. વળી સદ્ધ્યાનની અભ્યાસદશામાં યા તો તેના પ્રારંભકાળમાં શાસ્ત્રોમાં વર્ણવેલી કોઈ પણ ઉત્તમ સ્થિતિ પ્રાપ્ત થતી નથી, એ કહેવું પણ સાચું નથી. શરૂઆતના અભ્યાસમાં આર્ત્ત–રૌદ્રની પ્રબળતાથી ધર્મધ્યાનની અસર આત્મા ઉપર ન પણ થાય, તો પણ તેથી શાસ્ત્રે કહેલા ફળ ઉપર અશ્રદ્ધાળુ બનવાની જરૂર નથી.

શાસ્ત્રે જે કાંઈ ફળોનો નિર્દેશ કરેલો છે, તે શાસ્ત્ર નિર્દિષ્ટ વિધિપૂર્વક થતી આરાધનાઓ માટે સમજવાનો છે. વિપરીત વિધિ કે અવિધિથી થતી આરાધનાનું ફળ પણ પરિપૂર્ણ વિધિયુક્ત આરાધના જેટલું માગવું, એ કોઈ પણ રીતે સંગત નથી. એ વાત સાચી છે કે-વિધિના રાગ કે અવિધિના પશ્ચાત્તાપપૂર્વક થતી અવિધિ કે વિપરીત વિધિપૂર્વકની આરાધના પણ વિધિના માર્ગે લઈ જનારી હોવાથી શાસ્ત્રે તેનો નિષેધ કરેલો નથી, તો પણ સંપૂર્ણ ફળની સાથે તો પરિપૂર્ણ વિધિથી યુક્ત આરાધના જ સંબંધ ધરાવે છે.

'પરિપૂર્ણ વિધિપૂર્વકની આરાધના થવી, આ કાળમાં શક્ય નથી, માટે શાસ્ત્રે કહેલું અનુષ્ઠાન આ કાળમાં નિરર્થક છે.'-એમ કહેવું એ પણ વિચાર વગરનું છે. શાસ્ત્રે કહેલાં અનુષ્ઠાનો એક ભવની અપેક્ષાએ નિર્માણ કરેલાં હોતાં નથી. એ અનુષ્ઠાનો તો જન્મ-જન્માન્તરોની સાથે સંબંધ ધરાવે છે.

આત્માનું મુક્તિરૂપી કાર્ય એક જ ભવની આરાધનાથી સિદ્ધ થઈ જવું, એ કોઈના માટે શક્ય નથી. શ્રીમતી **મરુદેવી** માતા આદિનાં ક્વચિત્ મળતાં દૃષ્ટાન્તો શાસ્ત્રોમાં આશ્ચર્યરૂપ ગણાયાં છે. અનાદિકાલીન અસદભ્યાસને ટાળવા માટે એક ભવનો અભ્યાસ પૂરતો નથી. અનેક ભવોના અભ્યાસને પરિણામે આત્મા તેવી જાતિના મનોબળને પ્રાપ્ત કરી શકે છે, કે જે તેને તે જ ભવમાં સિદ્ધિ અપાવે છે. આ વાતને સમજી શકનાર આત્મા-'આ કાળમાં યા કોઈ

પણ કાળમાં ધર્માનુષ્ઠાન 'નિરર્થક છે.'—એમ કહેવાની હિંમત કદાપિ કરી શકશે નહિ.

આથી એમ પણ સમજવાનું નથી કે—'ધર્માનુષ્ઠાન એ જન્માન્તરમાં જ ફળનારી ચીજ છે અને આ જન્મમાં તેનું કાંઇ પણ ફળ નથી.' જેઓને આ જન્મના ફળની જ દરકાર છે, તેઓ માટે તો ધર્માનુષ્ઠાન નિરર્થક જ છે, એમ માનવું એ પણ ન્યાયવિરુદ્ધ છે. એમ તો પ્રત્યેક ક્રિયા, પછી તે ધર્માનુષ્ઠાન હો કે અધર્માનુષ્ઠાન હો, પૂર્ણતયા જન્માન્તરમાં જ ફળે છે. આ જન્મમાં તેનું જે ફળ પ્રાપ્ત થાય છે, તે સ્વલ્પ જ છે. અનેકનાં ખૂન કરનારને એક જ ફાંસી મળે છે અને એકનું ખૂન કરનારને પણ એક જ ફાંસી મળે છે. જો આ જન્મમાં પ્રાપ્ત થતા ફળથી જ અનુષ્ઠાનનાં ફળની સમાપ્તિ માનવામાં આવે, તો એવાં ઘણાં અનુષ્ઠાનો છે, કે જેનું પરિપૂર્ણ ફળ ભોગવવા માટે આ ભવમાં પૂરતી સામગ્રી જ નથી. એક જીવને અભયદાન આપનાર યા એક જીવને પ્રાણાન્ત આપત્તિમાંથી ઉગારનાર આત્માને પણ, જે પુણ્ય બંધાય છે, તેનો બદલો મેળવી આપવાની (એક વખત પ્રાણ આપવાની) સામગ્રી આ દુનિયામાં નથી. તો પછી જીવનમાં અનેક જીવોને અભયદાન આપનાર અને અનેક આત્માઓને પ્રાણાન્ત આપત્તિઓમાંથી ઉગારનાર આત્માઓને બંધાતા પુણ્યનો બદલો આ જ જન્મમાં કયી રીતે પ્રાપ્ત થવાનો ? અર્થાત્ ધર્મ્ય અગર અધર્મ્ય કોઈ પણ અનુષ્ઠાનનું સાચું ફળ જન્માન્તરમાં જ

પ્રાપ્ત થાય છે. આ જન્મમાં જે ફળ પ્રાપ્ત થાય છે, તે અધુરૂં, અલ્પ અને ક્ષણિક હોય છે: તેથી તેવા અધુરા, અલ્પ અને ક્ષણિક ફળ ઉપરથી ધર્મક્રિયાના ફળનું માપ કાઢવાનો પ્રયત્ન કરવો, એ તૃણના અગ્રભાગથી સમુદ્રના પાણીનું માપ કાઢવાનો પ્રયાસ કરવા બરોબર છે. જેમ તૃણના અગ્રભાગથી સમુદ્રનું પાણી માપી શકાતું નથી, તેમ આ જન્મના યત્કિંચિત્ બનાવોથી સારી યા નરસી ક્રિયાઓનાં ફળ માપી શકાતાં નથી. સારી યા નરસી ક્રિયાઓનાં ફળ પરંપરાએ અનન્ત બનવા જાય છે, તેથી ધર્માનુષ્ઠાનોનાં અનન્ત ફળોનું શાસ્ત્રીય પ્રતિપાદન કોઈ પણ રીતે અસત્ય ઠરતું નથી.

**નમસ્કારમંત્ર ગણવાની વિધિ :**

નિદ્રાનો ત્યાગ કરીને પરમ મંગળને અર્થે બહુમાનપૂર્વક વ્યક્ત વર્ણ ન સંભળાય તે રીતે 'નવકારમંત્ર'નું સ્મરણ કરવું. કહ્યું છે કે–'શય્યા ઉપર બેઠેલા પુરુષે પંચપરમેષ્ઠિનુ મનમાં ચિંતન કરવું. એમ કરવાથી અવિનયની પ્રવૃત્તિ રોકાય છે.'

બીજા આચાર્યો એમ કહે છે કે–એવી કોઈ પણ અવસ્થા નથી, કે જેની અંદર 'નવકારમંત્ર' ન ગણી શકાય. એ બન્ને મતો **પંચાશક**ની વૃત્તિમાં કહ્યા છે. **શ્રાદ્ધદિનકૃત્ય**માં એમ કહ્યું છે કે–શય્યાનું સ્થાન મૂકીને નીચે ભૂમિ ઉપર બેસવું અને ભાવબંધુ તથા જગતના નાથ એવા પંચપરમેષ્ઠિનો નમસ્કાર ગણવો. **યતિદિનચર્યા**માં

આ રીતે કહ્યું છે કે–રાત્રિના પાછલા પ્રહરે બાલ–વૃદ્ધ ઈત્યાદિ સર્વે સાધુઓએ જાગીને સાત–આઠ વાર 'નવકાર મંત્ર' કહેવો.

નિદ્રા કરી ઊઠેલો પુરુષ મનમાં નવકાર ગણતો શય્યા મૂકે. પવિત્ર ભૂમિ ઉપર ઊભો રહી અથવા પદ્માસન આદિ આસને બેસી પૂર્વ–ઉત્તર અથવા જે દિશાએ જિનપ્રતિમા હોય, તે દિશાએ મુખ કરે અને ચિત્તની એકાગ્રતા વગેરે થવાને માટે કમલબંધથી અથવા હસ્તજપથી નવકારમંત્ર ગણે. તેમાં કમલબંધની વિધિ આ પ્રમાણે છે. કલ્પિત અષ્ટદળકમળની કર્ણિકા ઉપર પ્રથમ પદ સ્થાપન કરવું. પૂર્વ–દક્ષિણ–પશ્ચિમ તથા ઉત્તરદિશાના દલ ઉપર અનુક્રમે બીજું–ત્રીજું–ચોથું અને પાંચમું પદ સ્થાપન કરવું અને અગ્નિ–નૈઋત્ય–વાયવ્ય અને ઈશાન, એ ચાર ખૂણાની દિશામાં બાકી રહેલા ચાર પદ અનુક્રમે સ્થાપન કરવાં.

**શ્રી હેમચંદ્રસૂરિજીએ યોગશાસ્ત્રના** આઠમા પ્રકાશમાં કહ્યું છે કે–આઠ પાંખડીનાં શ્વેત કમળની કર્ણિકાને વિષે ચિત્ત સ્થિર રાખીને, ત્યાં પવિત્ર સાત અક્ષરનો મંત્ર 'नमो अरिहंताणं ।'નું ચિંત્વન કરવું. પૂર્વ આદિ ચાર દિશાની ચાર પાંખડીને વિષે અનુક્રમે 'नमो सिद्धाणं ।' આદિ ચાર પદનું અને વિદિશાને વિષે બાકીના ચાર પદનું ચિંત્વન કરવું. મન–વચન–કાયાની શુદ્ધિથી જો એ રીતે ૧૦૮ વાર મૌન રાખીને નવકારનું ચિંત્વન કરે, તો ભોજન કરવા છતાં પણ ઉપવાસનું ફળ પામે.

**હસ્તજપની વિધિ**—નંદ્યાવર્ત, શંખાવર્ત ઇત્યાદિ પ્રકારથી જે હસ્તજપ કરે, તે પણ ઇષ્ટસિદ્ધિ આદિ ઘણા ફળની પ્રાપ્તિ કરનારો થાય છે. કહ્યું છે કે—"જે ભવ્ય, હસ્તજપને વિષે નંદ્યાવર્ત બાર સંખ્યાએ નવ વાર એટલે હાથ ઉપર ફરતા રહેલા બાર વેઢાને વિષે નવ ફેરા એટલે કુલ ૧૦૮ વાર નવકારમંત્ર જપે, તેને પિશાચ આદિ વ્યંતરો ઉપદ્રવ કરે નહિ. જો બંધન આદિ સંકટ હોય, તો નંદ્યાવર્તને બદલે તેથી અવળા શંખાવર્તથી અથવા મંત્રના અક્ષરોના અથવા પદોના વિપરીત ક્રમથી નવકાર-મંત્રનો લક્ષ (એક લાખ) આદિ સંખ્યાપ્રમાણ જપ કરવો, જેથી કલેશનો નાશ ઇત્યાદિ શીઘ્ર થાય.

જેને કમળબંધજપ અથવા હસ્તજપ કરવાની શક્તિ ન હોય, તેણે સૂત્ર-રત્ન-રૂદ્રાક્ષ-ઇત્યાદિકની જપમાળા પોતાના હૃદયની સમશ્રેણિમાં, પહેરેલાં વસ્ત્ર કે પગને સ્પર્શ કરે નહિ, એવી રીતે ધારણ કરવી અને મેરુનું ઉલ્લંઘન ન કરતાં વિધિ પ્રમાણે જપ કરવો. કહ્યું છે કે—અંગુલિના અગ્રભાગથી, વ્યગ્રચિત્તથી તથા મેરુના ઉલ્લંઘનથી કરેલો જપ પ્રાયઃ અલ્પ ફળને આપે છે. લોકસમૂહમાં જપ કરવા કરતાં એકાન્તમાં જપ કરવો તે, મંત્રાક્ષરના ઉચ્ચાર કરીને કરવા કરતાં મૌનપણે કરવો તે અને મૌનપણે કરવા કરતાં પણ મનની અંદર કરવો તે શ્રેષ્ઠ છે. એ ત્રણેય જપમાં પહેલાં કરતાં બીજો અને બીજા કરતાં ત્રીજો શ્રેષ્ઠ જાણવો. જો જપ કરતાં થાકી જાય, તો 'ધ્યાન' કરવું અને જો

ધ્યાન કરતાં થાકી જાય, તો 'જપ' કરવો, તેમ જ બે કરતાં જો થાકી જાય, તો 'સ્તોત્ર' કહેવું.

શ્રી **પાદલિપ્તસૂરિજીએ** પોતે કરેલી પ્રતિષ્ઠા-**પદ્ધતિમાં** કહ્યું છે કે-" માનસ, ઉપાંશુ અને ભાષ્ય, એવા જપના ત્રણ પ્રકાર છે. તેમાં કેવળ મનોવૃત્તિથી જ ઉત્પન્ન થયેલો અને માત્ર પોતાથી જ જાણી શકાય તે માનસજપ, સંભળાય નહીં તેવી રીતે અંદર બોલવું તે ઉપાંશુજપ તથા બીજાથી સંભળાય તેવી રીતે કરવો તે ભાષ્યજપ. એમાં પહેલો શાન્તિ આદિ ઉત્તમ કાર્યો માટે, બીજો પુષ્ટિ આદિ મધ્યમ કાર્યો માટે તથા ત્રીજો અભિસાર-જારણ-મારણ આદિ અધમ કાર્યો માટે ઉપયોગ કરવામાં આવે છે. માનસ-જપ યત્નસાધ્ય છે અને ભાષ્યજપ સામાન્ય ફળ આપનારો છે, માટે સાધારણ હોવાથી ઉપાંશુજપનો જ ઉપયોગ કરવો.

નવકારના પાંચ અથવા નવ પદ અનાનુપૂર્વીથી અર્થાત્ વિપરીત ક્રમથી પણ ચિત્તની એકાગ્રતાને માટે ગણાય છે. નવકારનો એક એક અક્ષર કે એક એક પદનો જપ પણ ઘણા જ ફળને આપનારો થાય છે. યોગશાસ્ત્રના આઠમા પ્રકાશમાં કહ્યું છે કે-પંચપરમેષ્ઠિના નામથી ઉત્પન્ન થયેલી સોળ અક્ષરની વિદ્યા છે. તેના જો બસો જપ કરે, તો ઉપવાસનું ફળ મળે. 'अरिहंत-सिद्ध-आयरिय-उवज्झाय-साहू' -એ સોળ અક્ષર જાણવા. તેમ જ જો ભવ્ય જીવ, ત્રણ સો વાર 'अरिहंत-सिद्ध'-એ છ અક્ષરના મંત્રને, ચાર સો વાર 'अरिहंत'-એ ચાર અક્ષરના મંત્રને અને પાંચ સો

વાર 'अ' વર્ણના મંત્રને ચિત્તની એકાગ્રતાથી જપે, તો ઉપવાસનું ફળ પામે.

આ ફળ કેવળ જીવની પ્રવૃત્તિ કરવાને અર્થે જ છે. પરમાર્થથી તો નવકારજપનું ફળ સ્વર્ગ અને મોક્ષ છે. વળી કહ્યું છે કે—નાભિકમળે સર્વતોમુખી 'अ'કાર, શિરઃકમળે 'सि'કાર, મુખકમળે 'आ'કાર, હૃદયકમળે 'उ'કાર અને કંઠકમળને વિષે 'सा'કાર રહેલો છે, એમ ધ્યાન કરવું તથા બીજા પણ સર્વકલ્યાણ કરનારા મંત્રબીજ ચિંતવવાં. આ લોકના ફળની ઈચ્છા કરનારાએ 'ॐ'કાર-સહિત પાઠ કરવો અને નિર્વાણપદની અભિલાષાવાળાએ 'ॐ'-કારરહિત પાઠ કરવો. એ રીતે ચિત્ત સ્થિર થવાને માટે એ મંત્રના વર્ણ અને પદ અનુક્રમે જુદા કરીને પણ જપ થાય છે. શાસ્ત્રોમાં જપ વગેરેનું ઘણું ફળ કહ્યું છે. જેમ કે—

" पूजाकोटिसमं स्तोत्रं, स्तोत्रकोटिसमो जपः ।
जपकोटिसमं ध्यानं, ध्यानकोटिसमो लयः ॥१॥ "

" ક્રોડો જપસમાન એક સ્તોત્ર છે: ક્રોડો સ્તોત્રોસમાન એક જપ છે: ક્રોડો જપસમાન એક ધ્યાન છે: અને ક્રોડો ધ્યાનસમાન એક લય છે. લય એટલે ચિત્તની લીનતા, એકાગ્રતા, સ્થિરતા કે સ્વરૂપરમણતા અને એ જ ધ્યાનની સર્વોત્તમ ટોચ છે."



## સર્વોત્કૃષ્ટ ભાવમંગલ.

'मंग्यते साध्यते हितमनेनेति मंगलम् ।'

જેનાથી હિત સધાય, તે મંગલ. હિત ધર્મથી જ સધાય છે, તેથી હિતસાધક ધર્મને આપે, તે મંગળ. 'मंगं धर्मं लातीति मंगलम् ।' મંગ એટલે ધર્મ, તેને આપે તે મંગલ, એવો અર્થ પણ મંગલનો કરેલો છે. ધર્મની પ્રાપ્તિ અધર્મના નાશથી છે અને સર્વ અધર્મોનું મૂળ કારણ સંસાર છે, તેથી સંસારનો ક્ષય કરે તે મંગલ, એવો ત્રીજો અર્થ પણ મંગલનો થાય છે. 'मां भवात् संसारात् गालयति, अपनयतीति मंगलम् ।' મને સંસારથી ગાલે, મને સંસારથી દૂર કરે, તે મંગલ.

એ રીતે મંગલ એટલે હિતનું સાધન, મંગલ એટલે ધર્મનું ઉપાદાન અને મંગલ એટલે અધર્મના મૂળ સંસારનું જ મૂલોચ્છેદન.

સુખસાધક અને દુઃખનાશક પદાર્થને મંગલરૂપ માનવાની રૂઢિ સંસારમાં પ્રસિદ્ધ છે. પરંપરાએ પણ દુઃખોચ્છેદક અને સુખપ્રાપક પદાર્થો મંગલરૂપ મનાય છે. તથા જેમાં કષ્ટ નિવારવાનું કે સુખ આપવાનું સંદિગ્ધ સામર્થ્ય હોય, તે વસ્તુઓ પણ મંગલરૂપ ગણાય છે. જેમ કે—દધિ, દૂર્વા,

અક્ષત, શ્રીફળ, પૂર્ણકળશ અને સ્વસ્તિકાદિ પદાર્થો, કે જે સુખના નિશ્ચિત સાધનો નથી, છતાં તે લોકમાં મંગળરૂપ ગણાય છે. એ રીતે સુખના નિશ્ચિત કે સંદિગ્ધ સાધનભૂત સર્વ કોઈ વસ્તુઓ જગતમાં મંગળરૂપ ગણાય છે.

અહિંસા, સંયમ અને તપરૂપ ધર્મો તથા સ્વાધ્યાય, ધ્યાન અને જ્ઞાનાદિ ગુણો, એ દુઃખ, ધ્વંસ અને સુખ-સિદ્ધિનાં નિશ્ચિત સાધનો છે, તેથી ભાવમંગળ ગણાય છે: અને દધિ, દૂર્વા, અક્ષત તથા શ્રીફળ, સ્વસ્તિક અને પૂર્ણ-કલશાદિ સંદિગ્ધ સાધનો છે, તેથી દ્રવ્યમંગળ ગણાય છે. દ્રવ્યમંગળો જેમ સુખનાં સંદિગ્ધ સાધનો છે, તેમ અપૂર્ણ સુખને આપે છે. ભાવમંગળો એ સુખનાં નિશ્ચિત સાધનો છે અને તેનું સેવન કરનારને સંપૂર્ણ સુખ આપે છે, તેથી દ્રવ્યમંગળ કરતાં ભાવમંગળનું મૂલ્ય ઘણું ચડી જાય છે.

જૈન શાસ્ત્રોમાં સર્વ પ્રકારનાં ભાવમંગળોમાં સર્વોત્કૃષ્ટ ભાવમંગળ શ્રી 'પંચપરમેષ્ઠિનમસ્કાર'ને કહેલ છે. તેનાં મુખ્ય બે કારણો છે. એક તો 'પંચપરમેષ્ઠિનમસ્કાર' એ સ્વયં ગુણસ્વરૂપ છે અને બીજું તે ગુણોના બહુમાનસ્વરૂપ છે. અહિંસા, સંયમ અને તપ તથા સ્વાધ્યાય, ધ્યાન અને જ્ઞાન વગેરે સ્વયં ગુણરૂપ છે, પણ ગુણોના બહુમાનસ્વરૂપ નથી.

શ્રી 'પંચપરમેષ્ઠિનમસ્કાર' એ સર્વ સદ્‌ગુણોમાં શિરોમણિ 'વિનય' સદ્‌ગુણના પાલનસ્વરૂપ છે અને સર્વ દુર્ગુણોમાં શિરોમણિ 'અહંકાર'રૂપી દુર્ગુણનો નાશ

કરનાર છે. મોક્ષનું મૂળ વિનય છે. વિનય વિના જ્ઞાન નથી : જ્ઞાન વિના દર્શન નથી : દર્શન વિના ચારિત્ર નથી : ચારિત્ર વિના મોક્ષ નથી. બીજી રીતે વિચારતાં મોક્ષને માટે ચારિત્રની જરૂર છે : ચારિત્ર માટે દર્શન-(શ્રદ્ધા)ની જરૂર છે : શ્રદ્ધા માટે જ્ઞાનની જરૂર છે : અને જ્ઞાન માટે વિનયની જરૂર છે. યોગ્યનો વિનય એ સદ્‌વિનય છે. શ્રી પંચપરમેષ્ઠિનમસ્કારમાં તાત્ત્વિક ગુણોને ધારણ કરવાવાળી (વિનયને યોગ્ય ત્રિકાળ અને ત્રિલોકવર્તી) સર્વ વ્યક્તિઓને નમસ્કાર કરવામાં આવે છે.

પંચપરમેષ્ઠિનમસ્કારમાં નમસ્કારને યોગ્ય વ્યક્તિઓ સર્વપ્રધાન હોવાથી 'विनयप्रधानत्वात्' તેઓને નમસ્કાર, એ સર્વ વિનયોમાં પ્રધાન વિનયસ્વરૂપ બની જાય છે. પ્રધાન વિનયગુણના પાલનથી પ્રધાન જ્ઞાન, પ્રધાન દર્શન (શ્રદ્ધા), પ્રધાન ચારિત્ર અને પ્રધાન સુખની પ્રાપ્તિ થાય છે. પરમેષ્ઠિઓને નમસ્કારસ્વરૂપ પ્રધાન વિનયગુણના પાલન વિનાનું જ્ઞાન, ધ્યાન કે સંયમ સર્વપ્રધાન મોક્ષસુખને આપવાને સમર્થ થઈ શકતું નથી.

શ્રી પંચપરમેષ્ઠિનમસ્કાર એ જેમ પ્રધાન વિનયગુણના પાલનસ્વરૂપ છે, તેમ પ્રધાન ગુણોના બહુમાનસ્વરૂપ પણ છે. ગુણબહુમાન એ ચિત્તનો અચિન્ત્ય શક્તિયુક્ત ધર્મ છે. ગુણબહુમાનના આશયવાળું ચિત્ત થોડા જ સમયમાં સર્વ પ્રકારની અશુદ્ધિ અને દોષોથી રહિત બની જાય છે. કાચી માટીના ઘડામાં ભરેલું પાણી જેમ પ્રતિક્ષણ ઘટનો

નાશ કરનારું થાય છે, તેમ ચિત્તરૂપી કુંભમાં રહેલું ગુણ-બહુમાનરૂપી જળ ચિત્તના દોષો અને મલિનતાને પ્રતિક્ષણ ક્ષય કરનારું થાય છે. ગુણબહુમાનને ધારણ કરનાર માનસિક ભાવ જેમ અચિન્ત્ય પ્રભાવસંપન્ન છે, તેમ ગુણબહુમાનને વ્યક્ત કરનારી વાચિક અને કાયિક ચેષ્ટાઓ પણ અચિન્ત્ય પ્રભાવસંપન્ન બની જાય છે. શ્રી પંચપરમેષ્ઠિનમસ્કારમાં એ ત્રણેય વસ્તુઓ રહેલી છે: મનથી નમવાનો ભાવ, વચનથી નમવાના શબ્દ અને કાયાથી નમવાની ક્રિયા. એ રીતે જ્ઞાન, શબ્દ અને ક્રિયારૂપ ત્રિવિધ ક્રિયાથી યુક્ત શ્રી પંચપરમેષ્ઠિ-નમસ્કાર, પાપધ્વંસ અને કર્મક્ષયના અનન્ય સાધનરૂપ બની જાય છે, તેથી તે સર્વોત્કૃષ્ટ ભાવમંગલસ્વરૂપ છે: અને તેથી જ શ્રી પંચપરમેષ્ઠિનમસ્કારની ચૂલિકામાં ફરમાવ્યું છે કે—

"एषः पंचनमस्कारः सर्वपापप्रणाशनः ।
मंगलानां च सर्वेषां, प्रथमं भवति मंगलम् ॥१॥"

પાંચેય પરમેષ્ઠિઓને કરેલો આ નમસ્કાર સર્વ પાપોનો પ્રકર્ષે કરીને નાશ કરનારો છે તથા સર્વ મંગલોમાં પ્રથમ—પ્રધાન—સર્વોત્કૃષ્ટ મંગળસ્વરૂપ છે.

**શ્રી નમસ્કારમંત્રમાં આઠ પ્રકારની સિદ્ધિઓ :**

શ્રી નવકારમંત્ર સર્વોત્કૃષ્ટ ભાવમંગલસ્વરૂપ છે. તેનું બીજું એક કારણ એ પણ ગણાય કે—એ નવકારનાં પદોમાં આઠ મહાસિદ્ધિઓ છૂપાયેલી છે. જેમ કે—શ્રી નવકારનાં પ્રથમ 'नमो'પદમાં 'અણિમા'સિદ્ધિ રહેલી છે, જેનાં મુખ્ય કારણો નીચે મુજબ છે.

(૧) 'नमो' એ પદ સંસ્કૃતના 'नमस्' અવ્યયથી બને છે અને 'नमस्' નામ 'नम्' ધાતુને 'असुच्' પ્રત્યય લગાડવાથી બને છે. 'नम्' ધાતુનો અર્થ નમવું એવો થાય છે અને 'નમવું' અથવા 'નમ્રતા ધારણ કરવી,' એ મનોવૃત્તિનો ધર્મ છે. નમવાની મનોવૃત્તિ સર્વથી સૂક્ષ્મ મનાયેલી છે, તેથી 'नमो'પદનું ધ્યાન 'અણિમા'સિદ્ધિને પમાડનાર થાય છે.

(૨) સંસ્કૃતના 'नमस्' શબ્દના આદિ તથા મધ્ય અક્ષરનો જો વ્યત્યય કરવામાં આવે, તો 'मनस्' શબ્દ થાય છે. પ્રાકૃતમાં એ રીતે અક્ષરોનો વ્યત્યય પણ થાય છે. મનોગતિ પણ અતિ સૂક્ષ્મ હોવાથી 'नमो'પદના ધ્યાનથી 'અણિમા'સિદ્ધિ પ્રાપ્ત થાય છે.

(૩) 'अणिमा' શબ્દ 'अणु' શબ્દના ભાવ અર્થમાં બનેલો છે. પ્રાકૃત શૈલિથી 'अणिमा' શબ્દથી 'णमो' શબ્દ બની શકે છે. તે આ પ્રમાણેઃ—'अणुइमा'માંથી 'अणु'નો 'उ'કાર 'मा' આગળ લઈ જવાથી 'मो' થઈ જાય છે અને આદિનો 'अ'કાર 'ण्'કાર આગળ લેવાથી 'ण'કાર પૂર્ણ થાય છે, તેથી 'णइमो'પદ બન્યું. 'इ'-કારનો લોપ કરવાથી 'णमो'પદ બાકી રહે છે. પ્રાકૃતમાં 'बहुलम्' સૂત્રથી સ્વર–સંધિ–લિંગ–ધાતુ–અર્થ વગેરેનો વ્યત્યય માનેલો છે. એ રીતે 'अणिमा' શબ્દ ઉપરથી બનેલા 'णमो'પદના ધ્યાનથી 'અણિમા'સિદ્ધિ પ્રાપ્ત થાય છે.

શ્રી નવકારના 'अरिहंताणं' પદમાં 'મહિમા'સિદ્ધિ સમાયેલી છે. તેનાં કારણો-

(૧) 'अरिहंताणं' એ પ્રાકૃતપદનો સંસ્કૃતપર્યાય 'अर्हताम्' છે. 'अर्ह-पूजायाम्' અથવા 'अर्ह-प्रशंसायाम्' એ ધાતુથી 'अर्हत्' શબ્દ બને છે. જેઓ પૂજા અને પ્રશંસા કરવાયોગ્ય છે, તેઓ 'अर्हत्' કહેવાય છે. પૂજા અને પ્રશંસાનો હેતુ અરિહંતોનું મહત્ત્વ અથવા મહિમા છે. એવા મહિમાથી યુક્ત અરિહંતોનું ધ્યાન કરવાથી મહિમા-સિદ્ધિની પ્રાપ્તિ થાય છે.

(૨) 'अरिहंताणं' એ પદનો બીજો સંસ્કૃતપર્યાય 'अरिहन्तृणाम्' પણ થાય છે. જેઓ કામ-ક્રોધ-દ્વેષ આદિ અંતરંગ શત્રુઓનો વિનાશ કરે છે, તેઓ 'अरिहन्ता' કહેવાય છે. શત્રુઓનું દમન અથવા નાશ કરવો, એ મહત્ત્વનું કાર્ય છે. એવું મહત્ત્વનું કાર્ય કરનાર અરિહંતરૂપી મહાનુભાવ પરમેષ્ઠિઓનું ધ્યાન કરવાથી 'મહિમા'સિદ્ધિ પ્રાપ્ત થાય છે.

શ્રી નવકારનાં 'सिद्धाणं' પદમાં 'ગરિમા'સિદ્ધિ સમાયેલી છે. તેનાં કારણો-

(૧) 'सिद्धाणं' એ પદ ગુરુમાત્રાઓથી બનેલું છે અને પોતાના સ્વરૂપથી જ ગુરુભાવ એટલે ગરિમાનો સૂચક છે, તેથી તેનું ધ્યાન અથવા જપ 'ગરિમા'સિદ્ધિની પ્રાપ્તિ કરાવે છે.

(૨) 'સિદ્ધિ'પદ એટલે મોક્ષ. ત્યાં ગયેલા જીવો

સિદ્ધ કહેવાય છે. સિદ્ધિપદ બધાથી મોટું છે, તેથી સિદ્ધિ-પદમાં સ્થિત મહાત્માઓના ધ્યાનથી 'ગરિમા'સિદ્ધિની પ્રાપ્તિ થાય છે.

(૩) સિદ્ધિદાયક પદોમાં 'सिद्धाणं' એ પદ ત્રીજું છે, તેથી પણ તે ત્રીજી 'ગરિમા'સિદ્ધિ આપવાવાળું છે.

શ્રી નવકારનાં 'आयरियाणं' એ પદમાં 'लघिमा'-સિદ્ધિ સમાયેલી છે. તેનાં કારણો–

(૧) 'लघु' શબ્દને ભાવ અર્થનો પ્રત્યય લગાડવાથી 'लघिमा' શબ્દ બને છે. આચાર્યોનો એ સ્વભાવ છે કે-ઉપદેશ વગેરેદ્વારા બીજાઓને પ્રતિબોધ કરવો, તેથી લોકમાં રહેલા ઉપદેશ્યવર્ગ તરફ તેઓ સદા લાઘવ સ્વભાવથી જોનારા છે. લાઘવ સ્વભાવથી જોનાર આચાર્યોના ધ્યાનથી 'लघिमा'-સિદ્ધિની પ્રાપ્તિ થાય છે.

(૨) આચાર્ય સમસ્ત જગતને શિક્ષા દેવાવાળા છે અને તેઓની આગળ સમસ્ત જગત્ લઘુ એટલે શિક્ષા લેવાયોગ્ય છે. આચાર્યોનું શિક્ષાદાનપણું તેઓને ગુરુ માન-વાથી તથા જગતનું શિક્ષાગ્રહણપણું પોતાને લઘુ માનવાથી જ સંભવી શકે છે. આચાર્યોનું આરાધન લઘુભાવને જ હૃદયમાં રાખીને થઈ શકે છે, તેથી પણ 'आयरियाणं' એ પદના ધ્યાન અને જપથી 'લધિમા'સિદ્ધિની પ્રાપ્તિ થાય છે.

શ્રી નવકારનાં 'उवज्झायाणं' પદમાં 'પ્રાપ્તિ'સિદ્ધિ સમાવેલી છે. તેનાં કારણો–

(૧) ' उप, ' ' अधि ' અને ' आय '—આ ત્રણ શબ્દોથી ઉપાધ્યાયપદ બનેલું છે. તેમાં ' उप ' અને ' अधि ' એ બંને ઉપસર્ગ છે તથા મુખ્ય પદ ' आय ' છે અને તેનો અર્થ ' પ્રાપ્તિ ' થાય છે. ' उप ' એટલે સામીપ્યકરણ વગેરેદ્વારા, ' अधि ' એટલે અંતઃકરણમાં ધ્યાન કરવાથી, ' आय ' એટલે જ્ઞાનાદિ ગુણોની પ્રાપ્તિ જેઓથી થાય, તેઓ ઉપાધ્યાય છે. આ શબ્દાર્થદ્વારા જ સિદ્ધ થાય છે કે– 'उवज्झायाणं' એ પદના ધ્યાન અને જપથી ' પ્રાપ્તિ ' નામની સિદ્ધિ પ્રાપ્ત થાય છે.

(૨) જેઓની પાસે રહીને અથવા આવીને શિષ્યો અધ્યયન કરે, તેઓને ' ઉપાધ્યાય ' કહેવાય છે : અથવા પાસે રહેલા કે આવેલા સાધુઓને સિદ્ધાન્તનું અધ્યયન કરાવે, તેઓ ' ઉપાધ્યાય ' કહેવાય છે : અથવા જેઓની પાસે નિવાસ કરવાથી શ્રુતનો લાભ થાય, તેઓને ' ઉપાધ્યાય ' કહેવાય છે. એ રીતે આરાધનારૂપ સામીપ્યકરણથી શ્રુતનો લાભ કરાવનાર ' उवज्झायाणं ' એ પદના જપ અને ધ્યાનથી ' પ્રાપ્તિ ' નામની સિદ્ધિ પ્રાપ્ત થાય છે.

શ્રી નવકારનાં ' सव्वसाहूणं ' એ પદમાં ' પ્રાકામ્ય '-સિદ્ધિ સમાયેલી છે. તેનાં કારણો–

(૧) સાધુઓને કોઈ પણ જાતની કામના હોતી નથી. તેઓ હંમેશાં પૂર્ણ ઇચ્છાવાળા હોય છે. પૂર્ણકામ હોવાના કારણે તેઓનું ધ્યાન કરવાથી ધ્યાન કરનારને પણ પૂર્ણ કામના અથવા ' પ્રાકામ્ય 'સિદ્ધિ પ્રાપ્ત થાય છે.

(૨) જેઓ બીજાનાં કાર્યોને સિદ્ધ કરે, તેઓ સાધુ કહેવાય છે. 'સાધુ' શબ્દનો આ અર્થ જ એ વાતને પ્રગટ કરે છે કે–સાધુજન બીજાઓની કામના તથા કાર્યોને પૂર્ણ કરે છે, તેથી 'सव्वसाहूणं' એ પદના ધ્યાનથી 'પ્રાકામ્ય'-સિદ્ધિની પ્રાપ્તિ થાય છે.

શ્રી નવકારનાં 'पञ्चनमुक्कारो' એ પદમાં 'ઈશિત્વ'-સિદ્ધિ સમાયેલી છે. તેનાં કારણો–

(૧) 'पञ्च' શબ્દથી પંચપરમેષ્ઠિનું ગ્રહણ થાય છે. પરમ એટલે સર્વથી શ્રેષ્ઠ, એવાં સ્થાન ઉપર સ્થિત, તેને પરમેષ્ઠિ કહેવાય છે. સર્વોત્તમ સ્થાન ઉપર રહેલા હોવાથી પંચપરમેષ્ઠિ બધાના 'ઈશ' એટલે સ્વામી છે તથા નમસ્કાર શબ્દ પ્રણામનો વાચક છે. એથી ઈશસ્વરૂપ પરમેષ્ઠિઓને નમસ્કાર કરવાથી 'ઈશિત્વ'સિદ્ધિની પ્રાપ્તિ થાય છે. ઉત્તમ સ્વામીઓનો એવો સ્વભાવ જ હોય છે કે–તેઓ પોતાના આશ્રિતોને તથા આરાધકોને વૈભવ સંબંધમાં પોતાના સમાન બનાવી દે છે.

(૨) 'पंचनमुक्कारो' એ પદનો સંસ્કૃતમાં પર્યાય 'प्राञ्चनमस्कारः' થાય છે. "प्रकर्षेण अञ्चयन्ते पूज्यन्ते सुरासुरैः अष्टप्रातिहार्येण इति प्राञ्चाः, जिनाः, तेषां नमस्कारः प्राञ्चनमस्कारः।" જેઓ સુરાસુર દેવોવડે આઠ મહાપ્રાતિહાર્યોદ્વારા પ્રકૃષ્ટભાવથી પૂજાય છે, તેઓ 'प्राञ्च' એટલે જિન છે. તેઓનો નમસ્કાર તે 'प्राञ्चनमस्कारः' અથવા 'જિનનમસ્કાર.' જિન–ભગવાન સર્વ સચરાચર જગતના

'ઇશિ' એટલે સ્વામી છે. તેઓના ઈશિત્વભાવના કારણે 'पञ्चनमुक्कारो' એ પદથી 'ઈશિત્વ'સિદ્ધિની પ્રાપ્તિ થાય છે.

(૩) "प्राञ्चन्ति-गच्छन्ति सिद्धिधाम इति प्राञ्चाः सिद्धाः।" અહીં 'प्राञ्च' શબ્દથી સિદ્ધભગવંતો જાણવા. તેઓ ફરીથી સંસારમાં પાછા નહીં આવવાવાળા હોવાથી મોક્ષનગરીના ઇશિ અથવા તેઓના કારણે ભવ્ય જીવ ગુણ-સમૂહના ઇશિ બને છે, તેથી તેઓને નમસ્કારવાચક 'पंचनमुक्कारो' એ પદના ધ્યાન અને જાપથી 'ઈશિત્વ' સિદ્ધિની પ્રાપ્તિ થાય છે.

શ્રી નવકારનાં 'मंगलाणं' એ પદમાં 'વશિત્વ'સિદ્ધિ સમાયેલ છે. તેનાં કારણો—

(૧) આ સંસારમાં ધર્મ ઉત્કૃષ્ટ મંગળરૂપ છે એથી 'मंगलाणं' એ પદના ધ્યાનથી ધર્મનું ધ્યાન તથા આરાધન થાય છે. ધર્મની આરાધનાના પ્રતાપે દેવતાઓ પણ વશીભૂત થઈને તેને પ્રણામ કરે છે, તો પછી અન્ય પ્રાણિઓ વશીભૂત થાય એમાં તો નવાઈ જ શી છે? એથી 'मंगलाणं' એ પદનો જાપ અને ધ્યાન 'વશિત્વ'સિદ્ધિને આપે છે.

(૨) જેનાથી અભીષ્ટ ફળની પ્રાપ્તિ થાય, તેનું નામ મંગળ છે. મનુષ્યના અભીષ્ટની સિદ્ધિ ત્યારે જ થઈ શકે છે, કે જ્યારે તેના સંબંધમાં આવનારા સર્વ પ્રાણી તેને અનુકૂળ હોય. સર્વ પ્રાણીનું અનુકૂળ હોવું, તેનું જ નામ વશિત્વ છે. તેથી 'मंगलाणं' એ પદના જાપ અને ધ્યાનથી 'વશિત્વ'સિદ્ધિની પ્રાપ્તિ થાય છે.

(૩) મંગળવાચ્ય પદાર્થોની સંખ્યા આઠ હોવાથી ‘મંગળ’ શબ્દ આઠ સંખ્યાને સૂચવે છે. જેમ બાણોની સંખ્યા પાંચ હોવાથી બાણશબ્દથી પાંચ સંખ્યાનું ગ્રહણ થાય છે તથા નેત્રોની સંખ્યા બે હોવાથી નેત્રશબ્દથી બે સંખ્યાનું ગ્રહણ થાય છે, તેમ આઠની સંખ્યાસૂચક મંગલ શબ્દથી ‘વશિત્વ’ નામની આઠમી સિદ્ધિ સૂચવાય છે. તેથી તેનું ધ્યાન અને જાપ ‘વશિત્વ’ નામની આઠમી સિદ્ધિને આપનાર થાય છે.

卐

“ताणं अन्नं तु नो अत्थि, जीवाणं भवसायरे ।
वुड्डुंताणं इमं मुत्तुं, नमुक्कारं सुपोययं ॥ १ ॥”

ભવસાગરમાં બૂડતા એવા જીવોને, આ નવકારરૂપી નાવને છોડીને બીજું કોઈ ત્રાણ એટલે રક્ષણ આપનાર નથી. ૧.

(શ્રાદ્ધદિનકૃત્ય)

૧૧

## નવકારનો અધિકારી.

શાસ્ત્રોમાં પંચપરમેષ્ઠિનમસ્કારનો મહિમા ઘણો મોટો વર્ણવ્યો છે. એને સર્વ મંત્રરત્નોનુ ઉત્પત્તિસ્થાન કહ્યું છે. એને સર્વ શાસ્ત્રોની આદિમાં ઉચ્ચારણ કરવાનું ફરમાન કર્યું છે. એના એકેક અક્ષરના ઉચ્ચારણમાં અનંત કર્મો અને તેના અનંત રસનો ઘાત થાય છે, એમ ફરમાવ્યું છે. સર્વ કાળના અને સર્વ ક્ષેત્રના સર્વ પરમર્ષિઓને પ્રણામરૂપ હોવાથી એ મહા મંગલસ્વરૂપ છે, એમ ભારપૂર્વક પ્રતિપાદન કર્યું છે. પંચપરમેષ્ઠિનમસ્કૃતિને આ લોક અને પરલોકમાં અનેક પ્રકારના વાંછિતો પૂરા પાડનાર તરીકે વર્ણવેલ છે. અર્થને આપનાર પણ એ જ છે, કામને આપનાર પણ એ જ છે, આરોગ્યને આપનાર પણ એ જ છે તથા અભિરતિ અને આનંદને આપનાર પણ એને જ માનેલ છે. પરલોકમાં સિદ્ધિગમન, અથવા દેવલોકગમન, અથવા શુભ કુળમાં આગમન, અથવા બોધિલાભનું કારણ પણ એને જ કહેલ છે. સર્વ સુખનો પ્રયોજક અને સર્વ દુઃખનો ઘાતક શ્રી પંચપરમેષ્ઠિનમસ્કાર છે, એમ તે તે સ્થળોએ સ્પષ્ટ શબ્દોમાં શાસ્ત્રકારમહર્ષિઓએ ફરમાવ્યું છે. ભગવાન શ્રી હરિભદ્ર-સૂરિજી ‘ યોગબિન્દુ ’ નામના ગ્રન્થરત્નમાં ફરમાવે છે કે--

' अक्षरद्वयमप्येतत्, श्रूयमाणं विधानतः ।
गीतं पापक्षयायोच्चैः, योगसिद्धैर्महात्मभिः ॥ १ ॥ "

" સિદ્ધયોગી એવા તીર્થંકર-ગણધરાદિ મહાપુરુષોએ 'યોગ' એવા બે અક્ષર પણ વિધાનપૂર્વક સાંભળનાર આત્માને અત્યંત પાપના ક્ષય માટે થાય છે, એમ ફરમાવેલ છે. ૧."

એ જ શ્લોકની સ્વોપજ્ઞ ટીકામાં તેઓશ્રી ફરમાવે છે કે-

" બે અક્ષર પણ, પંચનમસ્કારાદિ અનેક અક્ષરો માટે તો કહેવું જ શું ? 'યોગ' એવા બે અક્ષરો સાભળતાં તેવા પ્રકારના અર્થનું જ્ઞાન ન હોય તો પણ, વિધાનપૂર્વક '**શ્રદ્ધા-સંવેગાદિ ભાવોલ્લાસપૂર્વક અને બે હાથ આદિ જોડવાપૂર્વક,**' મિથ્યાત્વમોહનીયાદિ અશુભકર્મના અત્યંત નિર્મૂલન માટે થાય છે, એમ નિષ્પન્ન યોગી એવા શ્રી જિન-ગણધરાદિ પ્રશસ્ત સ્વભાવવાળા મહાત્માપુરુષોએ ફરમાવેલ છે. "

ભગવાન **શ્રી હરિભદ્રસૂરિજી** મહારાજનું ઉપરોક્ત નિરૂપણ ફરમાવે છે કે-શ્રી પંચપરમેષ્ઠિનમસ્કારાદિ અનેક અક્ષરો નહિ, કિન્તુ શ્રી જિનવચનાનુસારી 'યોગ' એવા બે અક્ષરનું શ્રવણ પણ અત્યંત પાપક્ષય માટે થાય છે. શરત એટલી જ કે-તે વિધાનપૂર્વક હોવું જોઈએ. અને 'વિધાન એટલે શ્રદ્ધા, સંવેગાદિ માનસિકભાવ અને કરકુડ્મલ યોજનાદિ શારીરિક વ્યાપાર. ઉપલક્ષણથી શુદ્ધ ઉચ્ચારણ આદિ વાચિક ક્રિયા. તથાપ્રકારના અવબોધ વિના કાયિક, વાચિક અને માનસિક શુદ્ધ ભાવોલ્લાસપૂર્વક શ્રી પંચપર-

ષ્ઠિનમસ્કાર આદિ અક્ષરોનું શ્રવણ પણ અતિ ક્લિષ્ટ પાપોના ક્ષયનું ઉચ્ચ કારણ માનેલું છે, તો પછી તથાપ્રકારના અવબોધસહિત, શુદ્ધ અને સ્પષ્ટ શબ્દોચ્ચારપૂર્વક તેનું ઉચ્ચારણ, અથવા મનન, ચિન્તન અને નિદિધ્યાસનાદિ અત્યંત અશુભકર્મોના ક્ષયનું પરમ કારણ બને, તેમાં પૂછવું જ શું ?

તથાપ્રકારના ક્ષયોપશમના અભાવે અર્થનો અવગમ ઓછો-વધતો હોઈ શકે છે, પરન્તુ તે તેટલો બાધક નથી, જેટલો બાધક વિધાનનો અજ્ઞાવ-શ્રદ્ધા-સંવેગાદિભાવોલ્લાસનો અભાવ છે. ક્ષયોપશમના યોગે અર્થાવિગમ અધિક પણ હોય, છતાં જો વિધાન પ્રત્યે બેદરકાર હોય, તો તે ફળપ્રાપ્તિથી બેનશીબ રહે છે. સામાન્ય અર્થબોધવાન્ પણ વિધાન પ્રત્યે કાળજીવાળો આત્મા પાપક્ષયાદિ ઉચ્ચ ફળોનો ભોક્તા બની શકે છે.

શ્રદ્ધા, 'तथेति प्रत्ययः ।' 'આ તેમજ છે એવો વિશ્વાસ, અથવા 'આ જ પરમાર્થ છે' એવી બુદ્ધિ : અને સંવેગ 'મોક્ષાભિલાષ,' અથવા 'આ જ આરાધન કરવાયોગ્ય છે એવું જ્ઞાન.' ભાવોલ્લાસને માટે આ જાતિનાં શ્રદ્ધા અને સંવેગની પરમ આવશ્યકતા છે. જ્યાં સુધી 'પંચપરમેષ્ઠિનમસ્ક્રિયા એ જ પરમાર્થ છે' એવી બુદ્ધિ ન થાય અને દુઃખ તથા તેના કારણભૂત પાપથી રહિત બનવા માટે એ જ એક પરમ સાધન છે, એવું આંતરિક જ્ઞાન ન થાય, ત્યાં સુધી-" અરિહંત એ બાર ગુણસહિત છે અને સિદ્ધ એ આઠ ગુણસહિત છે : આઠ પ્રાતિહાર્ય અને ચાર મૂલા-

તિશય મળીને બાર ગુણ ગણાય છે : અશોકવૃક્ષ, સુરપુષ્પ-વૃષ્ટિ, ઈત્યાદિ આઠ પ્રાતિહાર્યોનાં નામ છે : અપાયાપગમાતિશય, જ્ઞાનાતિશય, ઈત્યાદિ ચાર મૂળ અતિશયો કહેવાય છે : આઠ કર્મના ક્ષયથી સિદ્ધપરમાત્માને આઠ ગુણો ઉત્પન્ન થાય છે : આઠ કર્મની ઉત્તરપ્રકૃતિઓ (૧૫૮), સત્તામાં (૧૪૮), બંધમાં (૧૨૦), ઉદયમાં (૧૨૨), ઉદીરણામાં (૧૨૨) હોય છે : બંધ, ઉદય, ઉદીરણા અને સત્તા—એ ચારેય પ્રકારે કર્મથી રહિત હોય, તે સિદ્ધ કહેવાય છે." અગર એથી પણ (પાંચ પરમેષ્ઠિ અને તેઓના ગુણ સંબંધી) સૂક્ષ્માતિસૂક્ષ્મ જ્ઞાન ધરાવનાર આત્મા પણ જો તે પ્રત્યે શ્રદ્ધા અને સંવેગથી શૂન્ય છે, તો ફળપ્રાપ્તિનો અનધિકારી છે.

"અરિહંત પરમાત્મા એ મોક્ષમાર્ગના ઉપદેશક છે : સિદ્ધપરમાત્મા એ મોક્ષને પ્રાપ્ત થયેલા છે : મોક્ષ એ અનંત સુખનું ધામ છે : જન્મ-મરણાદિ કે ભૂખ-તૃષાદિ પીડાઓનું ત્યાં નામનિશાન નથી : દુઃખનું સ્થાન ચાર ગતિરૂપ સંસાર છે : આધિ, વ્યાધિ અને ઉપાધિથી તે ભરપૂર છે : જ્યાં સુધી એ સંસારપરિભ્રમણ મટે નહિ, ત્યાં સુધી દુઃખનો અંત આવે નહિ : અરિહંત પરમાત્મા-ઓએ કેવળજ્ઞાનથી તેમ જોયું છે : પોતે સ્વપુરુષાર્થથી કર્મરહિત બન્યા છે : બીજાઓને કર્મરહિત બનવાનો માર્ગ બતાવી ગયા છે : એ માર્ગે ચાલનાર પૂર્વે દુઃખરહિત બન્યા છે અને આજે પણ દુઃખરહિત બને છે : અનંત સુખના ભોક્તા પણ તેઓ જ થયા છે અને થાય છે : એ

માર્ગની શ્રદ્ધાના અભાવે જ જીવો ચારેય ગતિમાં દુઃખ અનુભવી રહ્યા છે : દુઃખનાશ અને સુખપ્રાપ્તિનો પારમાર્થિક ઉપાય અરિહંતો જાણી શકે છે : બીજાઓ તેઓના કહેવાથી જ જાણી શકે છે : અરિહંત કે સર્વજ્ઞ બન્યા પહેલાં જેઓ સુખપ્રાપ્તિનો માર્ગ બતાવે છે, તેઓ શ્રદ્ધેય નથી : તેવા અપૂર્ણ જ્ઞાનિના બતાવેલા માર્ગે ચાલવામાં અશ્રેય છે : સંપૂર્ણ જ્ઞાનિએ બતાવેલા માર્ગે ચાલવામાં જ શ્રેય છે : જ્ઞાનિએ બતાવેલો માર્ગ ઉપલક દૃષ્ટિએ કષ્ટપૂર્ણ લાગે તો પણ આદરણીય છે : અજ્ઞાની અગર અધૂરા જ્ઞાનિઓએ બતાવેલો માર્ગ સુખાળો લાગે તો પણ અનાદરણીય છે : સમસ્ત દુઃખનો જેમાં સદાકાળને માટે અંત છે, એવા મોક્ષને મેળવવા માટેનો માર્ગ સુખાળો હોઈ શકે જ નહિ : અધિક કષ્ટથી બચવા માટે અલ્પ કષ્ટ, એ કષ્ટ ગણાય જ નહિ : સંસારનાં ક્ષણિક સુખો પણ કષ્ટ વિના મળી શકતાં નથી; તો મોક્ષનાં અનંત સુખો વિના કષ્ટે અગર ખાતાં–પીતાં મળી જાય, એમ માનવું એ ભ્રમ છે," એટલું જેઓ જાણે છે, શ્રદ્ધા અને સંવેગભરપૂર વિચારો જેઓના અંતરમાં નિરંતર સ્થાન ધરાવે છે, તે આત્માઓ પંચપરમેષ્ઠિનમસ્કારક્રિયાના યથાર્થ ફળના ઉપભોક્તા બની શકે છે.

અર્થજ્ઞાન મળ્યા પછી સંવેગની શી જરૂર ?–એમ કહેવું બરોબર નથી. અર્થજ્ઞાનની સાથે શ્રદ્ધા–સંવેગ, ઈત્યાદિ જ્યાં સુધી ન મળે, ત્યાં સુધી તે ક્રિયા ભાવક્રિયા બની શકતી નથી. શાસ્ત્રકારોએ 'ભાવ'ને જે સર્વત્ર ફળદાયી

માન્યો છે. 'ભાવ' ઉપયોગસ્વરૂપ છે. ઉપયોગ વિનાની અર્થજ્ઞાનસહિત અને શુદ્ધ ક્રિયાને પણ શાસ્ત્રકારોએ દ્રવ્ય-ક્રિયા કહેલી છે. 'अनुपयोगो द्रव्यमिति वचनात् ।' 'અનુપયોગ એ જ દ્રવ્ય છે'—એમ શાસ્ત્રકારોનું ફરમાન છે. ઉપયોગ-વાળાની કથંચિત્ અશુદ્ધ અગર અર્થજ્ઞાનહીન ક્રિયા પણ ભાવક્રિયાનું કારણ બની શકે છે. એથી વિપરીત ઉપયોગ-શૂન્યની શુદ્ધ અને અર્થજ્ઞાનવાળી ક્રિયા પણ ભાવક્રિયા કે તેનું સાક્ષાત્ કારણ બની શકતી નથી.

ઉપયોગની આટલી પ્રધાનતા જેમ ધર્મક્રિયામાં છે, તેમ પ્રત્યેક સારી–નરસી ક્રિયામાં છે. અનુપયોગે થયેલો અપરાધ જેમ સંસારમાં કે સરકારમાં પણ મુખ્ય અપરાધ ગણાતો નથી, તેમ વિના ઉપયોગે થએલું સારું કાર્ય પણ સંસારમાં સારું કે પ્રશંસનીય ગણાતું નથી. ઇતર દર્શન-કારોએ પણ કહ્યું છે કે–'मन एव मनुष्याणां कारणं बन्धमोक्षयोः ।' 'મનુષ્યોનું મન એ જ બંધ અને મોક્ષનું કારણ છે.' મન જેમાં ભળતું નથી, એ ક્રિયા જેમ મોક્ષનો હેતુ નથી, તેમ તેવા પ્રકારના બંધનો હેતુ પણ થતી નથી.

મનશૂન્યપણે કે ઉપયોગશૂન્યપણે થતી પંચપરમેષ્ઠિ-નમસ્કારક્રિયા સાથે મનને મેળવવા માટે અર્થજ્ઞાનની જેટલી જરૂર છે, તેથી કેઈગુણી અધિક જરૂર શ્રદ્ધા અને સંવેગની છે. શ્રદ્ધા અને સંવેગવાળા તથા પંચપરમેષ્ઠિનમસ્કારક્રિયા પ્રત્યે ભક્તિ અને આદરવાળા પુણ્યવંત જીવો, સામગ્રીના અભાવે અત્યલ્પ અર્થજ્ઞાનને ધારણ કરવા છતાં, તેનાથી જે

ફાયદો ઊઠાવી શકે છે, તે ફાયદો શ્રદ્ધા-સંવેગ-ભક્તિ અને આદરાદિથી શૂન્ય મોટા તત્ત્વવેત્તા અને પંડિતાગ્રણીઓ તરીકે ગણાતાઓ પણ મેળવી શકે નહિ.

શ્રી પંચપરમેષ્ઠિનમસ્કારના સાચા અધિકારી શ્રદ્ધા-સંવેગાદિ ગુણોથી વિભૂષિત પુરુષરત્નો છે. પછી તે સાધુ હો, સાધ્વી હો, શ્રાવક હો, શ્રાવિકા હો કે ભદ્રકપરિણામી મિથ્યાદૃષ્ટિ હો. શ્રી મહાનિશીથાદિ સૂત્રોના યોગોદ્વહન કરનાર સંયમી, શુદ્ધ ચારિત્રના ખપી અને શાસ્ત્રોક્ત વિધિ-વિધાન પ્રત્યે પરિપૂર્ણ આદર ધરાવનારા નિર્ગ્રન્થ મુનિરાજના મુખથી, શ્રી ઉપધાનાદિ તપ કરવાપૂર્વક ગ્રહણ કરેલો નવકાર, એ 'વિધિપૂર્વક ગ્રહણ કરેલો ગણાય છે.

એ રીતે વિધિપૂર્વક અગર વિધિ પ્રત્યે સંપૂર્ણ આદર ધારણ કરી, અવસર મળ્યે એ વિધિને સત્યાપિત કરવાની ધારણા રાખી, નવકારને ગ્રહણ કરવાવાળો નવકારદ્વારા યથેષ્ટ ફળ મેળવી શકે છે.

શ્રી નવકારમંત્રનો અધિકારી શ્રદ્ધાવાન છે. એ શ્રદ્ધા કેળવવા માટે પંચપરમેષ્ઠિઓના મુખ્ય ઉપકારો શું છે ?-એનું વારંવાર ચિન્તવન-મનન ઘણું ઉપકારક છે. શાસ્ત્રોમાં એ મુખ્ય ઉપકારોને ચૂંટીને પાંચ વિભાગમાં સમજાવ્યા છે.

## પંચપરમેષ્ઠિઓના પાંચ ઉપકારો.

અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ-એ પાંચ પરમેષ્ઠિઓ છે, અર્થાત્ પરમપદે બિરાજમાન પાંચ વિભૂતિઓ છે. જાતિથી પાંચ છે, પણ વ્યક્તિશઃ અનંત છે.

ત્રણેય કાળ અને ત્રણેય લોકમાં તેઓ પ્રતિષ્ઠિત છે. ચાર નિક્ષેપ અને પાંચ પદોથી તેઓ આરાધ્ય છે. આ વિશ્વને અલંકૃત કરનાર પાંચ અદ્વિતીય રત્નો છે. સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્ર અને તપ–એ ચાર રત્નોની કાન્તિ વિશ્વને ઉજ્વળ બનાવનાર પ્રભા છે. પંચપરમેષ્ઠિ અને તેઓના ગુણો સ્વયં પોતાના તેજથી ત્રિભુવનમાં પ્રકાશી રહ્યા છે. જેઓ તેઓના પ્રકાશને જોઈ શકતા નથી, તેઓ માટે એમ કહી શકાય કે–તેઓ ઘોર અંધકારની છાયા નીચે વસી રહેલા દુર્ભંગ આત્માઓ છે.

**અરિહંતોનો ઉપકાર–માર્ગદેશકપણું :**

અરિહંતો જેમ સ્વયં વીતરાગ, સર્વજ્ઞ અને ત્રિભુવન-પૂજનીય છે, તેમ સિદ્ધભગવંતો અને સામાન્ય કેવળજ્ઞાનિઓ પણ વીતરાગ, સર્વજ્ઞ અને સર્વપૂજનીય છે. તેથી અરિહંતોની વિશેષતા તેઓના માર્ગદર્શકપણામાં છે. મોક્ષમાર્ગનું પ્રથમ ઉપદેશકપણું અરિહંતોના ફાળે જાય છે. જન્મથી જ ત્રણ જ્ઞાનસહિત જન્મનારા અને દીક્ષા સમયે ચતુર્થ જ્ઞાનપ્રાપ્તિ કરનારા અરિહંતો જ કેવળજ્ઞાન પામી મોક્ષમાર્ગને દેખાડે છે, બીજાઓની તે તાકાત નથી. સિદ્ધો દેહરહિત હોવાથી અને સામાન્ય કેવળજ્ઞાનિઓ અતિશયોવાળા નહિ હોવાથી મોક્ષમાર્ગના આદ્યદર્શક બની શકતા નથી.

**સિદ્ધોનો ઉપકાર–અવિનાશિપણું :**

અરિહંતોના અરિહંતપણાનો પણ આયુષ્યના અંતે અંત આવે છે. સિદ્ધોનું સિદ્ધપણું અવિનાશી છે. કાળની

કાળ સિદ્ધોના ગુણ કે સુખના એક અંશ ઉપર પણ આક્રમણ કરી શકતી નથી. સિદ્ધોના ગુણો અને સુખો અવ્યાબાધ છે. અવ્યાબાધ ગુણ કે અવ્યાબાધ સુખ સિદ્ધો સિવાય બીજા કોઈને પણ નથી. અરિહંતો પણ આયુષ્યકર્મના અંત સુધી દેહને પરતંત્ર છે. સિદ્ધોની સ્વતંત્રતાની આડે આવવાની તાકાત કોઈ પણ વસ્તુમાં છે નહિ. એ કારણે જ અરિહંતો પણ સિદ્ધપણા માટે જ ઉદ્યમ કરે છે અને જગતને પણ એ સિદ્ધપણાના માર્ગે જ લઈ જવાનો પ્રયાસ કરે છે.

**આચાર્યોનો ઉપકાર-આચાર :**

અરિહંતો દેહધારી છે, છતાં સર્વ કાળ અને સર્વ ક્ષેત્રોમા તેઓની હાજરી સંસારમાં હોતી નથી. સિદ્ધો દેહરહિત છે અને સંસારના પારને પામી ગયેલા હોય છે, તેથી મુક્તિનો માર્ગ સર્વ કાળ અને સર્વ ક્ષેત્રોમાં કોઈથી પણ ચાલતો હોય, તો તે આચાર્યોથી જ ચાલે છે. આચાર્યો આચારના પાલનથી જ મોક્ષમાર્ગને ચલાવે છે. મોક્ષનો માર્ગ પાંચ પ્રકારના આચારમાં વહેંચાયેલો છે. આચાર્યો તે પાંચેય પ્રકારના આચારને મન-વચન-કાયાથી એવી રીતે પાળે છે કે-યોગ્ય આત્માઓ આગળ તે માર્ગનો પ્રકાશ ફેલાય છે. તેમાંથી અનેક યોગ્ય આત્માઓ મોક્ષમાર્ગની આરાધના પ્રત્યે આપોઆપ આકર્ષાઈ આવે છે.

**ઉપાધ્યાયોનો ઉપકાર-વિનય :**

આચાર્યો રાજાના સ્થાને છે. ઉપાધ્યાયો મંત્રીના સ્થાને છે. આચાર્યોનો સ્વયં વિનય કરવો અને બીજા પાસે કરાવવો,

એ તેઓનું મુખ્ય કર્ત્તવ્ય છે. 'વિનય વિના જેમ વિદ્યા નથી, તેમ વિનય વિના ધર્મ પણ નથી.' આ વાત ઉપાધ્યાયો પોતાના દૃષ્ટાન્તથી જગત્ સન્મુખ સર્વદા ટકાવી રાખે છે. 'વિનયના નાશમાં જેમ વિદ્યાનો નાશ છે, તેમ વિનયના નાશમાં ધર્મનો પણ નાશ છે.' એ પદાર્થપાઠ જગતને આપવાનું કાર્ય ઉપાધ્યાયોથી થાય છે. આચાર્યોથી જેમ સદાચારોનું સંરક્ષણ થાય છે, તેમ ઉપાધ્યાયોથી વિનયાદિ સદ્ગુણોનું સંરક્ષણ થાય છે. તેઓ સ્વયં વિનય કરે છે અને બીજાઓ પાસે કરાવે છે. વિનયથી જ્ઞાન, જ્ઞાનથી દર્શન (શ્રદ્ધા), દર્શનથી ચારિત્ર અને ચારિત્રથી મોક્ષ તેઓ સ્વયં મેળવે છે અને બીજાઓને મેળવાવે છે.

સાધુઓનો ઉપકાર-સહાય :

આચાર્યો પાસેથી આચાર અને ઉપાધ્યાયો પાસેથી વિનયને મેળવીને, મુક્તિમાર્ગની સાધનામાં મગ્ન બનેલા સાધુઓ, મુક્તિમાર્ગના અભિલાષુક ભવ્ય આત્માઓને મુક્તિમાર્ગના અનન્ય સહાયક બને છે. અર્થ-કામાદિ અન્ય સર્વ ક્ષેત્રોમાં અન્ય સર્વની સહાય મેળવવી સુલભ છે, પણ મુક્તિમાર્ગમાં સાધુઓની સહાય સિવાય બીજાઓની સહાય મેળવવી સુલભ નથી. સાધુઓની સાધના જ એવા પ્રકારની રચાયેલી છે કે-એ સાધનાદ્વારા ભવ્ય આત્માઓને મુક્તિમાર્ગને આરાધવા માટેની જરૂરી સહાય આપોઆપ મળી રહે છે. સાધુઓ પાસેથી તે સહાય મેળવનારને એક પાઈનું પણ ખર્ચ કરવું પડતું નથી. સાધુઓ પાસેથી અર્થી

આત્માઓને જ્ઞાન પણ મફત મળે છે, દર્શન પણ મફત મળે છે, ચારિત્ર પણ મફત મળે છે, શીલ પણ મફત મળે છે, તપ પણ મફત મળે છે અને તેના પરિણામે મળતાં સ્વર્ગ અને અપવર્ગનાં સુખો પણ મફત જ મળે છે. તેના બદલામાં સાધુને કશું જ ખપતું નથી. સાધુઓનો એ અનન્ય ઉપકાર છે.

આ રીતે માર્ગ, અવિનાશ, આચાર, વિનય અને સહાય, એ પાંચ પરમેષ્ઠિઓના અનંત ઉપકારોમાંથી વીણીને છૂટા પડેલા અનુક્રમે પાંચ પ્રધાન ઉપકારો છે. તેને લક્ષમાં લેવાથી પરમેષ્ઠિઓ ઉપર સાચો આદરભાવ જાગે છે. એ આદરભાવ જ જીવને 'નવકારમંત્રનો' સાચો અધિકારી બનાવે છે.

卐

"अणेगजम्मं तरसं चियाणं, दुहाण सारीरियमाणसाणं ।
कत्तो अ भव्वाण भविज्ज नासो, न जाव पत्तो नवकारमंतो ॥१॥"

જ્યાં સુધી નવકારમંત્ર પ્રાપ્ત નથી થયો, ત્યાં સુધી ભવ્ય જીવોના અનેક જન્માન્તરસંચિત શારીરિક અને માનસિક રોગ-શોકાદિ દુઃખો તથા તેના કારણભૂત કર્મો કેવી રીતે નાશ પામે ? ૧.

(શ્રાદ્ધદિનકૃત્ય)

૧૨

## નમસ્કારના પ્રભાવ ઉપર કથાઓ.

### ભીલ–ભીલડી.

પુષ્કરાર્ધદ્વીપના ભરતક્ષેત્રમાં **સિદ્ધાવટ** નામનું સમૃદ્ધ ગામ છે. કષાયના તાપથી તપેલા લોકોને શાન્ત કરતા, એવા **સુવ્રત** નામના આચાર્ય એક વખત ત્યાં પધાર્યા. તે વખતે વરસાદ શરૂ થઈ ગયો, પૃથ્વી પાણીથી ભરાઈ ગઈ. ભૂમિને અંકુરાવાળી તથા ત્રસ જીવોથી વ્યાપ્ત થયેલી જોઈને આચાર્યે આ પ્રમાણે સાધુઓને કહ્યું કે–'મુનિવરોને માટે વિહાર કરવો હવે ઉચિત નથી.' આમ કહીને તેઓએ પોતાના પરિવાર સાથે ગામમાં પ્રવેશ કર્યો. ગામના મુખીને વસતિદાનનું ફળ સમજાવી, વસતિની યાચના કરીને ત્યાં રહ્યા. તેમાં કેટલાક મહર્ષિઓ મહિનાના ઉપવાસ કરીને રહ્યા, કેટલાક બે મહિનાના, કેટલાક ત્રણ મહિનાના તથા કેટલાક ચાર મહિનાના ઉપવાસ કરીને રહ્યા.

તેમાંથી દુર્જય એવા કામનું પણ દમન કરનારા **દમસાર** નામના મહામુનિ ગુરુની અનુજ્ઞા મેળવી સમીપની ગુફામાં પધાર્યા. સ્થિર મનવાળા તેઓએ આહાર વિના સ્વાધ્યાય–ધ્યાનમાં તત્પર થઈને સમગ્ર ચાતુર્માસી તે ગુફામાં પૂરી કરી. ત્યાં આગળ આમ–તેમ ભમતા એક ભીલ–ભીલ-

ડીનું યુગલ આવી પહોંચ્યું અને ઋષિના દર્શનથી તેઓનું પાપ ક્ષણવારમાં નાશ પામ્યું. ઉચિત ઉપદેશને આપનારા મુનિએ યુગલને યોગ્ય જાણી, તેમને પરમેષ્ઠિનમસ્કારનો પાઠ બતાવ્યો. ભીલ-ભીલડી સરળભાવે નમસ્કારનું પઠન કરે છે. પરોપકારપરાયણ સાધુ ફરીથી તેઓને કહે છે કે-'આ પંચ-નમસ્કારમંત્ર, એ પરમ મંગળ છે અને સર્વ પાપને હરનાર એવા આ મંત્રનું તમારે હંમેશાં ત્રિકાળ ધ્યાન ધરવું.' તેઓએ તે પ્રમાણે કર્યું અને વર્ષાકાળ પૂરો થયા બાદ મુનિ અન્યત્ર વિહાર કરી ગયા. હવે આ યુગલ હંમેશાં નમસ્કારનો પાઠ કરે છે અને મુનિના ઉપકારને યાદ કરતા ક્રમે કરીને મૃત્યુ પામ્યા.

## રાજસિંહ-રત્નવતી.

આ જંબૂદ્વીપના **ભરતક્ષેત્ર**માં **મણિમંદિર** નામનું નગર છે, કે જ્યાંનો લોક દાન આપવામાં વ્યસની છે, અકાર્ય કરવામાં ડરપોક છે, ગુણ ગ્રહણ કરવામાં અસંતોષી છે, પારકું ધન હરણ કરવામાં પાંગળો છે, પરસ્ત્રીદર્શનમાં આંધળો છે અને પારકા દોષો કહેવામાં મૂંગો છે. ત્યાં **રાજમૃગાંક** નામનો રાજા છે. તેને અતિશય સૌંદર્યવાળી **વિજયા** નામની રાણી છે. તેણીની કુક્ષિમાં જ્યારે ભીલનો જીવ અવતાર પામ્યો-જન્મ પામ્યો, ત્યારે તેના પિતાએ તેનો જન્મોત્સવ કર્યો અને **રાજસિંહ** એવું તેનું નામ પાડ્યું. ઘણી જ સહેલાઈથી બુદ્ધિશાળી એવા તેણે ગુરુની પાસેથી બહોંતેર કળાઓ ગ્રહણ કરી. **મતિસાર** મંત્રીનો **સુમતિ** નામનો મતિમાન

પુત્ર તેનો મિત્ર થયો. અત્યંત રૂપસંપન્ન અને લાવણ્યથી ભરપૂર એવો કુમાર ક્રમે કરીને યૌવનવયને પામ્યો. માર્ગમાં ચાલતા કુમારનાં રૂપથી ખેંચાઈને યુવાન સ્ત્રીઓ ધારી ધારીને તેને જોવા લાગી, પરંતુ સદાચારી કુમાર લેશ માત્ર પણ તે સ્ત્રીઓ ઉપર મન રાખતો નથી.

એક વખતે કુમાર પોતાના મિત્રની સાથે બહાર ગયો અને ઘોડાઓને ખેલાવીને વૃક્ષ નીચે વિશ્રાન્તિ લેવા બેઠો. ત્યાં આવેલા કોઈ વટેમાર્ગુને જોઈને કુમાર પૂછે છે કે-'ભાઈ, તું ક્યાંથી આવે છે? ક્યાં જવું છે? અને કોઈ સ્થળે તેં કાંઈ અદ્ભૂત બીના જોઈ છે ખરી?'

મુસાફર કુમારને નમસ્કાર કરી, પાસે બેસીને કહે છે કે-'કુમાર, સાંભળો! **પદ્મપુર** નામના નગરથી હું આવું છું અને પુંડરિકગણધરના નિર્વાણથી પવિત્ર થયેલું તથા જ્યાં અનેક જિનેશ્વરોએ સ્પર્શના કરેલી છે, જ્યાં અસંખ્ય મહર્ષિઓ સિદ્ધિ પામ્યા છે તથા જે સર્વ તીર્થોમાં આદિ-તીર્થ છે, તે શ્રી **શત્રુંજય** નામના તીર્થને નમસ્કાર કરવાને હું જાઉં છું. જે કાંઈ આશ્ચર્યકારી બીના મેં જોઈ છે, તે આ પ્રમાણે છે. તે સાંભળો!'

**પદ્મપુર**નગરમાં **પદ્મ** નામનો પ્રતાપશાળી રાજા છે. **હંસી** નામની તેની રાણી છે. તેણીને સ્ત્રીઓને વિષે રત્ન જેવી **રત્નવતી** નામની પુત્રી છે. બુદ્ધિબળથી તે કન્યા સઘળીએ કળાઓ સુખપૂર્વક ભણી ગઈ અને ક્રમે કરી યૌવન-વયને પામી. વિવાહને લાયક હોવાથી રાણીએ તેણીને રાજા

પાસે મોકલી. રાજકન્યા પણ પિતાનાં ચરણોને નમસ્કાર કરીને પાસે બેઠી. અતિશય રૂપસંપન્ન એવી તેણીને જોઈને રાજા મંત્રીને કહે છે કે–'આ કન્યાના રૂપને યોગ્ય એવો કોઈ વર હશે કે નહીં એની મને શંકા પડે છે.' મંત્રી કહે છે કે–'એના પુણ્યથી યોગ્ય વર પણ હોવો જોઈએ અને એનું પુણ્ય જ તેની યોજના કરી આપશે.' એટલામાં કોઈ એક નટ આવી રાજાની સમક્ષ સંગીત કરવા લાગ્યો. ભીલના વેષમાં નૃત્ય કરતા એવા નટને જોઈને રાજપુત્રી ક્ષણવારમાં મૂર્ચ્છા પામી. જ્યારે પિતાએ તેણીને સ્વસ્થ કરી, ત્યારે તે કન્યા કહે છે કે–'આજે મને જાતિસ્મરણજ્ઞાન થયું છે. પૂર્વે હું ભીલડી હતી અને પ્રાણથી પણ પ્રિય એવો ભીલ મારો પતિ હતો. અત્યારે પણ જો એ જ પતિ મળે, તો હું પરણું; સિવાય મારે અન્યને પરણવું નથી.'

આ વાત સાંભળતાં કુમાર **રાજસિંહ** કંઈક મૂર્ચ્છા પામ્યો, જાતિસ્મરણ પામ્યો અને શીતળ વાયુથી સ્વસ્થ થયો. તેને પૂર્વજન્મની પોતાની સ્ત્રી પ્રત્યે પરમ પ્રીતિ થઈ અને મુસાફરને તે પૂછે છે કે–'પછી શું થયું?'

મુસાફર કહે છે કે–'પોતાની પુત્રીની પ્રતિજ્ઞા સાંભળીને **પદ્મ**રાજા ચિંતામાં પડી ગયો કે–'આ કન્યાનો પૂર્વજન્મનો પતિ શી રીતે જાણવો?' આ વૃત્તાંત સાંભળીને અનેક રાજપુત્રો દૂર દૂરથી આવીને કહી ગયા કે–'અમે પૂર્વે ભીલ હતા.' પરંતુ રાજપુત્રી પૂછે છે કે–'જો તમે પૂર્વજન્મમાં ભીલ હતા, તો એવું કયું પુણ્ય કર્યું, કે જેથી અહિંયા આટલી

સમૃદ્ધિ પામ્યા?' આ પ્રશ્નનો ઉત્તર નહીં આપી શકવાથી રાજપુત્રીને ખાત્રી થઈ કે–'આ બધા જુઠ્ઠું બોલનારા છે, સ્વાર્થી છે.' અને તેથી તેણી પુરુષ માત્ર પ્રત્યે દ્વેષભાવવાળી બની છે. હવે તે કન્યા કોઈ પણ પુરુષને મળતી નથી, ફક્ત સ્ત્રીઓના પરિવારમાં જ રહે છે. વિધાતાએ તમને પુરુષરત્ન બનાવેલ છે અને તેણીને સ્ત્રીરત્ન બનાવેલ છે. જો તમારા બંનેનો સંયોગ થાય, તો વિધાતાનો પરિશ્રમ સફળ થાય.'

મુસાફરની આ અદ્ભૂત વાત સાંભળીને સંતોષ પામેલા કુમારે પોતાના અંગ ઉપર રહેલાં આભૂષણો તેને ભેટ આપી વિદાય કર્યો.

હવે કુમાર રાજપુત્રી રત્નવતીને જોવા માટે ચિંતામાં પડ્યો છે. બીજી બાજુથી નગરના લોકો ખાનગીમાં રાજા પાસે એ ફરિયાદ લઈ ગયા કે–'આ કુમાર નગરમાં જ્યાં જ્યાં ફરે છે, ત્યાં ત્યાં એના રૂપથી મોહિત થઈને નગરની સ્ત્રીઓ મોટા કામોને પણ પડતાં મૂકીને અને બચ્ચાંઓને પણ રડતાં મૂકીને, એની પૂંઠે દોડે છે; માટે હે રાજન્! ગમે તે રીતે એને નગરમાં ફરતો અટકાવો.' આ ફરિયાદ સાંભળીને પ્રજાવત્સલ રાજાએ દ્વારપાળદ્વારા કુમારને કહેવરાવ્યું કે–'જ્યાં સુધી કળાનો અભ્યાસ ચાલુ હોય, ત્યાં સુધી તમારે આવાસમાં રહેવું, કારણ કે–બાહ્ય પરિભ્રમણ કરનારની સઘળીય કળાઓ નિષ્ફળ જાય છે.' આ સાંભળતાં જ કુમાર ચિંતામાં પડી ગયો કે–'પિતાજીએ આવો આદેશ કેમ કર્યો?' ત્યારે તેનો મિત્ર **સુમતિ** આવીને બધી હકીકત

જણાવે છે. કુમાર તેને કહે છે કે–પિતાજીની આજ્ઞાનું પાલન મારે માટે દુષ્કર છે, કારણ કે–પદ્મરાજાની પુત્રીને જોવાની મને ઘણી જ ઉત્કંઠા છે. બીજી વાત એ છે કે–'દેશાન્તર વિના પુણ્યની પરીક્ષા, ગુણોની પ્રાપ્તિ, ભાષામાં કુશળતા, આ બધી વસ્તુઓ પ્રાપ્ત થઈ શકતી નથી, માટે હે મિત્ર! મારે તો દેશાટન કરવું છે.' સુમતિ કહે છે કે–'જો એવું જ છે, તો આપ ખૂશીથી પર્યટન કરો અને હું આપને આ કામમાં બનતી સહાય આપીશ.'

આ પ્રમાણે મંત્રણા કરી રાજપુત્ર અને મંત્રીપુત્ર બન્ને જણ સજ્જ થઈ રાત્રિના સમયે નગર બહાર નીકળી પડ્યા. કેટલેક દૂર ગયા બાદ અરણ્યમાં કોઈ એક પુરુષનો કરુણ સ્વર સાંભળવામાં આવ્યો. તે સાંભળતાં જ હાથમાં તલવાર લઈને કુમાર તે તરફ ગયો. ત્યાં તો કાંખમાં કોઈ પુરુષને દબાવીને સામો આવતો સાક્ષાત્ એક રાક્ષસ તેણે જોયો. કુમાર એને સમજાવે છે કે–'ભાઈ રે! આ બીચારા માણસને છોડી દે. એણે તારું શું બગાડ્યું છે તે કહે તો ખરો.' રાક્ષસ કહે છે કે–'આ માણસ મને વશ કરવા ઇચ્છતો હતો, પરન્તુ સાત દિવસ થયા હું ભૂખની પીડા ભોગવી રહ્યો છું. મેં એની પાસે માંસ માગ્યું પણ તે આપી શક્યો નહિ, માટે મેં એને પકડી લીધો છે. તો બોલ કે–હવે હું મારું ભક્ષ્ય શી રીતે જતું કરું?' રાજસિંહ કહે છે કે–'તું આ પુરુષને છોડી દે અને બદલામાં તારી મરજી મુજબ હું તને માંસ આપીશ.' રાક્ષસે માણસને છોડી

દીધો અને કુમાર પાસે તે માંસ માંગે છે. સત્ત્વશાળી કુમાર પોતાના જ અંગમાંથી માંસ કાપીને આપવા જાય છે, ત્યાં તો આનંદમાં આવીને રાક્ષસ કહે છે કે–' બસ, કુમાર! તારા સત્ત્વથી હું સંતુષ્ટ થયો છું. હવે તારી ઇચ્છા મુજબ વર માગ.' કુમારને તો માણસને બચાવવા સિવાય બીજું પ્રયોજન હતું નહીં એટલે કશું જ માગ્યું નહિ, તો પણ દેવનું દર્શન નિષ્ફળ ન હોય, એ વિચારથી તેને ચિંતામણી આપીને રાક્ષસ અંતર્ધાન થઈ ગયો. કુમાર પાછો ફર્યો અને પોતાના મિત્રની પાસે આવીને રાત્રિનો તમામ વૃત્તાન્ત તેણે કહી બતાવ્યો. પછી બન્ને જણ આગળ ચાલ્યા. કેટલેક કાળે રત્નપુર પહોંચ્યા. ત્યાં તેઓએ એક સુવર્ણમય જિનાલય જોયું. તેમાં રત્નની બનાવેલી જિનપ્રતિમા હતી. ભક્તિથી જેનાં રોમાંચ ખડાં થઈ ગયાં છે, એવા કુમારે તે પ્રતિમાને નમસ્કાર કરી સ્તવના કરી. પછી ચૈત્યને નિહાળતાં ચમત્કાર પામેલો કુમાર ત્યાંના કોઈ એક પૂજારીને પૂછે છે કે–' આ મંદિર કોણે બંધાવ્યું ?' પૂજારી કહે છે કે–' સાંભળો !'

## શિવકુમાર.

અહિંયા **યશોભદ્ર** નામનો શ્રેષ્ઠિ થઈ ગયો. તે ઉત્તમ શ્રાવક હતો. **શિવ** નામનો તેને એક પુત્ર હતો, પરંતુ જુગાર વગેરે વ્યસનોમાં તે લંપટ હતો. તેનો પિતા તેને ખૂબ ખૂબ શિખામણ આપે છે, તો પણ તે ધર્મ નથી કરતો. એક વાર તેના પિતાએ હિતશિક્ષા આપતાં કહ્યું કે–'બીજું તો કાંઈ નહીં પણ જ્યારે તારા ઉપર કોઈ ભયંકર આફત

આવી ચડે, ત્યારે તું પંચપરમેષ્ઠિનો નમસ્કાર યાદ કરજે, જેથી તારી આફત ઉતરી જશે.' પિતાના આગ્રહથી તેણે આ વાત સ્વીકારી. તેનો પિતા પણ આરાધનાપૂર્વક મરીને દેવ થયો.

હવે દારૂડીઆઓ, જુગારીઆઓ વગેરે દુષ્ટ પુરુષોના સંસર્ગથી શિવ પોતાની તમામ સંપત્તિ ગુમાવી બેઠો. ધન વિના તે કોઈ સ્થાને આદર–સત્કાર પણ પામ્યો નહિ. કોઈ તેના સામું પણ જોતું નથી.

નિસ્તેજ એવા શિવને જોઈને, કોઈ એક ત્રિદંડી જાણે દયાથી ઉભરાતો હોય, તેમ તેના દુઃખનું કારણ પૂછવા લાગ્યો. ત્યારે શિવે પોતાની નિર્ધનતાનું દુઃખ રજૂ કર્યું. પરિવ્રાજક (ત્રિદંડી) કહે છે કે–' જો તું મારું કહ્યું માને, તો ઘરની દાસીની માફક લક્ષ્મી તને વશ થઈ જાય.' શિવ કહે છે કે–' ચોક્કસ હું આપનું કહ્યું કરીશ અને આપની કૃપાથી મારી નિર્ધનતા નાશ પામે !'

પછી પરિવ્રાજકના આદેશથી શિવ કોઈ એક સ્થાનેથી અક્ષતશબ લાવ્યો. કાળીચૌદશની રાત્રિએ શિવ પાસેથી પુષ્પાદિક અને અન્ય સામગ્રી મંગાવીને ત્રિદંડી સ્વયં એક ભયાનક શ્મશાનભૂમિ ઉપર ગયો. ત્યાં તેણે એક દેદીપ્યમાન માંડલું બનાવ્યું અને શબના હાથમાં એ તિક્ષ્ણ ધારવાળી તલવાર મૂકી. પછી શબ–મડદાના પગને તળીએ તેલ ઘસવાનો શિવને આદેશ કરી દુષ્ટ બુદ્ધિવાળો ત્રિદંડી નિશ્ચળચિત્તે મંત્રનું સ્મરણ કરવા લાગ્યો.

આ બધા કારસ્તાન ઉપરથી શિવ પણ સમજી ગયો કે–પોતે આફતમાં છે. તે વિચાર કરે છે કે–'ભયંકર શ્મશાનભૂમિ, કાળી અંધારી રાત્રિ, ક્રૂર ત્રિદંડી અને ઉઘાડી તલવારવાળું આ શબ, આ બધું જોતાં લાગે છે કે–મને મારી નાંખવાનો ત્રિદંડીનો આ સમારંભ છે. બીજી વાત એ છે કે–હવે અહીંથી નાસી છૂટવું પણ શક્ય નથી, કોઈ સહાય આપે એમ પણ નથી. હવે શું કરવું ?' આ ચિંતાથી તે ભયભીત થયેલો છે. તે જ વખતે પોતાના પિતાની હિતશિક્ષા તેને યાદ આવી. એકાગ્ર મને તે પંચ-પરમેષ્ઠિનમસ્કાર યાદ કરવા લાગ્યો. બીજી બાજુથી ત્રિદંડીના તીવ્ર મંત્રથી શબ ઊભું થઈને ચાલવા લાગ્યું પણ તરત જ નીચે પડયું. ફરી સ્થિરચિત્તે ત્રિદંડી મંત્ર ભણવા લાગ્યો. ફરીથી શબ ઊભું થયું અને ફરીથી નીચે પડયું. શંકાશીલ બનેલો ત્રિદંડી શિવને પૂછે છે કે–'ભાઈ, તું કાંઈ મંત્ર-તંત્ર જાણે છે કે શું ?' શિવને ખબર નથી કે-પોતાના નમસ્કારના પાઠથી ત્રિદંડીનો મંત્ર અને પરિશ્રમ નિષ્ફળ જાય છે, એટલે એ તો ભોળાભાવથી કહે છે કે–'હું કાંઈ જ જાણતો નથી.' પુનઃ બન્ને જણ પોતપોતાના મંત્રો યાદ કરવા લાગ્યા. ત્રિદંડીએ મંત્રના બળથી શબને વૈતાલથી અધિષ્ઠિત કરેલ, પણ નમસ્કારના પ્રભાવથી શિવને કંઈ જ નુકશાન થયું નહીં, બલ્કે જે દેવાધિષ્ઠિત શબથી ત્રિદંડીએ શિવને મારી નાંખવાની યોજના ઘડી હતી, તેનાથી તે પોતે જ મરાયો. શબના હાથમાં રહેલી તલવારથી તેનું જ

મસ્તક કપાયું અને તેમાંથી સુવર્ણપુરુષ ઉત્પન્ન થયો. તેના દરેક અંગો સુવર્ણના હોય છે . અને સુવર્ણપુરુષ મંત્રાધિષ્ઠિત હોવાથી તેના અંગોપાંગમાંથી જેટલું સુવર્ણ કાઢવામાં આવે, તેટલું જ સુવર્ણ ફરીથી બીજે દિવસે ભરાઈ જાય. પુણ્યશાળી શિવને સુવર્ણપુરુષની પ્રાપ્તિ થઈ એટલે એને ભૂમિમાં ગુપ્ત રીતે રાખી, તેમાંથી પોતાની ઈચ્છાનુસાર સુવર્ણ મેળવી અલ્પકાળમાં તે મોટો શ્રીમંત થઈ ગયો. તેને હવે ખાત્રી થઈ ગઈ કે–' આ બધુંય ધર્મનું ફળ છે, લક્ષ્મી તો વિનાશશાળી છે. આમ સમજી તે ખૂબ ખૂબ દાન દેવા લાગ્યા અને તેણે જ ચૈત્ય બંધાવ્યું છે.' આ વૃત્તાંત સાંભળીને **રાજસિંહકુમાર** પોતાના મિત્રને કહે છે કે– ' ભાઈ જો તો ખરો, નમસ્કારનો કેવો પ્રભાવ છે, કે જેનાથી આ ભવમાં પણ તમામ આપત્તિ નાશ પામે છે ? '

## શ્રીમતી.

ત્યાંથી આગળ ચાલતાં રાજપુત્ર **પોતનપુરનગરે** પહોંચ્યો. ત્યાં કોઈ શ્રીમંતને ઘેર મોટો મહોત્સવ ચાલી રહ્યો હતો. તે જોઈને કુમાર કોઈ પુરુષને ઉત્સવનું કારણ પૂછે છે. તે કહે છે કે–' સાંભળો. આ વૃત્તાંત ઘણો જ અજાયબીભરેલો છે. આ નગરમાં **સુયત** નામનો શ્રાવક વસે છે. તે શ્રાવકાચારમાં ઘણો જ નિપુણ છે. તેને **શ્રીમતી** નામની પુત્રી છે. ધર્મશાસ્ત્રના અભ્યાસથી તત્ત્વના મર્મને પામેલી તે કન્યા શુદ્ધ આચારને આચરનારી થઈ. તેના રૂપથી મોહિત થયેલા કોઈ મિથ્યાદૃષ્ટિ શ્રેષ્ઠિપુત્રે તેની માગણી કરી

અને તેના પિતાને સમજાવી મોટી ધામધુમપૂર્વક તેણીને પરણ્યો અને પોતાને ઘેર લાવ્યો. ત્યાં રહી થકી **શ્રીમતી** ઘરનાં સઘળાંય કાર્યો સુઘડતાપૂર્વક કરે છે, પરંતુ પરમ શ્રાવિકા હોવાથી પોતાના ધર્મને જરા પણ ચૂકતી નથી. તેણીની નણંદ વગેરે સઘળાય લોક ધર્મના દ્વેષથી ડગલે ને પગલે તેણીના ઉપર ગુસ્સો કરે છે, તો પણ પોતાના જ કર્મના વૈચિત્ર્યને ચિંતવતી **શ્રીમતી** ધર્મથી જરા પણ ચલચિત્ત થતી નથી. દૃષ્ટિરાગને લઈને તેણીનો પતિ પણ ધીમે ધીમે તેના ઉપર વિરાગી થયો. અન્ય સ્ત્રીને પરણવાની અભિલાષાથી આને મારી નાંખવાની તેણે યોજના પણ ઘડી. ઘરના અંદરના ભાગમાં એક અંધારી ઓરડીમાં ઘડામાં તેણે સર્પ રાખીને ઘડો ઢાંકી દીધો. પછી તેણે **શ્રીમતીને** આદેશ કર્યો કે–'ઓરડામાં ઢાંકેલા ઘડામાંથી મને પુષ્પો લાવી આપ.' પતિનો આદેશ પામતાં જ **શ્રીમતી** નવકાર ગણતી ગણતી ઘરના અંદરના ભાગમાં ગઈ. હૃદયમાં નવકારને સ્થાપવાથી ગાઢ અંધકારમાં પણ તેણીને ભય ન લાગ્યો. તેણીએ ઢાંકણુ આઘું કરીને ઘડામાં હાથ નાંખ્યો. નમસ્કારના પ્રભાવથી તુષ્ટ થયેલી શાસનદેવીએ સાપને ખસેડી ઘડામાં સુગંધી પુષ્પો ગોઠવી દીધા હતા. તે પુષ્પો લઈને તેણીએ પોતાના પતિને સોંપ્યા. ચકિત થયેલા તેણે ત્યાં જઈને જોયું તો સાપ તો હતો જ નહીં પણ ઘડામાંથી દિવ્ય સુગંધ ફેલાતી હતી. હર્ષ પામેલા તેણે સહુને બોલાવી આ હકીકત જણાવી અને **શ્રીમતીના** પગમાં પડી વારંવાર પોતાના અપરાધની માફી માગી.

્રીમતી સમજાવે છે કે–' બીજું તો નહીં પરન્તુ હું એટલું ચ્છિું છું કે–હજુ પણ આપ મારા કહેવાથી આત્મહિતને ાધો.' પછી ઉપશાન્ત થયેલા તેને શ્રીમતીએ અરિહંતપ્રભુનો ર્મ સંભળાવ્યો, કર્મની લઘુતાથી તે પણ બોધ પામ્યો. દ્ધધર્મની પ્રાપ્તિથી કુટુંબ પણ સંતોષ પામ્યું અને તેના ર્ષથી હે રાજપુત્ર! આ મહોત્સવ શરૂ કરવામાં આવ્યો . સુશ્રાવિકાનું આ અદ્ભુત ચરિત્ર સાંભળી અત્યન્ત હર્ષ ામેલો રાજપુત્ર પોતાના મિત્ર સુમતિને કહે છે કે–' મિત્ર! ા લોકમાં પણ નમસ્કારનું ફળ કેટલું મોટું છે? ધન, ા, સુખ વગેરે તમામ સુંદર સામગ્રી એના પ્રભાવથી ળી શકે છે.'

## જિનદાસ.

રાજસિંહ અને તેના મિત્ર પોતનપુરનગરથી આગળ ાતાં ધીમે ધીમે ક્ષિતિપ્રતિષ્ઠિતનગરે પહોંચ્યા. આખા રને આનંદકલ્લોલ કરતું જોઈને વિસ્મય પામેલા રાજ-ારે કોઈ એક નાગરિકને નગરના હર્ષનું કારણ પૂછ્યું. ારિક કહે છે કે–" આ નગરમાં બલ નામનો બળવાન ા છે. એક વાર અત્યન્ત વૃષ્ટિ થવાથી નદીમાં મોટું પૂર ્યું. લોકો તે જોવા આવ્યા. એમાં એક હોંશિયાર ાળ પૂરમાં તણાતા મોટા બીજોરાને જોઈને નદીમાં ો. અને બીજોરું લઈને રાજાને સોંપ્યું. એનો વર્ણ, ્ગંધ તથા એનો સ્વાદ જોઈને રાજા ખૂશ થઈ ગયો. કોટવાળનો સત્કાર કરીને તેને પૂછ્યું કે–' તેં આ

ક્યાંથી મેળવ્યું ?' તેણે કહ્યું કે–' નદીના પૂરમાંથી.' ત્યારે રાજાએ પણ એનું મૂળ શોધી કાઢવાનો આદેશ કર્યો. તેની શોધ માટે નદીના કિનારે કિનારે ચાલતાં તે વન સુધી પહોંચી ગયો. વનમાં જવા તૈયાર થાય છે, ત્યાં પાસે રહેલા ગોવાળિયાઓ કહે છે કે–' ભાઈ, જે કોઈ અહીંથી ફળ લઈ જાય છે, તે અવશ્ય મૃત્યુ પામે છે, માટે ફળની લાલચ રાખીશ નહિ.' તેણે તો ખાલી હાથે પાછા ફરીને રાજાને હકીકત જણાવી. ફળની લાલસાને આધીન થયેલો રાજા પણ મર્યાદા મૂકીને કહે છે કે–' તારે વારાફરતી એકેક માણસને મોકલીને હંમેશને માટે મારા માટે એક બીજોરું મંગાવવું.' નગરના તમામ લોકોના નામની પત્રિકા લખીને કોટવાળે ઘડામાં નંખાવી અને હંમેશાં કુમારી કન્યા મારફત ચિટ્ઠી કઢાવે છે. જેના નામની ચિટ્ઠી નીકળે, તેને વનમા મોકલી તેના દ્વારા બીજોરું મંગાવે છે. પછી તે જનારો તો બીચારો મરણ જ પામે છે. આમ રોજ એક એક માણસને મરવું પડે છે, એટલે લોક તો બીચારા ત્રાસી ગયો. એવામાં એક વાર **જિનદાસ** નામના શ્રાવકનો વારો આવ્યો. હવે મરવાનું જ છે તો અન્તિમ આરાધના મારે કરી લેવી જોઈએ–એમ વિચારી, ધર્માત્મા એવો તે ગૃહચૈત્યમાં પૂજા કરી, સહુને ખમાવી, આગાર સહિત પચ્ચક્ખાણ કરી, મનની સમાધિને જાળવી બીજોરું લેવાને વનમાં ગયો. ઉચ્ચ સ્વરે નમસ્કારને ગણતો **જિનદાસ** વનમાં પેઠો. વ્રતની વિરાધનાથી વ્યંતરમાં ઉત્પન્ન થયેલો એક ક્ષુદ્ર દેવતા ત્યાંનો

અધિષ્ઠાયક હતો. નવકારના શ્રવણથી તેને પોતાના પૂર્વ-જન્મનું ભાન થયું, એટલે શ્રાવકની પાસે આવી હાથ જોડીને તે ભક્તિપૂર્વક કહે છે કે-' આપે મને ધર્મ પમાડ્યો, માટે આજથી આપ મારા ગુરુ છો, મારા માટે પૂજ્ય છો, આપ આપના સ્થાને રહેજો. હું આપને હંમેશાં ફળ આપી જઈશ.' **જિનદાસ** કૃતકૃત્ય થઈ પાછો ફર્યો અને તેણે રાજાને બધી વાત કરી. રાજા અત્યંત ખૂશ થઈ ગયો અને જિન-ધર્મની સ્તુતિ કરવા લાગ્યો. **જિનદાસ**નો પણ તેણે ઘણો સત્કાર કર્યો. આખા નગરમાં હર્ષ ફેલાયો : અને આ કારણે હે રાજપુત્ર ! હાલમાં અહિંના રાજાએ આ ઉત્સવ કરાવ્યો છે." ઉત્સવનું કારણ સાંભળીને રાજકુમાર **સુમતિ**ને કહે છે કે-' પરમેષ્ઠિનમસ્કારનું આ કેવું ફળ છે કે આ ભવમાં જ તે સુખને આપનારો થાય છે ? '

હવે નમસ્કારના પારલૌકિક ફળ સંબંધી **ચંડ-પિંગલ**નું દૃષ્ટાન્ત કહીશું.

## ચંડપિંગલ ચોર.

આગળ ચાલતાં રાજપુત્ર અને તેનો મિત્ર **વસંતપુર**-નગરે પહોંચ્યા. ત્યાં સહુ કોઈને નવકાર ગણતાં જોઈ વિસ્મય પામેલો કુમાર મિત્રને પૂછે છે કે-' અહિંનો સમસ્ત લોક ઉલટભેર નવકારનો પાઠ કરે છે, તેનું કારણ શું છે ? તેની જરા તપાસ કરી જૂઓ. ' કોઈની પાસેથી બાતમી મેળવીને કુમાર પાસે આવીને **સુમતિ** કહે છે કે-' આ નગરમાં **જિતશત્રુ** રાજા હતો. તેને **ભદ્રા** નામની ગુણસંપન્ન રાણી

હતી. **ચંડપિંગલ** નામનો ચોર ક્યાંકથી આવીને હંમેશાં નગરને સતાવતો હતો. એક વાર તો રાજાના ભંડારને ફોડીને તેમાંથી સુંદર હાર ચોરી ગયો અને જઈને તે જ નગરીમાં **કલાવતી** નામની કોઈક કલાસંપન્ન ગણિકાને તે હાર આપ્યો તથા તેણીની સાથે ભોગસુખ ભોગવવા લાગ્યો. એવામાં અનંગત્રયોદશી આવી. તે મહોત્સવ પ્રસંગે સઘળીએ વેશ્યાઓ અલંકારો પહેરી, શણગાર સજીને વનમાં ક્રીડા કરવા આવી પહોંચી. **કલાવતી** પણ ચોર પાસેથી મેળવેલો હાર પહેરીને સૌની સાથે આવી. તે વખતે મહારાણીની દાસીઓ પણ ઉત્સવ જોવા આવેલી. આ મનોહર હાર જોઈને તેણીએ ઓળખી લીધો અને જઈને રાણીને વાત કહી. રાણીએ રાજાને વાત કરી અને રાજાએ મંત્રીને કહ્યું કે–'હાલમાં આ **કલાવતી** કોની સાથે સંગ કરે છે તે તપાસજો.' મંત્રીએ તપાસ કરીને '**ચંડપિંગલ** સાથે રહે છે' તેમ રાજાને જણાવ્યું. રાજાએ **કલાવતી**ના ઘરને ઘેરી લીધું. **ચંડપિંગલ**ને પકડી લીધો અને શૂળીએ ચઢાવ્યો. **કલાવતી** વેશ્યા હોવા છતાં અલ્પાંશે શ્રાવિકાનો આચાર પાળનારી હતી. તેણીને થયું કે–'અહો ! ખેદની વાત છે કે-મારા પ્રમાદથી આ બીચારો આવી દશાને પામ્યો. મારે પણ આજથી માંડીને બીજા પુરુષોથી સર્યું. હવે તો હું આને નવકાર આપું.' આમ વિચારી, શૂળી પાસે જઈને તેણીએ તેને નવકાર આપ્યો અને 'આ નમસ્કારના પ્રભાવથી હું મરીને આ જ રાજાનો પુત્ર થાઉં'–આવું નિયાણું એની પાસે કરાવ્યું. ચોર મરીને બરાબર રાજાનો જ પુત્ર થયો, કારણ

કે—ફળપ્રદાનમાં નમસ્કાર કામધેનુતુલ્ય છે. રાજાએ જન્મોત્સવ કર્યો અને **પુરંદર** એવું એનું નામ પાડ્યું. તેના મરણથી ગર્ભનો કાળ જાણીને **કલાવતી** સમજી ગઈ કે—' આ રાજપુત્ર જ મારો પ્રાણપ્રિય છે.' રાજપુત્રને તેણી વારંવાર રમાડવા લાગી અને જો તે રૂદન કરતો હોય, તો કહે કે—' રડીશ નહિ !' **ચંડપિંગલ**ને વારંવાર પોતાનું પૂર્વનું વૃત્તાંત સાંભળીને અને **કલાવતી**ની મુખમુદ્રા જોઈને પૂર્વભવ યાદ આવ્યો. **જિતશત્રુ**ના અવસાન બાદ તે **પુરંદર** રાજા થયો: અને **કલાવતી**એ અન્ય કોઈ પુરુષનો સંગ કર્યો નથી, એવું જાણવાથી તેણીનો સ્વીકાર કર્યો. આ સઘળું નવકારનું ફળ છે, એમ જાણી જિનધર્મમાં રક્ત થયેલો રાજા હંમેશાં નવકારનું પઠન કરે છે. ત્યારથી લોક પણ નવકાર ગણવા લાગ્યો છે. આ કહેણી ખોટી નથી કે—' यथा राजा तथा प्रजा।' **સુમતિ**ના મુખથી આ કથાનક સાંભળી સંતોષ પામેલો રાજપુત્ર કહે છે કે—' જૂઓ ! આ ચોરને પરલોકમાં આ મંત્ર કેવી સુંદર રીતિએ ફળ્યો ?'

## હુંડિક યક્ષ.

હવે પરલોકના ફળને દર્શાવતું હુંડિક યક્ષનું દૃષ્ટાન્ત વર્ણવીએ છીએ.

આગળ ચાલતાં **રાજસિંહ** અને **સુમતિ** **મથુરા**-નગરીએ પહોંચ્યા. ત્યાં પૂર્વદિશામાં યક્ષનું મંદિર જોયું. તેની આગળના ભાગમાં શૂળીએ ચડાવેલ ચોર અને તેને અપાતો નમસ્કાર, આવું દૃશ્ય જોવામાં આવ્યું. આ અદ્ભૂત

ઘટના જોઈને રાજપુત્ર ત્યાંના પૂજારીને પૂછે છે કે–'ભાઈ, આ શું બીના છે, તે જણાવ તો ખરો.' પૂજારી કહે છે કે– 'અહીં શત્રુમર્દન રાજા છે તથા આ નગરમાં જિનદત્ત નામનો શ્રેષ્ઠિ છે. તે શ્રાવક છે, દયાળુ છે તથા સત્ત્વશાળી છે. એક વાર અહીંયા હુંડિક નામનો કળાબાજ ચોર ચોરી કરવા આવ્યો અને કોઈ શેઠના ઘરમાં ખાતર પાડી ચોરી કરવા ગયો ત્યાં પકડાયો. રાજપુરુષોએ પકડીને તેને રાજાને સોંપ્યો. રાજાએ પણ હુકમ કાઢ્યો કે–'વિડંબના પમાડીને એને ફાંસીએ લટકાવો.' રાજપુરુષોએ ચૉરે અને ચૌટે જાહેરાત કરીને નાગરિકોને જણાવ્યું કે–'આ હુંડિક ચોરે ચોરી કરેલી હોવાથી એને વધનાં સ્થાને પહોંચાડવામાં આવે છે. બીજો પણ જો કોઈ આવો ગુન્હો કરશે, તો તેને પણ તેવી જ શિક્ષા કરવામાં આવશે, કારણ કે–આપણો ન્યાયનિષ્ઠ રાજા પોતાનો અપરાધ પણ સહન કરે તેવો નથી.' ગધેડા ઉપર બેસાડી, આખા નગરમાં ફેરવી, અનેક વિટંબણાઓ પમાડીને તેને ફાંસીના સ્થાને લઈ ગયા અને ફાંસીએ લટકાવ્યો. એ વખતે કોણ કોણ એને કઈ કઈ સહાય આપે છે, તે જાણવા માટે ચરપુરુષોને મૂકી દીધા. અતિ તાપની પીડાથી તેને બીચારાને તૃષા ખૂબ લાગી હતી, એટલે જે કોઈ પાસે જાય તેની પાસે તે પાણી માગવા લાગ્યો, પરંતુ રાજાના ભયથી કોઈ એને પાણી તે સુદ્ધાં આપતું નથી. હવે એ જ માર્ગે થઈને જિનદત્ત શ્રેષ્ઠિ આવ્યો. જ્યારે એની પાસે પાણી માગ્યું, ત્યારે દયાળુ શ્રેષ્ઠિએ કહ્યું કે–'હું તને પાણી પાઈશ, પણ તું એકાગ્ર મને નમસ્કારમંત્રને યાદ કર,

કે જેથી તારી સદ્‌ગતિ થાય. હિંસા કરનારો, જૂઠ બોલનારો, ચોરી કરનારો, પરસ્ત્રીગમન કરનારો અને બીજા પણ નિંદનીય મહાપાપોમાં રક્ત તથા આવા પાપોને પરવશ થઈને જે દુર્ગતિમાં જવાને જ સરજાયેલ છે, એવો મનુષ્ય પણ જો આ મહામંત્રને એક છેવટની ઘડીએ પણ સાચા દિલથી સંભારી લે છે, તો તે મનુષ્ય સ્વર્ગગામી થાય છે.' શ્રાવકના વચનથી તે ચોર સર્વ દુઃખને હરનાર તે મહામંત્રને વારંવાર યાદ કરવા લાગ્યો. હવે શ્રાવક ઘેર જઈ પાણી લઈને પાછો ફરે છે, ત્યાં તો ચોર પ્રાણમુક્ત થયો અને મહર્ધિક યક્ષોમાં દેવ તરીકે ઉત્પન્ન થયો. લોકમાં પણ કહેવાય છે કે-' અંતે જેવી મતિ તેવી ગતિ.' આ પછી ચરપુરુષોએ જઈને રાજાને **જિનદાસ**નો વૃત્તાન્ત જણાવ્યો. એના માટે પણ રાજાએ ફાંસીનો હુકમ કાઢ્યો. રાજપુરુષોએ ગધેડા ઉપર બેસાડી, એની વિડંબના કરવાની જ્યાં તૈયારી કરી, ત્યાં તો યક્ષદેવતાએ પોતાના ગુરુની આ દશા જોઈ, નગરના લોકોને શિક્ષા કરવા માટે એક પત્થરની મોટી શિલા બનાવી અને રાજા વગેરે લોકોને ઉદ્દેશીને કહ્યું કે-' રે, અધમ પુરુષો ! આ તમે શું માંડ્યું છે ? કરુણાના સાગર અને મારા સ્વામી શ્રી **જિનદત્ત**ની જો વિડંબના કરી, તો સમજી લેજો કે-તમને સૌને આ શિલાથી ચૂરી નાંખીશ.' આ સાંભળતાં જ રાજા વગેરે તમામ લોકો એટલા ભયભીત થઈ ગયા, કે જેની વિડંબના કરવા ધારી હતી, તેની જ પુષ્પાદિકથી પૂજા કરવા લાગી ગયા. મરણનો ભય કોને ન હોય ? નમસ્કાર કરીને વિનંતિ કરે છે કે-' સ્વામિન્ ! અજ્ઞાનથી અમે જે અપરાધ

કર્યો, તેની ક્ષમા કરો.' યક્ષ કહે છે કે–' આ શ્રાવકનું તમે બધા શરણું સ્વીકારો અને પૂર્વદિશામાં મારું મંદિર કરાવો.' પછી રાજાએ ગંધહસ્તિ ઉપર શ્રેષ્ઠિને બેસાડીને નગરમાં પ્રવેશ કરાવ્યો અને વારંવાર પોતાની ભૂલની માફી માગી તથા શ્રાવકની પ્રતિમા સહિત હુંડિક યક્ષનું મંદિર બંધાવ્યું. આ સાંભળી હર્ષ પામેલો રાજપુત્ર પોતાના મિત્રને કહે છે કે–' નમસ્કારના સ્મરણથી આ ચોર પણ જેમ મહર્ધિક યક્ષ થયો, તેમ હું પણ પૂર્વે ભીલ હતો અને પરમેષ્ઠિમંત્રના પ્રતાપે આજ રાજકુળના સુખ ભોગવું છું.' રાજપુત્રની આ વાત સાંભળીને સુમતિ પૂછે છે કે–' આપ વળી ભીલ શી રીતે હતા?' કુમાર પોતાનો પૂર્વભવ જ્યારે કહી સંભળાવે છે, ત્યારે આશ્ચર્ય પામેલો સુમતિ કહે છે કે–' ખરે! મને તો લાગે છે કે–આપ આપના પૂર્વભવની રત્નવતીને પરણવા જ નીકળ્યા છો, પરંતુ તેણી તો પુરુષમાત્રની દ્વેષિણી છે, એટલે એણીને જોવી પણ અશક્ય છે, તો પછી વાતચીતનો પ્રસંગ મળે જ શાનો?'

કુમાર કહે છે કે–' મિત્ર! આવી ચિંતા શા માટે કરવી? કેમ કે–જેની ચિંતવના પણ ન કરી હોય, તેવાં કાર્યો પણ વિધિ પાર પાડી આપે છે: અને પુરુષે ગમે તેટલું ધાર્યું હોય પણ જો વિધિ વિપરીત હોય, તો એક પણ કામ પાર પડતું નથી.'

કુમાર પોતાના મિત્રસહિત તે નગરથી આગળ ચાલ્યો. કેટલીક વારે તેઓ કોઈ એક સરોવરે પહોંચ્યા. તાપ બખૂ

પડતો હતો. ઉપરાન્ત રસ્તાનો થાક પણ લાગેલો, એટલે કુમારને ઘણી જ તૃષા લાગી હતી. સરોવરના કિનારે સ્નાનાદિ કરીને રાજપુત્ર વિશ્રાન્તિ લેવા માટે ક્ષણવારને માટે એક વૃક્ષ નીચે સૂઈ ગયો. **સુમતિ** બાજુઓની લતાઓમાં જેટલામાં પુષ્પો એકઠાં કરવા ગયો, તેટલામાં તેણે આકાશ-માર્ગે આવતા કોઈ વિદ્યાધરને જોયો. દેવકુમાર જેવા કુમારને જોઈને તેને ચિંતા થઈ કે–'મારી પાછળ આવતી મારી સ્ત્રી આને જોઈને જરૂર રાગી થશે.' આ ચિંતાથી તેણે લતાઓમાંથી અમુક ઔષધિ ગ્રહણ કરીને, ઘસીને, કુમારના ઉપર છાંટી. તરત જ કુમાર સ્ત્રીસ્વરૂપ થઈ ગયો. વિદ્યાધરના ગયા બાદ તરત જ એની સ્ત્રી એ માર્ગે આવી પહોંચી. સ્ત્રીના સ્વરૂપમાં કુમારને જોઈને તેણીને ચિંતા થઈ કે–'આ સ્ત્રીને જોઈને મારો પતિ આનામાં આસક્ત થશે.' આ વિચારથી તેણીએ બીજી ઔષધિ છાંટીને કુમારને પુરુષ સ્વરૂપમાં કરી દીધો. **સુમતિ** લતાઓની મધ્યે રહ્યો થકો આ બધું જોઈ રહ્યો હતો. કુમાર જાગ્યો એટલે એને બન્ને ઔષધિઓ બતાવી અને તેની શું અસર નીપજે છે, વગેરે વૃત્તાન્ત કહ્યો.

પછી આગળ ચાલતાં તેઓ **પદ્મપુરનગરે** પહોંચ્યા. ત્યાં સુવર્ણમય જિનાલયમાં બન્ને જણાં સ્ત્રીનું રૂપ લઈને ગયા. **રત્નવતી** પણ સ્ત્રીઓના પરિવારની સાથે તે જ સમયે ત્યાં આવી પહોંચી. પુષ્પ–ચંદનાદિથી પ્રભુપૂજા કરીને પાછા ફરતાં, રાજપુત્રીએ દેવાંગના જેવી કુમારસ્ત્રીને જોઈ

અને જોતાં જ હર્ષ પામીને પૂછયું કે–'તું ક્યાંથી આવી છો?' મિત્રસ્ત્રીએ કહ્યું કે–'મારી સખી અન્ય સ્થાનેથી અહીં આવી છે.' ફરી **રત્નવતી** કહે છે કે–'તારી સખીને જોતાં જ મને અપૂર્વ આનંદ થાય છે–ઉલ્લાસ થાય છે, તો તમે બંને મારે ઘેર પધારો.' બંને કૃત્રિમસ્ત્રીઓ ત્યાં ગઈ અને ઘણો વખત ત્યાં રહી. પ્રસંગ પામીને એક વાર કુમારસ્ત્રીએ રાજપુત્રીને કહ્યું કે–'હજી તારા પૂર્વભવના પતિ ભીલનો પત્તો લાગી શકયો નથી અને અનુપમ પતિ વિના ગમે તેવી રૂપસંપન્ન અને મનોહર કન્યા પણ શોભા પામતી નથી, તો હવે તો કોઈ યોગ્ય રાજકુમારને પસંદ કરીને તું લગ્ન કરી લે તો ઠીક થાય.'

**રત્નવતી**એ કહ્યું કે–'મારા પૂર્વભવના પતિ સિવાય દેવેન્દ્રને પણ હું વરવાની નથી.'

કુમારસ્ત્રી કહે છે કે–'જો એમ છે, તો અરણ્યમાં રહેલા માલતી પુષ્પની માફક ભોગ વિનાનું તારું યૌવન નિષ્ફળ જશે.'

રાજપુત્રી કહે છે કે–'પતિ કરવાનો છે, તે ચિત્તની શાન્તિ માટે કરવાનો છે અને તે શાન્તિ મને તારાથી જ મળી રહે છે, તો મારે હવે બીજા કોઈનું કામ નથી.'

કુમારસ્ત્રી પૂછે છે કે–'તારા પૂર્વપતિને ઓળખવો શી રીતે? તે તો કહે.'

રાજપુત્રી કહે છે કે–'મારી પૂર્વજન્મની કરણી જે જાણતો હોય, તે જ મારો સ્વામી છે.

કુમારસ્ત્રી બોલી કે–'દમસારમહર્ષિએ બતાવેલા નમસ્કારનું નિરંતર સ્મરણ કરતાં મરીને તું રાજપુત્રી થઈ છે.'

આ સાંભળતાં જ રાજપુત્રી એની સખીને પૂછે કે–'આ તારી સખી સ્વયં આ વાત જાણે છે કે કોઈની પાસેથી જાણીને મને કહે છે?'

સખી જણાવે છે કે–'આ સ્વયં જાણીને કહે છે અને આ જ તારો પૂર્વજન્મનો પતિ છે, માટે તો તારું મન આને વિષે ઠરે છે. બીજું એની ચેષ્ટા વગેરે પણ પુરુષને અનુરૂપ હોય એવું લાગે છે. વળી પતિસમાગમથી સ્ત્રીઓમાં જે વિકાર દેખાય, તેવા વિકારો તારામાં આના સમાગમથી થતા દેખાય છે; માટે મારું તો માનવું છે કે–'ચોક્કસ આ જ તારો પૂર્વનો પતિ છે અને કૃત્રિમસ્ત્રીનું રૂપ લઈને અહીં આવેલ હોય એમ મને લાગે છે.'

પછી રત્નવતીના આગ્રહથી બંને કૃત્રિમસ્ત્રીઓએ બીજી ઔષધિનો ઉપયોગ કરીને પોતાનું પુરુષનું સ્વરૂપ પ્રગટ કર્યું.

કુમારનું રૂપ જોઈને અત્યંત હર્ષમાં આવેલી રાજકન્યાએ કહ્યું કે–'નાથ! જેમ આપે આપનું રૂપ પ્રગટ કર્યું, તેમ કૃપા કરીને આપનું કૂળ પણ અમને કહી સંભળાવો.'

કુમારની આજ્ઞાથી સુમતિએ સઘળોય પ્રબંધ કહી સંભળાવ્યો. રાજાએ તે વૃત્તાંત જાણ્યો અને અત્યન્ત હર્ષથી પોતાની પુત્રી રાજકુમારને આપી તથા ભક્તિથી હાથી, ઘોડા વગેરે પણ આપ્યું. રાજસિંહ ભાગ્યથી પ્રાપ્ત થયેલા ઉત્તમ કોટિના ભોગસુખ ભોગવવા લાગ્યો.

એના પિતાને આ વાતની ખબર પડતાં, દૂતદ્વારા લેખ મોકલીને જણાવ્યું કે–'શ્રી **મણિમંદિર**નગરથી રાજા **રાજમૃગાંક**, કુમાર **રાજસિંહ**ને સ્નેહપૂર્વક–ઉત્કંઠાપૂર્વક જણાવે છે કે–' અમે ક્ષેમકુશળ છીએ, પરંતુ તારો વિરહ અમોને સાલે છે, તારા દર્શન માટે અમે ઝંખીએ છીએ. બીજી વાત એ કે–મારી વૃદ્ધાવસ્થા છે અને વ્રત લેવાની અમારી મનઃકામના છે, તો તું જલ્દી આવીને રાજ્યનો સ્વીકાર કર.'

કુમારને પણ પિતાને મળવાની ઉત્કંઠા થઈ. તેણે **પદ્મરાજા** પાસે વિદાયગીરી માંગી. તે ચતુરંગી સેના લઈને પોતાના નગરભણી ચાલ્યો. તેણે **રત્નવતી**ની સાથે હાથી ર બેસીને નગરમાં પ્રવેશ કર્યો. તેણે ભક્તિથી માતા–ાના ચરણોમાં નમસ્કાર કર્યો. પિતાએ તેને આશીર્વાદ આપ્યો અને વિચાર કર્યો કે–' પુત્રને રાજગાદીએ બેસાડીને હું હવે ધર્મનો આશ્રય કરું.'

એટલામાં ઉદ્યાનપાલ આવી નમસ્કાર કરીને વિજ્ઞપ્તિ કરે છે કે–'રાજન્! ઉદ્યાનમાં આચાર્ય **ગુણસાગર** પધાર્યા છે.'

રાજા આનંદ પામે છે કે–' મારું કેટલું અહોભાગ્ય કે–બરાબર અવસરે ગુરુમહારાજ પણ પધાર્યા.'

પછી **રાજસિંહ**ને ગાદીએ બેસાડ્યો. રાજાએ યાચકોને દાન આપી, જિનમંદિરોમાં પૂજા કરી, હાથી ઉપર બેસીને **રાજસિંહ**ની સાથે ગુરુ સમીપે ગયા. રાજાએ ગુરુને

નમસ્કાર કરીને વિનંતિ કરી કે–' ભગવન્ ! કૃપા કરી મને દીક્ષારૂપી નૌકા આપો અને આ ભયાનક સમુદ્રથી તારો.'

ગુરુએ વિધિપૂર્વક રાજાને વ્રતો આપ્યાં. રાજર્ષિ પણ તપ તપીને સદ્ગતિ પામ્યો. **રાજસિંહ** અને **રત્નવતી** રાણીએ સમ્યક્ત્વપૂર્વક ગૃહસ્થધર્મ અંગીકાર કર્યો. પછી ગુરુને નમસ્કાર કરી **રાજસિંહ** રાજા પોતાને સ્થાને ગયો અને આચાર્ય મહારાજ પોતાના પરિવાર સાથે અન્યત્ર વિહાર કરી ગયા.

**રાજસિંહે** ચિરકાળ સુધી રાજ્યનું પાલન કર્યું. નમસ્કારના પ્રભાવથી બળવાન દુશ્મન રાજાઓ પણ તેને વશ થઈ ગયા. પોતાના સમસ્ત રાજ્યની ભૂમિને તેણે ચૈત્યોથી વિભૂષિત કરી.

હવે એક વાર જ્યારે રાજા માંદો પડ્યો, ત્યારે પોતાની અંતિમ આરાધના માટે રાજાએ **પ્રતાપસિંહ** નામના પોતાના પુત્રને ગાદીએ બેસાડ્યો અને ધર્માચાર્યને બોલાવ્યા. તેઓનાં ચરણોમાં નમસ્કાર કરી રાજાએ હાથ જોડીને કહ્યું કે–' ભગવન્ ! હવે અવસરોચિત કંઈક આદેશ કરો.'

ગુરુ કહે છે કે–' મહાનુભાવ ! સઘળી આશંસા છોડી સમ્યક્ પ્રકારે આરાધન કર, જ્ઞાનાદિ આચારને વિષે લાગેલા અતિચારોનું કથન કર અને પુનઃ વ્રતોચ્ચારણ કર: પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, વનસ્પતિ, બેઈન્દ્રિય, તેઈન્દ્રિય, ચઉરિન્દ્રિય, નારકી, તિર્યંચ, મનુષ્ય અને દેવ–એમ તમામ

જીવોની સાથે ક્ષમાપના કરી લે : કોઈની પણ સાથે વૈરભાવ રાખીશ નહિં : હિંસા, જૂઠ, ચોરી વગેરે અઢારેય પાપોનો ત્યાગ કર : ભૂતકાળમાં પણ જે કોઈ પાપકાર્યો કર્યાં હોય, તેની આત્મસાક્ષીએ નિંદા કર : વિધિપૂર્વક દાન–શીલાદિ જે સુકૃતો કર્યાં હોય, તેની મન–વચન–કાયાથી અનુમોદના કર : અરિહંત, સિદ્ધ, સાધુ અને જિનપ્રણીતધર્મ–એ ચાર શરણ કરવાલાયક છે, તેનું તું શરણું સ્વીકાર : ચારેય પ્રકારના આહારનો ત્યાગ કર અને વારંવાર નવકારનું સ્મરણ કર.

'હું કોઈનો નથી અને મારું કોઈ નથી.'–આ પ્રમાણેની ભાવનાવડે દેહમાં પણ નિર્મમ બની જિનચરણોની સેવાની જ એક આશંસા રાખ.'

આ પ્રમાણે સમાધિપૂર્વકની આરાધનાથી રાજસિંહ મરીને બ્રહ્મદેવલોકમાં દશ સાગરોપમનાં આયુષ્યવાળો દેવેન્દ્ર થયો.

રત્નવતી પણ આરાધનાપૂર્વક મરીને તે જ દેવલોકમાં ઉત્પન્ન થઈ. ત્યાંથી ચ્યવીને બંને આત્માઓ મોક્ષસંપત્તિને પામશે.

આ પ્રમાણે નમસ્કારનાં સ્મરણથી ભીલ–ભીલડીને મળેલા દેવ–મનુષ્યનાં સુખ અને પરંપરાએ મુક્તિનું સુખ તથા બીજા દૃષ્ટાન્તોમાં પણ જે ફળ બતાવ્યું, તે સમજીને, હે ભવ્ય જીવો! પંચપરમેષ્ઠિનમસ્કારમંત્રને તમે નિરંતર યાદ કરો, કે જેથી તમારો પણ ભવનો ભય નાશ પામે.

卐

# ૧૩

## નમસ્કારનું નિશ્ચય સ્વરૂપ.

### [ ઉપસંહાર. ]

મંત્રાધિરાજ શ્રી પંચપરમેષ્ઠિનમસ્કારમંત્રનો શ્રી જૈનશાસનમાં ખૂબ ખૂબ મહિમા ગવાય છે. શ્રી જૈનશાસનના તમામ શાસ્ત્રોમાં એનો મહિમા વર્ણવાયો છે અને તેથી જૈનકુળનું નાનું બાળક પણ નવકારને જાણતું જ હોય છે. નવકારને ચૌદ પૂર્વનો સાર કહેવાય છે, અર્થાત્ ચૌદ પૂર્વ સમસ્ત જૈનશાસનનો સાર છે અને તેનો પણ આ નવકાર-મહામંત્ર છે. આ ગ્રંથમાં પણ નવકારનો મહિમા અનેક રીતે બતાવવા પ્રયાસ કર્યો છે. નવકારના મહિમાને સૂચવ-નારી કથાઓ વગેરેનું વર્ણન કરીને પણ નવકારનું માહાત્મ્ય ગાવા માટે કોશિષ કરી છે. આટલું બધું માહાત્મ્ય વાંચ્યા, વિચાર્યા કે સાંભળ્યા પછી જિજ્ઞાસુ જીવને જરૂર એમ થાય કે–આ મંત્રમાં એવું શું છે, કે જેથી તેનો આટલો બધો મહિમા વર્ણવવામાં આવે છે? કહેવા માત્રથી તો ગમે તે વસ્તુનો મહિમા જેમ કહેવો હોય, તેમ કહી શકાય છે પણ તેનો મર્મ જ્યાં સુધી સમજાય નહિ, ત્યાં સુધી અંતરંગ શ્રદ્ધા પારમાર્થિક રીતે થઈ શકતી નથી અને એટલા જ માટે નવકારનું પારમાર્થિક સ્વરૂપ શું છે? તે સમજવાની પૂરી આવશ્યકતા સિદ્ધ થાય છે.

પારમાર્થિક સ્વરૂપ કહો કે નિશ્ચય સ્વરૂપ કહો, બંને એક જ વાત છે. પરમાર્થથી નવકાર એ પોતાનો આત્મા જ છે, કારણ કે-તેના પ્રથમ બે પદમાં આત્માનું શુદ્ધ સ્વરૂપ કેવું હોય તેનું વર્ણન કરવામાં આવ્યું છે. અરિહંત અને સિદ્ધ-એ આત્માનું જ શુદ્ધ સ્વરૂપ છે. પછીના ત્રણ પદમાં શુદ્ધ સ્વરૂપની પ્રાપ્તિના ઉપાયનું વર્ણન કર્યું છે. શુદ્ધ સ્વરૂપની પ્રાપ્તિનો ઉપાય સંવર અને નિર્જરા છે. આચાર્ય, ઉપાધ્યાય અને સાધુઓ સંવર-નિર્જરાદ્વારા આત્માના શુદ્ધ વીતરાગ સ્વરૂપની પ્રાપ્તિને માટે નિરંતર પ્રયત્નશીલ હોય છે. વ્યક્તિ તરફ લક્ષ્ય નહિ આપતાં, જો સંવર અને નિર્જરાસ્વરૂપની સાધના તરફ લક્ષ્ય આપીએ, તો એ ત્રણ પદમાં સંવર અને નિર્જરાનું જ સ્વરૂપ બતાવ્યું છે એમ કહી શકાય. નમસ્કાર કરનારો જીવ આત્માના શુદ્ધ સ્વરૂપનો તથા તેની પ્રાપ્તિના ઉપાયરૂપ સંવર અને નિર્જરાતત્ત્વનો આદર કરે છે અને તે દ્વારા પોતાના તમામ પાપોનો નાશ કરે છે, તે વાત છઠ્ઠા તથા સાતમા પદથી વ્યક્ત થાય છે. તથા પોતે પણ ક્રમે કરીને તે જ ઉપાયથી પોતાનું શુદ્ધ સ્વરૂપ પ્રગટ કરી, તમામ કાષાયિક ભાવોના દુઃખથી બચી, સ્વરૂપનો અનંતો આનંદ અનુભવે છે, માટે તેને સૌથી પ્રથમ મંગળ

ગણવામાં આવે છે, એ વાત આઠમા તથા નવમા પદથી પ્રગટ થાય છે.

એ રીતે વસ્તુતઃ આ નવકારમાં સ્વઆત્માના જ પાંચ પર્યાયો(એટલે અવસ્થાઓ)નું વર્ણન કરવામાં આવ્યું છે. આપણો આત્મા જ અરિહંતસ્વરૂપ છે, સિદ્ધસ્વરૂપ છે, આચાર્યસ્વરૂપ છે, ઉપાધ્યાયસ્વરૂપ છે તથા સાધુસ્વરૂપ છે. શ્રી સિરિસિરિવાલ કહા નામના ગ્રન્થરત્નમાં ફરમાવ્યું છે કે—

"जं ज्झा या झायंतो अरिहंतं, रूव–सुपय–पिंडत्थं ।
अरिहंतपयमयं चेव, अप्पं पिक्खेइ पच्चक्खं ॥ १ ॥"

અર્થ–પિંડસ્થ, પદસ્થ અને રૂપસ્થસ્વરૂપવડે જે ધ્યાતા અરિહંતને ધ્યાવે છે, તે પોતાના આત્માને પ્રત્યક્ષ અરિહંતમય જૂએ છે. ૧.

તેને જ અનુસરીને રચાયેલ શ્રી શ્રીપાલરાસમાં પણ કહ્યું છે કે—

"અરિહંત પદ ધ્યાતો થકો, દવ્વહ ગુણ પજ્જાય રે,
ભેદ છેદ કરી આતમા, અરિહંત રૂપી થાય રે."
વીર જિનેસર ઉપદિશે. ૧.

અર્થ :–દ્રવ્ય–ગુણપર્યાયથી જે આત્મા અરિહંતપદનું ધ્યાન કરે છે, તે આત્મા અરિહંત અને પોતાની વચ્ચે રહેલા ભેદનો છેદ કરીને સ્વયં અરિહંતસ્વરૂપ થાય છે, એમ શ્રી વીરપરમાત્મા ઉપદેશે છે. ૧.

શ્રી પ્રવચનસારમાં પણ કહ્યું છે કે–

" जो जाणदि अरहंतं, दव्वत्त–गुणत्त–पज्जयत्तेहिं ।
सो जाणदि अप्पाणं, मोहो खलु जादि तस्स लयम् ॥१॥"

અર્થ–જે અરિહંતને દ્રવ્ય, ગુણ અને પર્યાયવડે જાણે છે, તે પોતાના આત્માને જાણે છે અને તેથી ખરેખર, તેનો મોહ નાશ પામે છે. ૧.

આ એક જ ગાથામાં તમામ શાસ્ત્રોનું રહસ્ય સમાઈ જતું હોય તેમ જણાઈ આવે છે. જે આત્માને મોહનો ક્ષય કરી, અરિહંતસ્વરૂપી થઈ, અનંત સુખના ભોક્તા થવું છે, તેને માટે આ જ એક ઉપાયનું અવલંબન જરૂરી છે. અરિહંતના ધ્યાનથી પોતાના શુદ્ધાત્માનું સ્વરૂપ સમજાય છે અને શુદ્ધ આત્મસ્વરૂપની યથાર્થ સમજણ થવાથી પુદ્ગલમાં આત્મપણાની મિથ્યા ભ્રાન્તિરૂપ અનાદિનો મિથ્યામોહ આપોઆપ નાશ પામે છે. સ્વ આત્મસ્વભાવની યથાર્થ શ્રદ્ધા એ જ સમ્યગ્દર્શનનું મૂળ છે. અરિહંતના આત્માનું દ્રવ્ય, ગુણ અને પર્યાયવડે ધ્યાન કરવાથી પોતાનો આત્મા પણ તે સ્વરૂપ જ છે તેનો ખ્યાલ આવે છે અને એ ખ્યાલ દૃઢ થતાં જ પરથી ભિન્ન પોતાના આત્મસ્વભાવની યથાર્થ શ્રદ્ધા દૃઢ થાય છે. આત્મસ્વભાવની યથાર્થ અને શુદ્ધ શ્રદ્ધાથી મોહ નાશ પામે છે.

અનાદિકાળથી જીવ સ્વને ભૂલી પર તરફ દૃષ્ટિ કરતો આવ્યો છે અને તે કારણે તેના રાગ–દ્વેષ કેમેય કરીને

ટળતાં નથી. એક વાર પણ જીવને એટલી શ્રદ્ધા થઈ જાય કે-નિશ્ચયથી 'હું સર્વ પરપદાર્થોથી ભિન્ન છું અને અનંત જ્ઞાન-દર્શનાદિ ગુણોનો પિંડ છું, પરપદાર્થથી મને અણુ માત્ર લાભ કે નુકશાન છે જ નહિ.' પછી પરપદાર્થો પ્રત્યે રાગ-દ્વેષ થવાનું તેને કાંઈ કારણ રહેતું નથી. વસ્તુ માત્ર અનાદિકાળથી છે, છે અને છે જ. જો વસ્તુ છે, તો તે દરેક વસ્તુનો સ્વભાવ પણ છે. દરેક વસ્તુ પોતાના સ્વભાવથી જ ત્રિકાળ ટકી રહી છે. વસ્તુસ્વભાવ સ્વતંત્ર છે પણ પરતંત્ર નથી. વસ્તુસ્વભાવ જો પરાધીન હોય, તો વસ્તુનો જ નાશ થઈ જાય. વસ્તુસ્વભાવ સ્વતંત્ર હોવાથી, એની અવસ્થાઓ પણ પોતાના સ્વભાવ અનુસાર જ સ્વતંત્રપણે પ્રગટ થાય છે. જીવ, પુદ્ગલ, કાળ, આકાશાદિ છએ દ્રવ્યો પરસ્પર અપ્રવેશી છે. એક ક્ષેત્રાવગાહે રહેવા છતાં એક દ્રવ્યનો અન્ય દ્રવ્યમાં પ્રવેશ નથી, એ એક મોટો ચમત્કાર છે. પૂજ્યપાદ શ્રીમદ્ **યશોવિજયજી** મહારાજ **જ્ઞાનસાર** ગ્રંથના ચૌદમા 'વિદ્યાષ્ટક'માં ફરમાવે છે કે-

"मिथोयुक्तपदार्थाना-मसंक्रमचमत्क्रिया ।
चिन्मात्रपरिणामेन, विदुषैवाऽनुभूयते ॥ १ ॥"

અર્થ-પરસ્પર મળેલા જીવપુદ્ગલાદિ દ્રવ્ય-પર્યાયરૂપ પદાર્થના અસંક્રમ એટલે એકબીજા સ્વરૂપે ન થવારૂપ અસંકરણ અર્થાત્ ભિન્નતાનો ચમત્કાર, જ્ઞાન માત્ર પરિણામવંત વિદ્વાન પુરુષથી જ અનુભવાય છે. ૧.

હવે જો એક દ્રવ્યનો અન્ય દ્રવ્યમાં પ્રવેશ જ નથી, તો તે અન્યને શું ગુણ–દોષ કે લાભ–હાનિ કરે? ન જ કરે. આત્મતત્ત્વને પણ આ જ નિયમ લાગુ પડે છે. આત્માને પરથી લેશ માત્ર લાભ–હાનિ થઈ શકતી નથી. છતાં આ જીવ અનાદિ મિથ્યામોહને વશ થઈ, પરથી પોતાને લાભ–હાનિ માની, રાગ–દ્વેષની આકુળતાથી એક ક્ષણવાર પણ વિરામ પામતો નથી. અજ્ઞાનવશ આત્મા પોતે જ પોતાના સ્વભાવને નહિ ઓળખવાથી, પરદ્રવ્યો પ્રત્યે રાગ–દ્વેષમાં જોડાય છે અને પરપદાર્થો સાથે એકત્વનો અર્થાત્ એકપણાનો અધ્યાસ કરે છે. એ એકત્વનો–એકપણાનો અધ્યાસ છોડાવવા માટે તથા આત્માને પોતાના જ સ્વભાવમાં નિમગ્ન બનાવવા માટે શાસ્ત્રકારમહર્ષિઓએ નિશ્ચયનયનું અવલંબન લેવા ફરમાવ્યું છે.

**સીમંધરસ્વામીને** વિનંતિરૂપ ૩૫૦ ગાથાના સ્તવનની ૧૬મી ઢાળમાં પૂજ્ય ઉપાધ્યાય શ્રી **યશોવિજયજી** મહારાજ ફરમાવે છે કે–

" શુદ્ધતા ધ્યાન એમ નિશ્ચયે આપનું,
તુઝ સમાપત્તિ ઔષધ સકલ પાપનું;
દ્રવ્ય અનુયોગ સંમતિ પ્રમુખથી લહી,
ભક્તિ વૈરાગ્ય ને જ્ઞાન ધરિયે સહી. ૧. "

**અર્થ**–શુદ્ધ સ્વરૂપનું ધ્યાન એ નિશ્ચયથી પોતાના સ્વરૂપનું જ ધ્યાન છે. શુદ્ધ આત્મસ્વરૂપનું એ ધ્યાન સર્વ પાપના નાશનું ઔષધ છે–સર્વ દોષોને નાશ કરવાનું

રસાયણ છે. ષડ્દ્રવ્યની વિચારણાસ્વરૂપ સમ્મતિતર્ક આદિ દ્રવ્યાનુયોગના મહા ગ્રન્થોથકી તે વાત જાણીને, અનુક્રમે ભક્તિ, વૈરાગ્ય અને જ્ઞાનદશાને અમે ધારણ કરીએ છીએ. અહીં ચતુર્થ ગુણસ્થાનકે ભક્તિ અવસ્થા મુખ્ય છે, પાંચમા-છટ્ઠા, ગુણસ્થાનકે વૈરાગ્યદશા મુખ્ય છે તથા અપ્રમત્ત સંયતથી ક્ષીણમોહાદિ ગુણસ્થાનપર્યંત જ્ઞાનદશા મુખ્ય છે. ગૌણપણે જ્ઞાનદશા ચતુર્થાદિ ગુણસ્થાનકે પણ હોય છે, કે જેથી મુખ્યપણે જ્યાં ભક્તિ આદિની આરાધના હોય, ત્યાં પણ શક્તિ અનુસાર જ્ઞાન-વૈરાગ્યદશાનું અવલંબન પણ હોય જ છે. ૧.

શુદ્ધનયના ધ્યાનનો મહિમા બતાવતાં વળી આગળ કહે છે કે-

"જેહ અહંકાર મમકારનું બંધનં,
શુદ્ધ નય તે દહે દહન જિમ ઇંધનં;
શુદ્ધ નય દીપિકા મુક્તિ મારગ ભણી,
શુદ્ધ નય આથિ છે સાધુને આપણી. ૨."

અર્થ-અગ્નિ જેમ લાકડાને બાળી નાંખે, તેમ શુદ્ધનયનું ધ્યાન એટલે આત્મતત્ત્વ ચિન્તવનરૂપ ધ્યાન, અહંકાર અને મમકારના મૂળ બંધન-મૂળ કારણરૂપ રાગ-દ્વેષને બાળીને ભસ્મ કરે છે. શુદ્ધનય-નિશ્ચયનય તે મોક્ષ-માર્ગનો દીવો છે, કારણ કે-મોક્ષમાર્ગે જતાં તે અજવાળું કરે છે તથા તે શુદ્ધનય સાધુને પોતાની આથિ એટલે સંપત્તિ છે-મૂળ પૂંજી છે. ૨.

કહ્યું છે કે-

" दीपिका खल्वनिर्वाणा, निर्वाणपथदर्शिनी ।
शुद्धात्मचेतना या च, साधूनामक्षयो निधिः ॥१॥ "

અર્થ-જે શુદ્ધ આત્મચેતનાનું ધ્યાન છે, તે ખરેખર, નિર્વાણપથને બતાવનારી, કદી પણ નાશ ન પામે તેવી દીપિકા છે તથા સાધુઓનો કદી પણ ક્ષય ન પામે તેવો નિધિ છે. ૧.

વળી એ જ શુદ્ધનયના ધ્યાનનો પ્રભાવ વર્ણવે છે.

" સકલ ગણિપિટકનું સાર જેણે લહ્યું,
તેહને પણ પરમ સાર એહ જ કહ્યું;
ઓઘનિર્યુક્તિમાં એહ વિણ નવિ મિટે,
દુઃખ સવિ વચન એ પ્રથમ અંગે ઘટે. ૩. "

અર્થ-આચાર્યના સમગ્ર ગુણરૂપ રત્નોની પેટી જે દ્વાદશાંગગણિપિટક, તેનો સાર એટલે પ્રાધાન્યપણું જેણે જાણ્યું છે, એવા સમસ્ત દ્વાદશાંગીના જાણકારને પણ પરમ સાર એટલે પ્રધાન રહસ્ય તે એ જ શુદ્ધનય પરિણમનરૂપ કહ્યું છે, તો બીજાની શી વાત ? ૩.

શ્રીમતી ઓઘનિર્યુક્તિમાં કહ્યું છે કે-

" परमरहस्समिसीणं, समत्तगणिपिडगझरियसाराणं ।
परिणामिय पमाणं, निच्छयमवलंबमाणाणं ॥१॥ "

અર્થ-સમસ્ત ગણિપિટકના સારને જાણનારા તથા પરમાર્થનું અવલંબન લેનારા ઋષિઓનું પરમ રહસ્ય એ છે કે-મોક્ષમાર્ગમાં 'પરિણામ' એ જ પ્રમાણ છે. ૧.

તેથી એ નિશ્ચયના અવલંબન વિના દુઃખ ન જ ટળે. પ્રથમ અંગ શ્રી **આચારાંગ**સૂત્રમાં પણ કહ્યું છે કે-

" जे एगं जाणइ से सव्वं जाणइ ।
जे सव्वं जाणइ से एगं जाणइ ॥ "

અર્થ—જે એકને જાણે છે, તે સર્વને જાણે છે. જે સર્વને જાણે છે, તે એકને જાણે છે. (અહીં આત્મજ્ઞપણું મુખ્ય છે, સર્વજ્ઞપણું ઉપચરિત છે. એમ નયવિભાગ જાણવો. તેથી એક આત્મજ્ઞાન જ ઉપાદેય છે.)

વળી **જ્ઞાનસાર** ગ્રંથના બીજા 'મગ્નાષ્ટક'માં કહ્યું છે કે—

" स्वभावसुखमग्नस्य, जगत्तत्त्वावलोकिनः ।
कर्तृत्वं नाऽन्यभावानां, साक्षित्वमवशिष्यते ॥१॥ "

અર્થ—સ્વભાવના સુખમાં મગ્ન થએલ અને સ્યાદ્વાદ ન્યાયથી પરીક્ષણ કરીને જગતના તત્ત્વનું એટલે શુદ્ધ સ્વરૂપનું અવલોકન કરનાર આત્માને, અન્ય ભાવોનું એટલે પોતાના આત્માથી ભિન્ન બીજા પદાર્થોનું કર્ત્તાપણું નથી, કેવળ સાક્ષીપણું બાકી રહે છે. ૧.

તાત્પર્ય કે—સ્વભાવસુખમાં મગ્ન આત્મા જગતના તમામ પદાર્થોને જૂએ છે અને જાણે છે, પણ તે આત્મા એક પણ પરપદાર્થની અવસ્થાનો પોતે કર્ત્તા થતો નથી. ફક્ત અન્ય પદાર્થો જેમ પરિણમે, તેમ તે પદાર્થ અને તેના ગુણપર્યાયનો સાક્ષી એટલે કે જ્ઞાતા રહે છે.

આ જ વાતને વધુ સ્પષ્ટ કરવા માટે સ્વોપજ્ઞસ્તબકમાં પૂજ્ય શ્રી યશોવિજયજી મહારાજ ફરમાવે છે કે—

'માટી વગેરે ભાવો ઘટાદિરૂપે પરિણમે છે. તેમાં જો કુંભાર વગેરે સાક્ષી માત્ર છે, તો તે કેમ અભિમાન રાખે કે અમે ઘટાદિ પદાર્થના કર્ત્તા છીએ ?'

તત્ત્વ એ છે કે–માટી સ્વયં પોતાની યોગ્યતાથી જ ઘટરૂપે પરિણમે છે, તે જ સમયે દંડ, ચક્ર વગેરે પોતાની યોગ્યતાથી પોતપોતાના વ્યાપારરૂપે પરિણમે છે: તથા કુંભારના શરીરના પરમાણુઓ પણ પોતપોતાની યોગ્યતાથી તે તે અવસ્થાને ધારણ કરે છે: છતાં કુંભાર જો અજ્ઞાન હોય, તો એ બધી વસ્તુસ્થિતિ જોઈને એમ માને છે કે–'હું ઘડો બનાવું છું.' ખરી વાત એ હતી કે–કુંભારના આત્માએ તો ફક્ત ઇચ્છા કરી હતી કે–'હું ઘડો બનાવું,' પણ શરીરનો વ્યાપાર એ કાંઈ કુંભારની ઇચ્છાને આધીન નહોતો. મૂર્ત શરીર અને અમૂર્ત આત્મા, એ બંને વચ્ચે પરમાર્થથી સંબંધ હોઈ શકે નહિ. એવું બને કે–આત્મા ઇચ્છા કરે અને તે જ વખતે શરીરનો વ્યાપાર તે સ્વરૂપે પોતાની યોગ્યતાથી પરિણમે: અને આવું અનેક વાર દેખવાથી અજ્ઞાન આત્માઓને ભ્રાન્તિ થઈ જાય છે કે–'શરીરની ક્રિયા અમે કરીએ છીએ.' પરંતુ એક દ્રવ્યનો અન્ય દ્રવ્યમાં પ્રવેશ જ નથી, તો પછી (આત્મા અને શરીર–એ બે જુદાં દ્રવ્યો હોવાથી) આત્મા શરીરને કેવી રીતે પરિણમાવી શકે ? આત્મા તો શરીરની ક્રિયાનો ફક્ત સાક્ષી (જ્ઞાતા) બની શકે. આ નિશ્ચયનયનો મત છે, પરમાર્થને સૂચવનારો છે. તેને સૂક્ષ્મ બુદ્ધિથી સમજવો જોઈએ.

એ જ વાતને બીજા દૃષ્ટાન્તથી તેઓ સ્પષ્ટ કરે છે કે–

"તેવી રીતે ભાષાવર્ગણા દ્રવ્ય વર્ણપણે, વર્ણ પદ વાક્યપણે, વાક્ય મહાવાક્યપણે અને મહાવાક્ય ગ્રન્થ-પણે પરિણમે છે. તેમાં ગ્રન્થકાર સાક્ષી માત્ર છે, તો તે કેમ અભિમાન રાખે કે–'હું ગ્રન્થકર્ત્તા છું.' સર્વ દ્રવ્યો સ્વસ્વ પરિણામના કર્ત્તા છે, પરપરિણામનો કોઈ કર્ત્તા નથી. એ ભાવનાએ અન્ય ભાવોનું કર્ત્તાપણું નથી પણ સાક્ષીપણું છે."

અધ્યાત્મસારના 'આત્મનિશ્ચયાધિકાર'માં પણ કહ્યું છે કે–

"पराश्रितानां भावानां, कर्तृत्वाद्यभिमानतः ।
कर्मणा बध्यतेऽज्ञानी, ज्ञानवांस्तु न लिप्यते ॥१॥"

અર્થ–પરપુદ્ગલાશ્રિત પર્યાયોના કર્ત્તાપણાદિકના અભિમાનથી અજ્ઞાની કર્મથી બંધાય છે, પણ જ્ઞાની બંધાતો નથી. ૧.

તાત્પર્ય એ છે કે–વાસ્તવિક રીતે આત્મા પરભાવનો કર્ત્તા નથી, પણ કર્ત્તાપણાના અભિમાનથી અજ્ઞાની આત્મા કર્મવડે બંધાય છે. જ્ઞાનીને કર્ત્તાપણાનું અભિમાન નહિ હોવાથી તે બંધાતો નથી.

ઋજુસૂત્રનયના મતે આત્મા શુભાશુભ કર્મનો કર્ત્તા નથી, પણ ઇષ્ટ–અનિષ્ટ વસ્તુ નિમિત્તે થતા રાગ–દ્વેષરૂપ આશયનો કર્ત્તા છે.

નૈગમ અને વ્યવહારનય કર્મ વગેરેનું કર્ત્તાપણું કહે છે, કારણ કે-કર્ત્તાનો વ્યાપાર ફળના અંત સુધી હોય છે. આત્મા ભાવકર્મનો કર્ત્તા છે અને તેનું ફળ દ્રવ્યકર્મનો બંધ છે, તેમજ ફળ પર્યન્ત કર્ત્તાનો વ્યાપાર હોવાથી આત્માને દ્રવ્યકર્મનો કર્ત્તા માની વ્યવહારથી કહેવાય છે.

એજ વાતને પૂજ્ય ઉપાધ્યાયજી મહારાજે સીમંધરસ્વામિની વિનંતિરૂપ ૧૨૫ ગાથાના સ્તવનમાં નીચે મુજબ સ્પષ્ટ કરી છે:-

(ઢાલ ત્રીજી-ગાથા ૧૩-૧૪-૧૫)

'હું કર્ત્તા પરભાવનો, એમ જેમ જેમ જાણે;
તેમ તેમ અજ્ઞાની પડે, નિજ કર્મને ઘાણે.'
આતમ તત્ત્વ વિચારીએ. ૧.

અર્થ-હું પરપુદ્ગલદ્રવ્યની અવસ્થાનો કર્ત્તા છું, એમ જે કર્ત્તાપણાનું અભિમાન રાખે છે, તે અજ્ઞાની છે અને કર્મથી બંધાય છે. ૧.

તે અજ્ઞાન નયવિભાગવડે જ ટળે, તેથી તેને જ દેખાડે છે.

'પુદ્ગલ કર્માદિક તણો, કરતા વ્યવહારે;
કરતા ચેતન કર્મનો, નિશ્ચય સુવિચારે.'
આતમ૦ ૨.

અર્થ-વ્યવહારનયની અપેક્ષાએ જ્ઞાનાવરણીયાદિક પુદ્ગલકર્માદિક ભાવનો કર્ત્તા ચેતન છે. ('ત્યાં અનુપચરિત અસદ્ભૂત' વ્યવહારે કર્મનો કર્ત્તા અને 'ઉપચરિત અસદ્ભૂત' વ્યવહારે ગૃહાદિકનો કર્ત્તા, એ વિશેષ. 'સ્વજાતિ ઉપચરિત

અસદ્‌ભૂત' વ્યવહારે પુત્રાદિકનો કર્ત્તા, 'વિજાતિ ઉપચરિત અસદ્‌ભૂત' વ્યવહારે ધનાદિકનો કર્ત્તા તથા 'સ્વજાતિ-વિજાતિ ઉપચરિત-અસદ્‌ભૂત' વ્યવહારે નગર પ્રાકારાદિકનો કર્ત્તા, ઈત્યાદિક ભેદ જાણવો.) નિશ્ચયનયને સુવિચારે ચેતન, કર્મ જે રાગ-દ્વેષ, તેનો કર્ત્તા છે. અશુદ્ધ નિશ્ચયનય અશુદ્ધ સ્વભાવનો કર્ત્તા માને છે. તે નયે દ્રવ્ય, કર્મ અનુષંગે આવે છે. જેમ તૈલ અભ્યંગે એટલે તેલ ચોપડવાથી કર્ત્તા પુરુષને રજ તેને અનુષંગે એટલે તેલના સંબંધથી આવે છે. ૨.

તાત્પર્ય એ છે કે-આત્મા રાગ-દ્વેષાદિ ભાવકર્મનો કર્ત્તા છે. તે જ વખતે કાર્મણવર્ગણાના પુદ્‌ગલપરમાણુઓ સ્વયમેવ પોતાના સ્વભાવથી જ કર્મરૂપે પરિણમે છે. અહીં આત્મા અને કર્મનું સ્વતંત્ર પરિણમન પોતપોતાના સ્વભાવથી જ થાય છે, તો પણ બંનેનું એકીસાથે પરિણમન થતું હોવાથી, વ્યવહારથી એમ કહેવાય છે કે-આત્માએ કર્મને બાંધ્યા, પણ વસ્તુસ્થિતિ તેમ નથી, કારણ કે-અમૂર્ત આત્મા મૂર્તકર્મને કેવી રીતે બાંધે?

'કર્ત્તા શુદ્ધ સ્વભાવનો, નય શુદ્ધ કહીંયે;
કર્ત્તા પર પરિણામનો, બેઉ કિરિયા ગ્રહીએ.'

આતમ૦ ૩.

અર્થ-શુદ્ધ નિશ્ચયનયે શુદ્ધ સ્વભાવનો જ આત્મા કર્ત્તા છે. આત્માને પરપરિણામનો કર્ત્તા માનતાં બે ક્રિયા આવી જાય. એક આત્માને એક જીવક્રિયા અને બીજી અજીવક્રિયા, એ બે ક્રિયા માનતાં, અપસિદ્ધાન્ત થાય--

સિદ્ધાન્તવિરોધ આવે. તે માટે આત્માને શુદ્ધ સ્વભાવનો જ કર્ત્તા માનીએ. ૩.

શુદ્ધ નિશ્ચયનય પરમાર્થને બતાવનારો છે. તે નયે આત્મા શુદ્ધ સ્વભાવનો જ કર્ત્તા છે. જો પુદ્ગલપરિણામનો કર્ત્તા આત્માને માનીએ, તો એક જ દ્રવ્યમાં સ્વપરિણમન અને અન્યનું પરિણમન, એ બે ક્રિયા માનવાની આપત્તિ આવે, કે જે વસ્તુ અનંતજ્ઞાનીઓને અસંમત છે.

આપણો પ્રસ્તુત વિષય એ છે કે—અરિહંતના આત્માને ઓળખવાથી આપણા આત્માની જ ઓળખાણ થાય છે અને આત્માની ઓળખાણથી જ સમ્યગ્દર્શનાદિ ગુણસ્થાનોની પ્રાપ્તિ થાય છે. પ્રસ્તુત ઢાળની પહેલી ગાથામાં કહ્યું છે કે—

'જિહાં લગે આતમ દ્રવ્યનું, લક્ષણ નવિ જાણ્યું;
તિહાં લગે ગુણઠાણું ભલું, કેમ આવે તાણ્યું.'
આતમ૦ ૧.

અર્થ—આત્મદ્રવ્યનું લક્ષણ અથવા સ્વરૂપ જ્યાં સુધી જાણ્યું નથી, ત્યાં સુધી વધતા એવા ગુણસ્થાનકોની પરિણતિ તાણી-ખેંચીને કેવી રીતે આવે? ૧.

માટે આત્મતત્ત્વને જાણવું જોઈએ, વિચારવું જોઈએ અને વિચારીને ઓળખવું જોઈએ. મોહનો ત્યાગ કરી આત્મા જ્યારે આત્માને આત્માવડે આત્મામાં જાણે છે, ત્યારે તે આત્મા જ સ્વયં દર્શન, જ્ઞાન અને ચારિત્રસ્વરૂપ બને છે. જ્યાં સુધી આત્મા અજ્ઞાનથી પુદ્ગલમાં આત્મપણાનો

ભ્રમ ધારણ કરે છે, ત્યાં સુધી તેને સંસારભ્રમણનું દુઃખ ટળતું નથી. કહ્યું છે કે–

" मिच्छत्तेणं उदिण्णेणं अट्ठ-कम्म-पयडीओ बंधंति ।"

અર્થાત્–જ્યાં સુધી જીવને 'પુદ્‌ગલમાં આત્મપણાની ભ્રાન્તિરૂપ' મિથ્યાત્વપરિણામ ઉદયમાં છે, ત્યાં સુધી તેને આઠ પ્રકારના કર્મની પ્રકૃતિઓ બંધાયા જ કરે છે. આત્મજ્ઞાનરહિત કેવળ તપ–જપ કરવાથી ભવભ્રમણનું દુઃખ ટળતું નથી. જેમ શીતવિકારની વેદના અગ્નિના તાપે ટળે, તેમ ભવભ્રમણ અને તેનાં કારણરૂપે આઠ કર્મની પ્રકૃતિઓનો બંધ આત્મજ્ઞાનથી જ ટળે છે. દેહાદિમાં આત્મપણાની બુદ્ધિ, એ અજ્ઞાન છે–મોહ છે–મિથ્યાત્વ છે. આત્મામાં આત્મપણાની બુદ્ધિ એ જ જ્ઞાન છે, વિવેક છે અને યથાર્થ શ્રદ્ધાગુણરૂપ સમ્યગ્‌દર્શન છે.

અરિહંતની ઓળખાણથી આત્મદ્રવ્યની ઓળખાણ થાય છે અને આત્મદ્રવ્યની ઓળખાણથી મોહનો નાશ થાય છે: તેથી મોહનો જેને નાશ કરવો છે, તેને દ્રવ્યગુણપર્યાયથી અરિહંતની ઓળખાણ કરવી, એ જ એક ઉપાય છે. જો કે શાસ્ત્રોમાં અરિહંતની ઓળખાણ આપતાં ચોત્રીશ અતિશયો, આઠ પ્રાતિહાર્યો, સમવસરણની ઋદ્ધિ, દેવેન્દ્રોનું આગમન, વાણીના પાંત્રીશ ગુણો ઇત્યાદિ વર્ણન કર્યું છે, પરંતુ તે બધું પુદ્‌ગલાશ્રિત છે. જે જીવોને આત્મદ્રવ્યની સમજણ નથી પણ પુદ્‌ગલનો જ મહિમા વસેલો છે, તે જીવોની દૃષ્ટિ પણ અરિહંત તરફ ખેંચાય, એ માટે વ્યવહારથી અરિહંતનો

( પુદ્ગલાશ્રિત ) મહિમા વર્ણવ્યો છે. પરંતુ નિશ્ચયથી એમાં અરિહંતનો મહિમા આવતો નથી. નિશ્ચયથી અરિહંતનો મહિમા સમજવા માટે તો અરિહંતોની વીતરાગતા, તેઓનો કેવળજ્ઞાનસ્વભાવ, તેઓનું અનંતુ વીર્ય, અનંતુ સુખ ઈત્યાદિ ગુણોને સમજવાની જરૂર છે. તે ગુણોના ચિન્તવનથી જ આત્માના પૂર્ણ સ્વભાવની દૃષ્ટિ જાગ્રત થાય છે અને સ્વભાવની દૃષ્ટિ કે ઓળખાણ થતાંની સાથે જ રાગ-દ્વેષ ટળવા લાગે છે તથા ક્રમે ક્રમે વિશુદ્ધિ થતાં પૂર્ણતા પ્રાપ્ત થાય છે.

જેવી રીતે અરિહંતના ધ્યાનથી આત્મા અરિહંત-સ્વરૂપ થાય છે, તેવી રીતે સિદ્ધભગવંતોના ધ્યાનથી આત્મા સિદ્ધસ્વરૂપ થાય છે. આચાર્ય, ઉપાધ્યાય અને સાધુપદના ધ્યાનથી તે સ્વરૂપની પ્રાપ્તિ થાય છે. આથી સિદ્ધ થયું કે-નમસ્કારના ધ્યાનથી જેમ એક બાજુ ઉત્ત-મોત્તમ આત્માઓનું બહુમાન થાય છે, તેમ બીજી બાજુ સ્વ આત્માની જ વિશુદ્ધ અવસ્થાઓનો આદર થાય છે અને એ જ મોક્ષનો પરમાર્થમાર્ગ હોવાથી નમસ્કાર, એ શ્રી જૈનશાસનનો સાર મનાય છે.

## નિશ્ચય રત્નત્રય.

સ્વ આત્માની વિશુદ્ધ અવસ્થાઓનો આદર, ઓળખાણ અને આચરણ એ જ નિશ્ચય રત્નત્રય છે. અરિહંતાદિ પરમેષ્ઠિઓના શુદ્ધ સ્વરૂપનું ધ્યાન, એ નિશ્ચયથી આત્માનું જ ધ્યાન હોવાથી 'નમસ્કારમહામંત્ર'નું અવલંબન જીવને નિશ્ચય રત્નત્રયના પંથે ચઢાવનારૂં છે. શુદ્ધ આત્મદ્રવ્યનું

ધ્યાન, એ જેમ મોહનો નાશ કરે છે, તેમ નિશ્ચય નમસ્કારમહામંત્રનું ધ્યાન પણ મોહનો નાશ કરનારું જ થાય છે.

શુદ્ધ આત્મદ્રવ્યનું ધ્યાન કેવી રીતે કરવું, તેને માટે પૂજ્ય ઉપાધ્યાયજી મહારાજ શ્રી જ્ઞાનસાર ગ્રંથના 'મોહાષ્ટક'માં ફરમાવે છે કે-

" शुद्धात्मद्रव्यमेवाऽहं, शुद्धज्ञानं गुणो मम ।
नाऽन्योऽहं न ममाऽन्ये, चेत्यदो मोहास्त्रमुल्बणम् ॥ "

અર્થ-શુદ્ધ આત્મદ્રવ્ય એ જ હું છું, વિભાવે કરીને અશુદ્ધ હું નથી તથા હું બીજા ધર્માસ્તિકાયાદિ પાંચ દ્રવ્યો-સ્વરૂપ પણ નથી. શુદ્ધ જ્ઞાન-કેવળજ્ઞાન, એ જ મારો ગુણ છે, તેથી હું જુદો નથી તથા પુદ્‌ગલના રૂપ-રસાદિ ગુણો મારા નથી. એ રીતિનું ધ્યાન મોહને હણવાનું આકરૂં શસ્ત્ર છે.

એ જ વસ્તુને બીજી રીતે વર્ણવતાં 'જ્ઞાનાષ્ટક'માં ફરમાવ્યું છે કે-

" स्वद्रव्यगुणपर्यायचर्या वर्या पराऽन्यथा ।
इति दत्तात्मसंतुष्टिर्मुष्टिज्ञानस्थितिर्मुनेः ॥ १ ॥ "

અર્થ-પોતાના શુદ્ધ આત્મદ્રવ્યમાં, પોતાના જ્ઞાન, દર્શન અને ચારિત્રાદિ ગુણોમાં તથા પોતાના શુદ્ધ અર્થ અને વ્યંજનાદિ પર્યાયોમાં ચર્યા અથવા પરિણતિ એ જ શ્રેષ્ઠ છે. પરદ્રવ્ય, તેના ગુણ અને પર્યાયમાં પરિણમનસ્વરૂપ ચર્યા શ્રેષ્ઠ નથી. એ પ્રમાણે સંક્ષેપથી રહસ્યજ્ઞાનની સ્થિતિ

એટલે મર્યાદા મુનિને હોય છે. મુનિને દર્શન, જ્ઞાન અને ચારિત્ર આત્મા જ છે. આત્માના કેવલજ્ઞાનાદિ ત્રિકાળસ્પર્શી પર્યાયને શુદ્ધ વ્યંજન, પર્યાય અને તત્કાળસ્પર્શી કેવલ જ્ઞાનોપયોગ વગેરે પર્યાયને શુદ્ધ અર્થપર્યાય કહે છે. ૧.

એ રીતે દ્રવ્યગુણપર્યાયથી શુદ્ધ આત્માનું ધ્યાન, એ જ અરિહંતાદિ પરમેષ્ઠિઓનું ધ્યાન છે અને અરિહંતાદિ પરમેષ્ઠિઓનું ધ્યાન એ જ શુદ્ધ આત્માનું ધ્યાન છે. નિશ્ચયથી એ બે વચ્ચે કોઈ અંતર નથી, એમ સમજીને જે કોઈ નવકારના ધ્યાનમાં લીન થાય છે, તે પોતાના શુદ્ધાત્માને પામી મોક્ષસ્વરૂપ બને છે.

卐

"तप्पणईणं तम्हा, अणुसरियव्वो सुहेग चित्तेण ।
एसो व नमुक्कारो, कयन्नुयं मन्नमाणेणं ॥ १ ॥"

તેટલા માટે આ નમસ્કારને, સૂત્રથી પ્રણયન કરનારા ગણધરભગવંતો અને અર્થથી પ્રકાશન કરનારા તીર્થંકર-ભગવંતો પ્રત્યે આત્માની કૃતજ્ઞતા અથવા કૃતાર્થતા માનવાવડે, શુભ ચિત્તથી સ્મરવો જોઈએ-ધ્યાવવો. જોઈએ. ૧.

(શ્રાદ્ધદિનકૃત્ય)

# આચાર્ય શ્રી સિદ્ધસેનસૂરિવિરચિત

## શ્રી નમસ્કાર માહાત્મ્ય. (ભાવાનુવાદ)

*

## પ્રકાશ પહેલો.

જગતમાં કલ્પતરુસમાન શ્રી ઋષભસ્વામીને નમસ્કાર હો. તપ અને જ્ઞાનરૂપી ધનના સ્વામી તથા ઈન્દ્રોથી પણ પૂજિત શ્રી શાન્તિનાથસ્વામીને નમસ્કાર હો. શ્રી મુનિસુવ્રતસ્વામીને, શ્રી અનંતનાથને શ્રીઅરિષ્ટનેમિને, શ્રી પાર્શ્વનાથસ્વામીને, શ્રી વીરભગવાનને તથા સર્વ અરિહંતોને નમસ્કાર થાઓ.

અચ્છુપ્તા અંબિકા, બ્રાહ્મી, પદ્માવતી તથા અંગિરાદિ માતાતુલ્ય દેવીઓ મને પુરુષાર્થની શક્તિ આપો.

પુણ્યને ઉત્પન્ન કરનાર, પાલન તથા શોધન કરનાર તથા જીવને વિશ્રાન્તિ આપનાર પંચપરમેષ્ઠિનો નમસ્કાર સદા જયવંત વર્તો. આ કહેવો સંસાર પણ માન્ય છે, કારણ કે–આ સંસારમાં જન્મ પામીને મને શ્રી જિનાજ્ઞાનો આશ્રય મળ્યો છે.

શ્રી જિનશાસનરૂપી મનુષ્યક્ષેત્રમાં પાંચ મેરુસમાન શ્રી અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સર્વ

સાધુઓને નમસ્કાર હો. જે ભવ્ય જીવો આ પાંચ પદોનું ભાવથી સ્મરણ કરે છે, તેઓને ભવમાં ભ્રમણ ક્યાંથી હોય? તીર્થંકરની વાણીના અતિશય સમાન પાંચ પદના પાંત્રીશ અક્ષરો તમારું કલ્યાણ કરો. શ્રી સિદ્ધસેનદિવાકરની વાણી પંચપરમેષ્ઠિના શ્લોકો–સ્તુતિદ્વારા પોતાના આત્માની શુદ્ધિ કરે છે. જેઓ અરિહંતનું શરણું સ્વીકારે છે. તેઓને રાજાઓ વશ થાય છે, દેવતાઓ નમસ્કાર કરે છે તથા નાગકુમારાદિ ભવનપતિદેવોનો ભય હોતો નથી. જે અરિહંતની પૂજા કરે છે, તેના ઉપર મોહનું ગજાણુ નથી. તે નિરંતર આનંદ પામે છે અને અલ્પ સમયમાં મોક્ષને પામશે. જે અરિહંતોને કેવળીઓ પ્રદક્ષિણા આપી આપીને પૂજે છે, તેઓનું માહાત્મ્ય કોણ જાણી શકે? રાગ–દ્વેષાદિ શત્રુઓ, કે જેઓએ બ્રહ્મા, વિષ્ણુ, મહેશાદિ દેવોની પણ ખૂબ વિડંબના કરી છે, તે શત્રુઓને એક જિનેશ્વરે જ હણ્યા છે. જીવ અને કર્મ, ક્ષીર અને નીરની માફક મળેલાં છે. તેમનું હંસની માફક વિવેચન (જુદાપણું) કરનાર ભગવાન જિનેશ્વર જ છે. જીવ તથા કર્મનો સંયોગ મહાત્મા પુરુષોને પણ મુશ્કેલીથી દેખાય છે, તે કર્મપાશથી બચાવનારા શ્રી જિનેશ્વરનું અમે પ્રણિધાન કરીએ છીએ. પ્રથમ પદના સાત અક્ષરો 'नमो अरिहंताणं।' જિનમૂર્તિ, જિનાગમાદિ સાત ક્ષેત્રની માફક સફળ છે અને ભરત, ઐરવતાદિ સાત ક્ષેત્રની માફક શાશ્વત છે. તે સાત અક્ષરો મારા સાત ભયને દૂર કરો.

---

## પ્રકાશ બીજો.

જ્યાં સિદ્ધભગવંતો પ્રતિષ્ઠા પામ્યા છે, ત્યાં જન્મ નથી, મરણ નથી, ભય નથી, પરાભવ નથી અને લેશ માત્ર પણ કલેશ નથી. કેળના સ્તંભ જેવો આ અસાર સંસાર ક્યાં અને આગમ તથા યુક્તિદ્વારા નિશ્ચિત થયો છે વૈભવ જેમાં એવી સિદ્ધશિલા ક્યાં ? ઉજ્વળ ધર્મવાળા, શુક્લ ધ્યાનવાળા, શુક્લ લેશ્યાવાળા અને નિર્મળ કીર્તિવાળા શ્રી સિદ્ધભગવંતો અમને સિદ્ધિ આપો. જ્ઞાન અને ક્રિયાનો યોગ થવાથી સિદ્ધપદની પ્રાપ્તિ થાય છે. જેમ પક્ષીને બે પાંખો ઇષ્ટસ્થાને પહોંચાડે છે, તેમ તપ અને શમરૂપી પાંખો પ્રાણીને ઈચ્છિત સ્થાને પહોંચાડે છે. નિશ્ચય અને વ્યવહાર બને સૂર્ય અને ચંદ્રની જેમ નિરંતર પ્રકાશ આપે છે. મનશુદ્ધિ એ અભ્યંતર તત્ત્વ છે અને સંયમ એ બાહ્ય તત્ત્વ છે. બંનેના સંયોગથી મોક્ષની પ્રાપ્તિ છે. જેમ એક પાંખથી પંખી ઊડે નહિ અને એક ચક્રથી રથ ચાલે નહિ, તેમ એકાન્ત માર્ગથી નિર્વાણ પમાય નહિ. જેમ દશની અંદર નવ સુધીની સંખ્યાઓ સમાઈ જાય છે, તેમ અનેકાન્ત સમુદ્રમાં એકાન્તરૂપી નદીઓ સમાઈ જાય છે. જેમ દરિદ્રના ઘરમાં ચક્રવર્તિની સમૃદ્ધિ સમાય નહીં, તેમ તુચ્છ એકાન્તમાં અનેકાન્તની સંપદાઓ સમાય નહીં. સત્ત્વાસત્ત્વ, નિત્યાનિત્ય, ધર્માધર્મ વગેરે બબ્બે ગુણો મળીને વસ્તુની સિદ્ધિ દર્શાવે છે, માટે બુદ્ધિના આઠ ગુણોનું અવલંબન લઈ અને એકાન્તનો આગ્રહ મૂકી દઈ, વસ્તુતત્ત્વને માટે પ્રયત્ન કરો.

ત્રણ રેખાવાળો અને માથે અનુસ્વારવાળો 'ણં'કાર એવું દેખાડે છે કે-જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ ત્રણ રત્નત્રાળો આત્મા મોક્ષને પામે છે. ઔદારિકાદિ પાંચ શરીરનો નાશ કરનાર અને પંચમી સિદ્ધિગતિને આપનાર, આ પાંચ અક્ષરો 'नमो सिद्धाणं ।' તમારું જન્મ-જરા-મરણાદિક સ્વભાવવાળા સંસારથી રક્ષણ કરો.

---

## પ્રકાશ ત્રીજો.

જેઓએ આચાર્યોના ચરણોનું શરણું સ્વીકાર્યું છે, તેઓને અજ્ઞાનરૂપી અંધકાર નડતો નથી: કર્મમલનો લેપ તથા મન, વચન અને કાયાના કષ્ટો પણ હોતાં નથી. મોહના ત્રાસથી જકડાયેલા પ્રાણીઓને પણ આચાર્યો કેશીગણધરની માફક દુઃખથી મૂકાવે છે તે ઘણું જ આશ્ચર્ય છે. આચાર્ય તેઓને કહેવાય છે, કે જેઓના આચારો મનોહર હોય તથા જેઓનું જ્ઞાન શિવસંગમ કરાવનારું હોય. તે યતીન્દ્રો મારે શરણ હો, કે જેઓ યથાસ્થિત પદાર્થના ઉપદેશક છે, અહિંસાદિ યમોનું પાલન કરે છે તથા પોતાના આત્માનું પૂજન કરે છે. સંયમી મુનિઓના સ્વામી તે આચાર્યો શત્રુ, મિત્ર, સુખ, દુઃખ, ઇષ્ટ, અનિષ્ટ, મોક્ષ, ભવ આદિ તમામ પદાર્થો પ્રત્યે સમાન વૃત્તિવાળા હોય છે. ભ્રમર જેમ કમળ ઉપર જઈ પહોંચે છે, તેમ અમૂલ્ય સિદ્ધિઓ તથા ઉજ્વળ લબ્ધિઓ સ્વયમેવ આચાર્યો પાસે જઈ પહોંચે છે. આ ત્રીજા પદના સાત અક્ષરો

'नमो आयरियाणं ।' સાત નરક પૃથ્વીરૂપ દુર્ગતિનો નાશ કરો.

---

## પ્રકાશ ચોથો.

ઉપાધ્યાયનો આશ્રય કરનાર સુજ્ઞ મનુષ્ય તત્ત્વથી ચલિત થતો નથી. વાદમાં કોઈ તેઓને જીતી શકતું નથી. ઉપાધ્યાય મૂર્તિમાન ઉદય છે, સમ્યગ્દૃષ્ટિ જીવોને માટે ઉત્સવ સમાન છે તથા ઉત્તમ પુરુષોને ઉત્સાહરૂપ છે. વચનથી અને વયથી વૃદ્ધ, હિંસાદિ પાપથી રહિત તથા આગમ-શાસ્ત્રના પારગામી શ્રી ઉપાધ્યાયને તમે પૂજો. ખરેખર, ઉપાધ્યાય વિના સપ્તનયમાં ચતુરાઈ, પરશાસ્ત્રોમાં કુશળપણું તથા દ્વાદશાંગીસૂત્રની પ્રાપ્તિ ક્યાંથી હોય? સાત રજ્જુ-પ્રમાણ ઊર્ધ્વલોકનો માર્ગ પ્રકાશ કરવામાં દીપકસમાન ચોથા પદના સાત અક્ષરો 'नमो उवज्झायाण ।' મારા સાત વ્યસનનો નાશ કરો.

---

## પ્રકાશ પાંચમો.

સાધુની સેવા કરનારા મનુષ્યોને વ્યાધિ પીડા કરતો નથી, દરિદ્રતા સતાવતી નથી, તેમજ સ્નેહીજનોનો વિયોગ તથા ઉદ્વેગ થતો નથી. સર્વસંગના ત્યાગી અને રાગાદિ આંતરિક શત્રુના વિજેતા મુનિઓ ખૂબ આનંદ પામે છે તથા મોક્ષલક્ષ્મી તેઓ ઉપર કટાક્ષ ફેંકે છે. લોભનો નાશ કરનારા, લોકોત્તર ચારિત્રવાળા તથા ત્રીજા લોકોત્તમ પદને

ધારણ કરનારા મુનિઓ અમારા પાપનો નાશ કરો. સાધુ-ભગવાન મૂલોત્તરગુણના સમૂહોમાં પોતાની ઇચ્છાનુસાર રમી રહ્યા છે. શ્રુતના પારગામી સંવિગ્ન સાધુઓને વિષે એકાકીપણું, એ દક્ષિણાવર્ત શંખમાં સિદ્ધનદીના જળસમાન છે. સાધુ એકાકી હોવાથી (ગચ્છમાં રહેવા છતાં, કેવળ અંતરાત્મામાં જ રમતા હોવાથી સાધુને અહીં એકાકી કહ્યા છે. અથવા તો જિનકલ્પી મુનિઓની અપેક્ષાએ સાધુઓનું એકાકીપણું અહીં વર્ણવ્યું છે.) ક્રોધથી વિહ્વળ થતા નથી, માન પણ કરતા નથી, દંભ પણ કરે નહીં તથા એકાકી રહેનારને લોભ પણ લૂંટી શકે નહિ. એકત્વને પામેલા શ્રી નમિરાજર્ષિ વગેરે પ્રત્યેકબુદ્ધ થઈને શિવસંપદાને પામ્યા. તત્ત્વના જ્ઞાતા અને સંવિગ્ન ચિત્તવાળા સત્પુરુષોનું એકાકી-પણું એ જ સમતાની નીક છે. ઈન્દ્રિયોને વશ રાખનાર એ માણસોમાં પણ એકાકીપણું જ છે, જ્યારે ઈન્દ્રિયોને વશ થયેલો જો એક હોય, તો પણ હજાર જેવો જ છે. બે નેત્રોની જેમ બે મનુષ્યો સાથે હોય, તો જ તેઓ દર્શન માટે સમર્થ થાય છે, જ્યારે એકલો તો વિડમ્બનાનું સ્થાન થાય છે. એકલો પોતાનો સ્વાર્થ પણ સાધી શકતો નથી તથા લોકમાં કે લોકોત્તરમાં કોઈ તેનો વિશ્વાસ રાખતું નથી.

ભાવના અને ધ્યાનમાં જેનો અંતરાત્મા લયલીન છે, તે લાખોની મધ્યમાં વસતો હોય તો પણ, તેનું એકાકીપણું નાશ પામતું નથી. નિર્જીવમાં જેમ ચૈતન્ય ન હોય અને

કાયરોમાં જેમ સાહસ ન હોય, તેમ મુનિઓ ઘણા હોય તો પણ, તેઓમાં જરા પર કલહ હોતો નથી. જે મુગ્ધ બુદ્ધિવાળાને પાંચ-છ સાધુઓની સાથે વસવામાં પણ ગ્લાનિ થાય છે, તેને અનંત સિદ્ધોની સાથે રહેવાની અભિલાષા શી રીતે થાય ? રત્નત્રયીની સાધનામાં રાગાદિ દોષોનો એટલો બધો ઉપદ્રવ છે કે એકાકીપણે ક્ષેમકુશળતા રહેતી નથી. એકાકીને સુકૃતનો ઉલ્લાસ રહેતો નથી, કોઈ પ્રયોજનની સિદ્ધિ થતી નથી, તો મોક્ષની પ્રાપ્તિ તો હોય જ ક્યાંથી ? શ્લેષ્મવાળાને સાકર તથા જ્વરવાળાને સ્નિગ્ધભોજન જેમ ઉચિત ગણાતું નથી, તેમ યતિમાં એકાકીપણું ઉચિત ગણાતું નથી. એકલો માણસ ચોર જેવો લાગે છે, બે હોય તો ધૂર્ત જેવા લાગે છે, ત્રણ હોય તો વિશ્વાસનું સ્થાન બને છે અને અનેકનો સમૂહ હોય તો રાજા જેવો શોભે છે. જિન પ્રત્યેકબુદ્ધાદિના દૃષ્ટાન્તથી એકાકી થવું નહિ, કેમ કે-ચર્મચક્ષુવાળાઓએ જ્ઞાનચક્ષુવાળાઓની સાથે સ્પર્દ્ધા કરવી યોગ્ય નથી.

અથવા તો ચાતુર્ગતિક સંસારમાં પરિભ્રમણ કરતાં પ્રાણીઓને પુણ્ય-પાપનો સાથ હોવાથી તેઓમાં એકાકીપણું ઘટતું જ નથી. આહારાદિ સંજ્ઞાઓ, દુષ્ટ લેશ્યાઓ અને વિકથાઓ જેમના અંતઃકરણને નિરંતર ચપલ બનાવે છે, તેમને એકાકીપણું કઈ રીતે ઘટી શકે ? ડાકણ જેવી અવિરતિનો જેને સદાનો પ્રેમ છે, તેને એકાકીપણું કેમ હોય ? જેની પાંચેય ઈન્દ્રિયો અગ્નિની માફક દેહને નિરંતર

ભાળે છે, તે એકાકી કેમ હોય ? દૂધ દૂધની સાથે, પાણી પાણીની સાથે, દીવો દીવાની સાથે અને અમૃત અમૃતની સાથે જેમ મળી જાય છે, તેમ મુનિ મુનિની સાથે ભળી જઈ એકપણાને પામે છે. કષાયો જેને ક્ષણવાર મૂકતા નથી, મન-વચન-કાયાના દુષ્ટ વ્યાપારો જ્યાં ભ્રષ્ટ કરવાને તૈયાર રહે છે, ત્યાં એકાકીપણું સુખ શી રીતે આપે ? જેના પ્રમાદ, મિથ્યાત્વ તથા રાગાદિ દોષો ખરાબ પાડોશીની માફક છળને જ જોયા કરે છે, તેને એકાકીપણામાં સુખ ક્યાંથી હોય ? આ દોષોથી મુક્તપુરુષ સમૂહમાં વસે તો પણ, નગરમાં વસનારા પરદેશીની માફક એકાકી જ છે. આ દોષોથી સહિત યોગી પ્રગટ એકાકીપણું અંગીકાર કરે છે, કારણ કે-એવી રીતે તો વંઠ, શઠ, ચોર, જાર, વગેરે પુરુષો પણ એકલા જ ભમતા હોય છે. પુણ્ય-પાપના ક્ષયથી પરમાત્મપણાને પામેલા આત્માઓમાં જ કેવળ એકાકીપણું છે.

અથવા તો જિનવચનમાં સર્વથા વિધિનિષેધ છે જ નહિ. તેથી મુનિસત્તમો લાભ-હાનિનો વિચાર કરીને જ પ્રવર્તે છે. સાધુઓ હોમ કરતા નથી, દાન દેતા નથી, તપ તપતા નથી, જપ જપતા નથી અને ક્રિયા કરતા નથી, છતાં આશ્ચર્યની વાત છે કે-તેઓ પરમપદની સાધના કરે છે. મનોહર ગીત, મનોહર રસ, મનોહર ગંધ, દિવ્ય તળાઈઓના સ્પર્શ તથા દેવાંગનાઓનાં રૂપ વગેરેથી પણ જે મુનિઓ આકર્ષાતા નથી, તે મુનિઓ નિરંજન છે. પંચમ-પદના અક્ષરો 'नमो लोए सव्वसाहूणं ।' મને ધર્મને વિષે નવો નવો ભાવ આપો.

## પ્રકાશ છઠ્ઠો.

આ પંચપરમેષ્ઠિનો નમસ્કાર સર્વ પાપનો નાશ કરનાર છે તથા સર્વ મંગળોમાં પ્રથમ મંગળ છે. જે કોઈ પાંચ સમિતિમાં પ્રયત્નશીલ બની અને ત્રણ ગુપ્તિથી પવિત્ર થઈ, આ પંચનમસ્કારનું ત્રિકાળ સ્મરણ કરે છે, તેને શત્રુ મિત્રરૂપ બને છે: વિષ અમૃતરૂપ થાય છે: શરણરહિત એવું અરણ્ય પણ જાણે વસવાલાયક સુંદર મહેલ હોય તેવું બની જાય છે: દુષ્ટ ગ્રહો અનુકૂળ થઈ જાય છે: ચોરલોકો યશ ફેલાવનારા બને છે: ખરાબ નિમિત્તો અને અપશુકનાદિ પણ શુભ ફળને આપનારા બને છે: મંત્ર, તંત્ર વગેરે તેનો પરાભવ કરી શકતા નથી: ડાકણો પણ એનો દ્રોહ કરી શકતી નથી: સાપ કમળના નાળ જેવા બની જાય છે: અગ્નિ ચણોઠીના ઢગલા જેવો થઈ જાય છે: સિંહો શિયાળ જેવા થાય છે: હાથીઓ મૃગલા જેવા થઈ જાય છે: રાક્ષસો રક્ષા કરતા થઈ જાય છે: ભૂતો વિભૂતિ કરનારા બને છે: પ્રેત પ્રીતિ કરવા લાગે છે: ચેટક–મલિન વ્યન્તર દેવતા તેના દાસ બને છે: યુદ્ધ તેને ધન આપનારું થાય છે: રોગો તેને ભોગ આપનારા થાય છે: વિપત્તિ તેની સંપત્તિને માટે થાય છે તથા સર્વ પ્રકારનું દુઃખ તેને સુખને આપનારું થાય છે.

જેમ ગરુડનો સ્વર સાંભળવાથી ચંદનનું વૃક્ષ સર્પોના બંધનોથી મુક્ત થાય છે, તેમ પંચનમસ્કારનો ગંભીર ધ્વનિ સાંભળવાથી મનુષ્યો પણ તમામ બંધનોથી મુક્ત થાય છે. નમસ્કારમાં એક ચિત્તવાળાઓ માટે જળ, સ્થળ, શ્મશાન,

પર્વત, દુર્ગ વગેરે ઉપદ્રવના સ્થાનો પણ ઉત્સવરૂપ બની જાય છે. પુણ્યાનુબંધી પુણ્યને ધારણ કરનારો જે જીવ વિધિપૂર્વક પંચપરમેષ્ઠિનમસ્કારનું ધ્યાન કરે છે, તે જીવ તિર્યંચ અગર તો નરકગતિમાં જતો જ નથી. નમસ્કારના પ્રભાવથી ચક્રવર્તી આદિની સંપત્તિઓ સમુદ્રકિનારે રહેલા મુક્તાફળ જેવી સુલભ થઈ જાય છે. વિધિપૂર્વક ભણેલો આ મંત્ર વશીકરણ, ક્ષોભ, સ્તંભાદિમાં પણ સિદ્ધિ આપનારો થાય છે. વિધિપૂર્વક સ્મરણ કરવામાં આવતો આ નમસ્કારમંત્ર પરવિદ્યાનો ઉચ્છેદ કરે છે તથા ક્ષુદ્ર દેવતાઓના ઉપદ્રવનો ધ્વંસ કરે છે.

સ્વર્ગ, મૃત્યુ અને પાતાલ—એમ ત્રણેય લોકમાં દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવની અપેક્ષાએ જે કાંઈ આશ્ચર્યકારી અતિશય કોઈને દેખાય, તે નમસ્કારની આરાધનાનો જ પ્રભાવ છે એમ જાણવું. તિર્ચ્છાલોકમાં ચંદ્ર વગેરે, અધોલોકમાં ચમરેન્દ્ર વગેરે, સૌધર્માદિમાં શક્રેન્દ્ર વગેરે તથા આગળના અહમિન્દ્ર વગેરેની જે કાંઈ સંપત્તિઓ દેખાય છે, તે નમસ્કારરૂપી વૃક્ષના અંકુરા, પલ્લવો, કળીઓ અગર તો પુષ્પો છે એમ સમજવું. નમસ્કારરૂપી મહારથ ઉપર ચડીને જ અત્યાર સુધીમાં તમામ આત્માઓ પરમપદને પામ્યા છે અને પામશે. જો આ મંત્ર દુર્લભ એવું શિવપદ પણ આપે છે, તો આનુષંગિક બીજા ફળો આપે તેની તો ગણતરી પણ શું થાય?

જેઓ મન, વચન અને કાયાની શુદ્ધિથી એક લાખ

નવકારનો જાપ કરે છે, તેઓ જૈન સંઘના પૂજ્ય બની તીર્થંકરનામકર્મ બાંધે છે. હે મિત્ર! જો તારું મન નમસ્કારમાં લીન થતું નથી, તો ચિરકાળના આચરેલા એવા પણ તપ, શ્રુત અને ચારિત્રનું શું કામ છે? જે અસંખ્ય દુ:ખોનો ક્ષય કરે છે, જે આ લોક અને પરલોકમાં સુખ આપવામાં કામધેનુ સમાન છે અને દુષમકાળમાં જે કલ્પવૃક્ષ સમાન છે, તે મંત્રાધિરાજનો જાપ શા માટે ન કરવો? દીવાથી, સૂર્યથી કે બીજા કોઈ પણ તેજથી જે અંધકારનો નાશ નથી થતો, તેનો નાશ નમસ્કારથી થાય છે. કૃષ્ણ અને શામ્બની માફક ભાવનમસ્કારમાં તત્પર થા અને **વીરાસાલવી** તથા પાલકની માફક દ્રવ્યનમસ્કાર માત્રથી આત્માની ફોગટ વિડંબના ન કર. જેમ નક્ષત્રોમાં ચંદ્રમા શોભાયમાન છે, તેમ તમામ પુણ્યરાશિમાં ભાવનમસ્કાર સર્વશ્રેષ્ઠ છે. ભાવનમસ્કાર વિના જીવે અનંતી વાર દ્રવ્યલિંગો ગ્રહણ કર્યાં અને મૂક્યાં પણ કંઈજ ફળ મળ્યું નહિ. જો વિધિપૂર્વક આઠ ક્રોડ, આઠ લાખ, આઠ હજાર, આઠસોઆઠ વાર આ નમસ્કારને જપવામાં આવે, તો તે ત્રણ ભવમાં મુક્તિને આપે છે. હે ધર્મબન્ધુ! સરળભાવે ફરીથી તને પ્રાર્થના કરું છું કે–સંસારસમુદ્રમાં જહાજસમાન આ મંત્રને વિષે શિથિલ થઈશ નહીં. આ ભાવનમસ્કાર અવશ્યમેવ ઉત્કૃષ્ટ તેજ છે, સ્વર્ગાપવર્ગનો માર્ગ છે અને દુર્ગતિનો નાશ કરવામાં અગ્નિના કણસમાન છે જે ભવ્ય પ્રાણીઓ અંતસમયની આરાધના વખતે આને ભણે, ગણે, સાંભળે અને એનું ધ્યાન ધરે, તો તે કલ્યાણની

પરંપરાને પામે છે. જેમ આગ લાગે તે વખતે ગૃહસ્થ બધું જ મૂકીને સારભૂત મહારત્નને ગ્રહણ કરે છે તથા યુદ્ધમાં કટોકટીના સમયે મહાસુભટ પોતાના અમોઘ શસ્ત્રને ગ્રહણ કરે છે, તેમ અંત સમયે સર્વ શ્રુતસ્કંધનું ચિન્તવન કરવાનું સામર્થ્ય રહેતું નહિ હોવાથી ધીર બુદ્ધિવાળા સાત્ત્વિક પુરુષો દ્વાદશાંગીના સારભૂત પંચપરમેષ્ઠિને જ યાદ કરે છે. સમુદ્રમાંથી અમૃતની જેમ, મલયાચલમાંથી ચંદનની જેમ અને દહીંમાંથી માખણની જેમ આગમમાંથી ઉદ્ધરેલા સર્વ શ્રુતના સારભૂત અને અને કલ્યાણના નિધિસમાન આ નવકારને કોઈક ધન્ય પુરુષો જ સેવે છે.

પવિત્ર શરીરે, કમલાસને બેસી, હાથને યોગમુદ્રાએ રાખી, સંવિગ્ન મનવાળા બની, સ્પષ્ટ, ગંભીર અને મધુર સ્વરે પૂર્ણ પંચનમસ્કારનો સમ્યક્ પ્રકારે ઉચ્ચાર કરવો, એ ઉત્સર્ગવિધિ છે. જો ગ્લાનિ આદિના કારણે આ વિધિ પાળવી શક્ય ન બને, તો પરમેષ્ઠિઓના નામના આદિ અક્ષરોથી બનતો 'असिआउसा।'—એ મંત્રને યાદ કરીને પણ અનંતા જીવો યમના બંધનથી મુક્ત થયા છે. અથવા તો એ આદ્ય અક્ષરોની સંધિ કરવાથી अ+अ+आ+उ+म्=ओं (ॐ) બને છે. એ ૐકાર મોહહસ્તિને વશ કરવા માટે અંકુશસમાન છે. જો દૈવવશાત્ અંત સમયે ૐકારને પણ યાદ ન કરી શકાય, તો ધર્મબંધુની પાસેથી તેનું શ્રવણ કરવું: અને વિચારવું કે—અહો! હું સર્વાંગે અમૃતથી સિંચાયો છું અને આનંદમય થયો છું, કે જેથી કોઈ પુણ્યશાળી

બંધુએ પરમ પુણ્યનું કારણ, પરમ કલ્યાણને કરનાર, પરમ મંગલમય આ પંચનમસ્કાર મને સંભળાવ્યો. અહો ! મને દુર્લભ વસ્તુનો લાભ થયો, પ્રિયનો સંગમ થયો, તત્ત્વનો પ્રકાશ થયો, હાથમાં સારભૂત વસ્તુ આવી, આજે મારાં કષ્ટો નષ્ટ થયા, પાપ પલાયન કરી ગયું અને હું ભવસમુદ્રનો પાર પામ્યો કે આ પાંચ નમસ્કારનું મને શ્રવણ થયું. પંચનમસ્કારના શ્રવણથી આ જ મારો પ્રશમ, દેવ-ગુરુની આજ્ઞાનું પાલન, નિયમ, તપ અને જન્મ-સઘળુંય સફળ થયું. સુવર્ણને અગ્નિનો તાપ જેમ શુદ્ધિને માટે થાય છે, તેમ મારી વિપત્તિ પણ મને સારા માટે થઈ, કે જેથી મહા મૂલ્યવાન આ નમસ્કારનું તેજ આજે મને મળ્યું. આ રીતે શમરસના ઉલ્લાસપૂર્વક નમસ્કારનું શ્રવણ કરનાર ક્લિષ્ટ કર્મોને હણી સદ્‌ગતિનું ભાજન થાય છે. ઉત્તમ દેવોને વિષે ઉત્પન્ન થઈ, ત્યાંથી ચ્યવી, વિપુલ કુળોમાં ઉત્પન્ન થઈ, નમસ્કારની ભક્તિ કરનારો જીવ પરંપરાએ આઠ ભવમાં સિદ્ધિને પામે છે.

---

## પ્રકાશ સાતમો.

સર્વ કાળ તથા સર્વ ક્ષેત્રોને વિષે નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવથી ત્રણ લોકને પાવન કરનારા શ્રી જિનેશ્વરો મને શરણભૂત હો.

તે જિનેશ્વરો અતીતકાળમાં શ્રી કેવળજ્ઞાની વગેરે થઈ ગયા. વર્ત્તમાનકાળમાં શ્રી ઋષભદેવાદિ થયા અને ભવિષ્યકાળમાં શ્રી પદ્મનાભાદિ થશે.

શ્રી સીમંધરાદિ વિહરમાન અરિહંતો છે. શ્રી ચંદ્રાનન, શ્રી વારિષેણ, શ્રી વર્ધમાન અને શ્રી ઋષભ–એ ચાર શાશ્વતા તીર્થંકરો છે. વર્તમાનકાળમાં તેઓ સંખ્યાતા છે: સઘળાય વિદેહો ભરત તથા ઐરાવતના ભૂતકાળમાં અનંતા થયા, તેમજ ભવિષ્યકાળમાં અનંતા થશે. તેઓ કેવળજ્ઞાનના પ્રકાશથી દેદીપ્યમાન છે, અઢાર દોષોથી રહિત છે, અસંખ્યાતા ઈન્દ્રો તેઓનાં ચરણોની સેવા કરે છે, તેમજ સુંદર પ્રાતિહાર્ય અને અતિશયોથી તેઓ યુક્ત છે, પાંત્રીશ ગુણના શણગારવાળી દેશનાથી ત્રણ જગતના જીવોને તેઓ બોધિનું દાન આપે છે, અનુત્તર વિમાનવાસી દેવો નિરંતર તેઓનું સ્મરણ કરે છે અને બીજા કોઈ ન આપી શકે તેવા મોક્ષમાર્ગનું તેઓ દાન આપે છે.

આવા જિનેશ્વરોનું સમ્યગ્ રીતે દર્શન કરવાથી જ પાપ પલાયન કરી જાય છે, આધિ–વ્યાધિ નાશ પામી જાય છે અને દરિદ્રતા દૂર ભાગી જાય છે.

જે જિહ્વા ક્ષણે ક્ષણે જિનેન્દ્રોના માહાત્મ્યનું સ્તવન નથી કરતી, તે માંસના ખંડરૂપ જિહ્વા નિંદ્ય છે, તે વડે સર્યું.

અરિહંતોના ચરિત્રના અમૃત જેવા મધુર સ્વાદથી જે કર્ણ અનભિજ્ઞ છે, તે કર્ણ અને છિદ્રમાં કાંઈ જ અંતર નથી. જે નેત્રો સર્વ અતિશયસંપન્ન શ્રી જિનબિમ્બનાં દર્શન કરતાં નથી, તે નેત્રો નથી પણ મુખરૂપી ઘરનાં જાળિયાં

છે. અનાર્યદેશમાં વસતા શ્રી **આર્દ્રકુમાર** અર્હત્પ્રતિમાના દર્શનથી સંસારના પારને પામ્યા. શય્યંભવભટ્ટ જિનબિમ્બના દર્શનથી ક્ષણમાં તત્ત્વના જાણ થયા અને સુગુરુનાં ચરણોને સેવીને ઉત્તમાર્થ સાધી ગયા. અહો ! સાત્ત્વિકશિરોમણિ શ્રી વજ્રકર્ણરાજા સર્વનાશના પ્રસંગમાં પણ જિન વિના અન્યને ન નમ્યા. દેવતત્ત્વ, ગુરુતત્ત્વ અને ધર્મતત્ત્વમાં સ્થિર ચિત્ત-વાળા વાનરેન્દ્ર શ્રી **વાલીરાજા**નું તેજ પૂજનિક છે. મહા-સતી **સુલસા**ની દૃઢતાથી જગદ્ગુરુ શ્રી **વીર**પરમાત્મા પણ કલ્યાણવાર્તામાં તેણીની ખૂબ સંભાવના કરે છે. શ્રી વીરને ભાવથી વંદન કરવા જનારો દર્દુર-દેડકો રસ્તામાં જ મરીને સૌધર્મકલ્પમાં મહર્દ્ધિક દેવ થયો.

હાસા-પ્રહાસાનો પતિ, કે જે દેવલોકમાં આભિ-યોગના નીચકર્મથી ખેદ પામ્યો. હતો, તેણે પોતાના આત્માની મુક્તિને માટે દેવાધિદેવની પ્રતિમા પૃથ્વીતળ ઉપર પ્રગટ કરી. ત્રણ લોકમાં પ્રતાપશાળી **ચેટકરાજા** જિનચરણોની સેવાથી પાપનો તાપ શમાવી સુરેન્દ્રોના ચિત્તમાં પણ વાસ પામ્યો. દેવેન્દ્રો પણ સંસારનો પરાભવ કરવા માટે **નંદીશ્વરતીર્થ**ના અલંકારસમાન શાશ્વતા જિનમંદિરોમાં અષ્ટાહ્નિકા મહોત્સવ ઉજવે છે. શાસ્ત્રોમાં કહ્યું છે કે-**સ્વયં-ભૂરમણ**માં જિનબિમ્બોની આકૃતિ જેવા મત્સ્યોના દર્શનથી અન્ય મત્સ્યોને જાતિસ્મરણજ્ઞાન થાય છે અને તે મત્સ્યો નમસ્કારમાં તત્પર બની દેવગતિમાં જાય છે. મનુષ્ય, સુર અને અસુરોનું સામ્રાજ્ય જે નિઃશંકપણે ભોગવાય છે, તે

શ્રી જિનચરણોની કૃપાની લીલાનો લેશ જ છે. મનુષ્ય-લોકમાં ચક્રવર્તીઓ, દેવલોકમાં શક્રેન્દ્રો વગેરે અને પાતાલ-લોકમાં ધરણેન્દ્ર વગેરે વિજયવંત વર્તે છે, તે શ્રી જિન-ભક્તિનો પ્રતાપ છે. શ્રી જિનાજ્ઞાને મુકૂટની માફક મસ્તકે ચડાવીને અગિયાર રૂદ્રોમાંથી કેટલાક સંસારસાગર તરી ગયા અને બાકીના તરી જશે. પાણીમાં જેમ અગ્નિની જ્વાળા શમાઈ જાય અને અમૃતમાં જેમ વિષની ઊર્મિઓ શમાઈ જાય, તેમ શંકરાદિ દેવોની કથાઓનો વિસ્તાર શ્રી જિને-શ્વરોની સમતામાં વિલીન થઈ જાય છે. શ્રી જિનેન્દ્રના ચરિત્રોને સમ્યગ્ સંભારતા સત્પુરુષોને અહીં જ આનંદમાં એટલી મગ્નતા રહે છે કે તેમને મોક્ષની સ્પૃહા પણ નથી રહેતી, તે યુક્ત જ છે. જેમ પાણીથી તૃષા શમે છે અને અન્નથી ક્ષુધા શમે છે, તેમ એક જિનદર્શન માત્રથી ભવની પીડા શમે છે.

સમતાને ધારણ કરનારા પુરુષો ક્રોડો વર્ષો સુધી ભલે સમાધિ પાળે, તો પણ અરિહંતની આજ્ઞા વિના તેઓ શિવપદને પામશે જ નહિ.

જિનધર્મના સ્વીકાર વિના જો કોઈ નિયાણા વિનાનું દાન આપે, સુંદર રીતે શિયલનું પાલન કરે અને પ્રશંસા પામી શકાય તેવી તપશ્ચર્યાઓ કરે, તો પણ તેઓને પરમ-પદની પ્રાપ્તિ થતી નથી.

સૂર્યથી જેમ દિવસ છે, ચંદ્રથી જેમ પૂર્ણિમાની રાત્રિ છે અને મેઘથી જેમ સુકાળ છે, તેમ જિનેશ્વરોથી

અવ્યય પદ છે. જેમ દ્યૂત પાસાને આધીન છે અને ખેતી વૃષ્ટિને આધીન છે, તેમ શિવપુરનો વાસ જિનધ્યાનને આધીન છે.

ત્રણ જગતની લક્ષ્મીઓ સુલભ છે અને અષ્ટસિદ્ધિઓ સુલભ છે, પરંતુ જિનેશ્વરોના ચરણોના રજની કણિકાઓ અતિ દુર્લભ છે. અહો! ખેદની વાત છે કે–સૂર્યને પામીને પણ ઘુવડ જેમ અંધ જ રહે છે, તેમ જિનને પામીને પણ કેટલાક ગાઢ મિથ્યાત્વી અંધ જ રહે છે. જિન એ જ મહાદેવ છે, સ્વયંભૂ છે, પુરુષોત્તમ છે, પરમાત્મા છે, સુગત છે, અલક્ષ્ય છે; સ્વર્ગ, મૃત્યુ અને પાતાલના સ્વામી છે. બુદ્ધ, મહાદેવ વગેરેને સત્ત્વ, રજસ્ અને તમસ્–એ ત્રણ ગુણના વિષયવાળું જ જ્ઞાન છે, પરંતુ લોકોત્તર સત્ત્વથી ઉત્પન્ન થનારું જ્ઞાન શ્રી જિનેશ્વરોને જ હોય છે. જેમ મેઘનું પાણી તળાવમાં પડ્યા પછી લોકો એમ બોલે છે કે–' આ પાણી તળાવનુ છે, ' તેમ અરિહંતના વચનો હરિહરાદિને વિષે પડે છે તેને અજ્ઞાની લોકો પોતપોતાના દેવના માને છે. લોકોત્તર સત્ત્વને કહેનારાં જેટલાં નામો છે, તે ખરી રીતે અરિહંતનાં જ છે. તે સિવાય સત્ત્વ, રજ અને તમોગુણના આભાસથી ઉત્પન્ન થયેલાં નામો તો મારા જેવાને પણ આ સંસારમાં ક્રોડો વાર પ્રાપ્ત થાય છે. મૂઢ માણસ પોતાના દેવના હજાર નામ સાંભળી હર્ષિત થાય થાય છે, કારણ કે–શિયાળને બોર મળવાથી પણ મોટો મહોત્સવ થાય છે. અનંત ગુણો સિદ્ધ થયેલા હોવાથી જિનના નામ અનંત છે: અથવા તો નિર્ગુણ (સત્ત્વાદિ

ગુણુથી રહિત) હોવાથી તેઓને નામ જ નથી, તો નામની સંખ્યા કોણુ કરે? સત્ત્વ, રજ અને તમોગુણુથી રહિત પરમેષ્ઠિના પ્રભાવથી જ આ વિશ્વ અજ્ઞાનના કાદવમાં ખૂંચી જતું નથી. હું એમ માનું છું કે–લોકના અગ્રભાગે જતા લોકનાથ શ્રી અરિહંતદેવ જગતના જીવોને પાપથી બચાવવા માટે પુણ્યને અહીં જ મૂકી ગયા. સમિતિમાં અપ્રમત્ત એવા પ્રભુ પાસેથી પાપ ભવારણ્યમાં નાશી ગયું અને તેના ધ્વંસ માટે પુણ્ય પણુ પૂંઠે ગયું. એ રીતે પુણ્ય–પાપ બંનેથી વિનિર્મુક્ત ભગવાન–જિન, લોકાગ્ર ઉપર આરૂઢ થઈ મુક્તિકાન્તાની સાથે વિલાસ કરે છે. જિન દાતા છે, જિન ભોક્તા છે, સર્વ જગત્ જિન છે, જિન સર્વત્ર જયવંતા છે અને જિન છે તે આ (આત્મા) જ છે. આમ ધ્યાનરસના આવેશથી તન્મયપણાને પામેલા જીવો, આ લોક અને પરલોકમાં નિર્વિઘ્ને સકળ લક્ષ્મીને વરે છે.

---

## પ્રકાશ આઠમો.

આઠ કર્મથી મુક્ત અને પંદર ભેદથી પ્રસિદ્ધ શ્રી સિદ્ધભગવંતો જે અરિહંતોને પણુ માન્ય છે, તેઓનું કયો સત્પુરુષ સ્મરણુ ન કરે?

નિરંજન, ચિદાનંદ, રૂપરહિત, સ્વભાવથી લોકાગ્રને પામેલા, અનંત ચતુષ્ટયને ધારણુ કરનારા, સાદિઅનંત સ્થિતિને ભજનારા, એકત્રીશ ગુણોથી યુક્ત, પરમેશ્વર, પરમાત્મા શ્રી સિદ્ધભગવંતો મને સદાકાળ શરણુભૂત હો. છત્રીશ ગુણુથી

વિભૂષિત શ્રી ગણધરો મને શરણુ આપો. સર્વ સૂત્રના ઉપદેષ્ટા શ્રી ઉપાધ્યાયો મને શરણુ આપો. દશ પ્રકારના ધર્મમાં લીન, સદા સામાયિકમાં સ્થિર અને રત્નત્રયને ધરનારા શ્રી સાધુઓનું મને શરણુ હો. ચરાચર જગતનો આધારભૂત કેવલીપ્રણીત ધર્મ મારું પરમ શરણુ હો. ધર્મરૂપી હિમાલય જ્ઞાન-દર્શન-ચારિત્રરૂપી નદીઓથી ત્રણુ ભુવનને પવિત્ર કરનાર છે. વિવિધ દષ્ટાન્ત, હેતુ, યુક્તિ આદિથી મનોહર એવા સ્યાદ્વાદતત્ત્વમાં હું લીન થયો છું. નવતત્ત્વ-રૂપી અમૃતના કુંડથી ભરેલો સર્વજ્ઞસિદ્ધાન્ત ગંભીર હોવાથી પાતાલ જેવો લાગે છે. શ્રી જિનાગમ સર્વ જ્યોતિષીઓને માન્ય છે, મધ્યસ્થપણાનો આશ્રય કરનાર છે અને વિચારશીલ પુરુષોનું સ્થાન છે. શ્રી જિનેશ્વરની વાણી ધર્મરાજાની રાજધાની છે, દુષ્ટ કર્મને બાળી નાખનારી છે, સંદેહને કાપનારી છે તથા કલ્યાણુની વૃદ્ધિ કરનારી છે. આ પ્રમાણે નમસ્કારના ધ્યાનમાં મગ્ન આત્માઓની કર્મગ્રંથી વિલય પામે છે. શ્રી, હ્રી, ધૃતિ, કીર્તિ, બુદ્ધિ અને લક્ષ્મીની લીલાને પ્રકાશ કરનાર તથા દેવોના સામ્રાજ્યને અને શિવ-પદને આપનાર આ પાંચ નમસ્કાર જયવંત હો.

**સરસ્વતી** નદીને કિનારે શ્રી સિદ્ધપુરનગરમાં શ્રી સિદ્ધસેનસૂરિએ આ શ્રી સિદ્ધચક્રનું માહાત્મ્ય રચ્યું છે.

# શ્રી નવકારનાં ગીતો.

## શ્રી નવકારમંત્રનો છંદ.

વંછિત પૂરે વિવિધ પરેં, શ્રી જિનશાસન સાર,
નિશ્ચે શ્રી નવકાર નિત્ય, જપતાં જયજયકાર. ૧.

અડસઠ અક્ષર અધિક ફળ, નવપદ નવે નિધાન,
વીતરાગ સ્વયં મુખ વદે, પંચપરમેષ્ઠિ પ્રધાન. ૨.

એક જ અક્ષર એક ચિત્ત, સમરે સંપત્તિ થાય,
સંચિત સાગર સાતનાં, પાતિક દૂર પલાય. ૩.

સકલ મંત્ર શિરમુકૂટમણિ, સદ્ગુરૂ ભાષિત સાર,
સો ભવિયાં મન શુદ્ધશું, નિત્ય જપીયેં નવકાર. ૪.

## છંદ.

નવકાર થકી શ્રીપાળ નરેસર, પામ્યો રાજ્ય પ્રસિદ્ધ;
શ્મશાન વિષે શિવનામ કુમરને, સોવન પુરિસો સિદ્ધ.
નવ લાખ જપંતા નરક નિવારે, પામે ભવનો પાર;
સો ભવિયાં ભક્તેં ચોક્ખે ચિત્તેં,
નિત્ય જપીયેં નવકાર. ૧.

બાંધી વડશાખા શિંકે બેસી, હેઠળ કુંડ હુતાશ,
તસ્કરને મંત્ર સમર્પ્યો શ્રાવકે, ઊડ્યો તે આકાશ;
વિધિ રીતે જપતાં વિષધરવિષ ટાળે, ઢાળે અમૃતધાર,

સો ભવિયાં ભત્તેં ચોકખે ચિત્તેં,
નિત્ય જપીયેં નવકાર. ૨.

બીજોરા કારણ રાય મહાબલ, વ્યંતર દુષ્ટ વિરોધ,
જેણે નવકારે હત્યા ટાલી, પામ્યો યક્ષ પ્રતિબોધ;
નવ લાખ જપંતાં થાયે જિનવર, ઇસ્યો છે અધિકાર,
સો ભવિયાં ભત્તેં ચોકખે ચિત્તેં,
નિત્ય જપીયેં નવકાર. ૩.

પલ્લીપતિ શિખ્યો મુનિવર પાસે, મહામંત્ર મન શુદ્ધ,
પરભવ તે રાજસિંહ પૃથિવીપતિ, પામ્યો પરિગલ રિદ્ધ;
એ મંત્રથકી અમરાપુર પોહોતો, ચારુદત્ત સુવિચાર,
સો ભવિયાં ભત્તેં ચોકખે ચિત્તેં,
નિત્ય જપીયેં નવકાર. ૪.

સંન્યાસી કાશી તપ સાધંતો, પંચાગ્નિ પરજાલે,
દીઠો શ્રી પાર્શ્વકુમારે પન્નગ, અધબળતો તે ટાલે;
સંભલાવ્યો શ્રી નવકાર સ્વયંમુખ, ઇન્દ્રભુવન અવતાર,
સો ભવિયાં ભત્તેં ચોકખે ચિત્તેં,
નિત્ય જપીયેં નવકાર. ૫.

મન શુદ્ધે જપતાં મયણાસુંદરી, પામી પ્રિય સંયોગ,
ઇણ ધ્યાનથકી કષ્ટ ટળ્યું ઉંબરનું, રક્તપિત્તનો રોગ;
નિશ્ચે સુજપતાં નવ નિધિ થાયે, ધર્મતણો આધાર,
સો ભવિયાં ભત્તેં ચોકખે ચિત્તેં,
નિત્ય જપીયેં નવકાર. ૬.

ઘટમાંહિ કૃષ્ણ ભુજંગમ ઘાલ્યો, ઘરણી કરવા ઘાત,
પરમેષ્ઠિપ્રભાવે હાર ફૂલનો, વસુધામાંહિ વિખ્યાત;
**કમલવતીયેં** પિંગલ કીધો, પાપ તણો પરિહાર,
**સો ભવિયાં ભત્તેં ચોકખે ચિત્તેં,**
**નિત્ય જપીયેં નવકાર. ૭.**

ગયણાંગણ જાતિ રાખી ગ્રહીને, પાડી બાણપ્રહાર,
પદ પંચ સુણંતાં **પાંડુપતિ** ઘર, તે થઈ **કુંતા** નાર;
એ મંત્ર અમૂલક મહિમા મંદિર, ભવદુઃખ ભંજણહાર,
**સો ભવિયાં ભત્તેં ચોકખે ચિત્તેં,**
**નિત્ય જપીયેં નવકાર. ૮.**

**કંબલ સંબલ શેઠ વાછડા,** શકટ પાંચસેં માન,
દીધે નવકારેં ગયા દેવલોકેં, વિલસે અમર વિમાન;
એ મંત્રથકી સંપત્તિ વસુધામાં લહી, વિલસે જૈન વિહાર,
**સો ભવિયાં ભત્તેં ચોકખે ચિત્તેં,**
**નિત્ય જપીયેં નવકાર. ૯.**

આગે ચોવીસી હુઈ અનંતી, હોશે વાર અનંત,
નવકારતણી કોઈ આદિ ન જાણે, એમ ભાખે અરિહંત;
પૂરવ દિશિ ચારે આદિ પ્રપંચે, સમરે સંપત્તિ થાય,
**સો ભવિયાં ભત્તેં ચોકખે ચિત્તેં,**
**નિત્ય જપીયેં નવકાર. ૧૦.**

પરમેષ્ઠિ સુરપદ તે પણ પામે, જે કૃત કર્મ કઠોર,
**પુંડરીકગિરિ** ઉપર પ્રત્યક્ષ પેખ્યો, **મણિધર** ને એક **મોર;**

સદ્‌ગુરુ સન્મુખ વિધિયેં સમરંતાં, સફલ જનમ સંસાર,
સો ભવિયાં ભત્તેં ચોકૂખે ચિત્તેં,
નિત્ય જપીયેં નવકાર. ૧૧.

શૂલિકારોપણુ તસ્કર કીધો, લોહખરો પરસિદ્ધ,
તિહાં શેઠે નવકાર સુણાવ્યો, પામ્યો અમરની રિદ્ધ;
શેઠને ઘર આવી વિઘ્ન નિવાર્યાં, સુરે કરી મનોહાર,
સો ભવિયાં ભત્તેં ચોકૂખે ચિત્તેં,
નિત્ય જપીયેં નવકાર. ૧૨.

પંચ પરમેષ્ઠિ જ્ઞાન જ પંચહ, પંચ દાન ચારિત્ર,
પંચ સજ્ઝાય મહાવ્રત પંચહ, પંચ સમિતિ સમકિત;
પંચ પ્રમાદ વિષય તજો પંચહ, પાલો પંચાચાર,
સો ભવિયાં ભત્તેં ચોકૂખે ચિત્તેં,
નિત્ય જપીયેં નવકાર. ૧૩.

કલશ ( છપ્પય )

નિત્ય જપીયેં નવકાર, સાર સંપત્તિ સુખદાયક,
સિદ્ધમંત્ર એ શાશ્વતો, એમ જપે શ્રી જગનાયક;
શ્રી અરિહંત સુસિદ્ધ, શુભ આચાર્ય ભણીજે,
શ્રી ઉવજ્ઝાય સુસાધુ, પંચ પરમેષ્ઠિ થૂણીજે;
નવકાર સાર સંસાર છે, કુશલલાભ વાચક કહે,
એક ચિત્તે આરાધતાં, વિવિધ ઋદ્ધિ વાંછિત લહે.

# ઉપાધ્યાય શ્રી યશોવિજયજી વિરચિત

## પંચપરમેષ્ઠિ-ગીતા.

( થોડાંક પદ્યો )

ચાલિ.

નમસ્કાર અરિહંતને, વાસિત જેહનું ચિત્ત,
ધન્ય તેહ કૃતપુણ્યને, જીવિત તાસ પવિત્ત;
આર્ત્તધ્યાન તસ નવિ હુએ, નવિ હુએ દુરગતિ વાસ,
ભવક્ષય કરતાં રે સમરતાં, લહિયે સુકૃત અભ્યાસ. ૧.

ચાલિ.

નમસ્કાર તે સિદ્ધને, વાસિત જેહનું ચિત્ત,
ધન્ય તે કૃતપુણ્ય તે, જીવિત તાસ પવિત્ત;
આર્ત્તધ્યાન તસ નવિ હુએ, નવિ હુએ દુરગતિ વાસ,
ભવક્ષય કરતાં રે સમરતાં, લહિયે સુકૃત ઉલ્લાસ. ૨.

ચાલિ.

આચારય નમુક્કારે, વાસિત જેહનું ચિત્ત,
ધન્ય તેહ કૃતપુણ્ય તે, જીવિત તાસ પવિત્ત;
આર્ત્તધ્યાન તસ નવિ હુએ, નવિ હુએ દુરગતિ વાસ,
ભવક્ષય કરતાં રે સમરતાં, લહિયે સુકૃત ઉલ્લાસ. ૩.

ચાલિ.

નમસ્કાર ઉવજ્ઝાયને, વાસિત જેહનું ચિત્ત,
ધન્ય તેહ કૃતપુણ્ય તે, જીવિત તાસ પવિત્ત;

આર્ત્તધ્યાન તસ નવિ હુએ, નવિ હુએ દુરગતિ વાસ,
ભવક્ષય કરતાં રે સમરતાં, લહિયે સુકૃત ઉલ્લાસ. ૪.

ચાલિ.

નમસ્કાર અણુગારને, વાસિત જેહનું ચિત્ત,
ધન્ય તેહ કૃતપુણ્ય તે, જીવિત તાસ પવિત્ત;
આર્ત્તધ્યાન તસ નવિ હુએ, નવિ હુએ દુરગતિ વાસ,
ભવક્ષય કરતાં રે સમરતાં, લહિયે સુકૃત અભ્યાસ. ૫.

દુહા.

પંચ નવકાર એ સુપ્રકાશ, એહથી હોએ સવિ પાપ નાશ;
સર્વ મંગલતણું એહ મૂલ, સુજશ વિદ્યા વિવેકાનુકૂલ. ૬.

## નવકારમંત્રનો મહિમા.

ચાલિ.

શ્રી નવકાર સમો જગિ, મંત્ર ન યંત્ર ન અન્ય,
વિદ્યા નવિ ઔષધ નવિ, એહ જપે તે ધન્ય;
કષ્ટ ટલ્યાં બહુ એહને, જાપે તૂરત સિદ્ધ,
એહના બીજની વિદ્યા, નમિ-વિનમીને સિદ્ધ. ૭.

દુહા.

સિદ્ધ ધર્માસ્તિકાયાદિ દ્રવ્ય,
તિમજ નવકાર એ ભણે ભવ્ય;
સર્વ શ્રુતમાં વડો એ પ્રમાણ્યો,
મહાનિશીથે ભલિ પરિ વખાણ્યો. ૮.

ચાલિ.

ગિરિમાંહિ જિમ સુરગિરિ, તરુમાંહિ જિમ સુરસાલ,
સાર સુગંધમાં ચંદન, નંદન વનમાં વિશાલ;
મૃગમાં મૃગપતિ ખગપતિ, ખગમાં તારા ચંદ્ર,
ગંગ નદીમાં અનંગ, સરૂપમાં દેવમાં ઈંદ્ર. ૯.

દુહા.

જિમ સ્વયંભૂરમણુ ઉદધિમાંહિ,
શ્રી રમણુ જિમ સકલ સુભટમાંહિ;
જિમ અધિકું નાગમાંહિ નાગરાજ,
શબ્દમાં જલદ ગંભીર ગાજ. ૧૦.

ચાલિ.

રસમાંહિ જિમ ઇક્ષુરસ, ફૂલમાં જિમ અરવિંદ,
ઔષધમાંહિ સુધા, વસુધાધવમાં રઘુનંદ;
સત્યવાદિમાં યુધિષ્ઠિર, ધીરમાં ધ્રુવ અવિકંપ,
મંગલમાંહિ જિમ ધર્મ, પરિચ્છદ સુખમાં સંપ. ૧૧.

દુહા.

ધર્મમાંહિ દયા ધર્મ મોટો, બ્રહ્મવ્રતમાંહિ વજ્જર-કછોટો;
દાનમાંહિ અભયદાન રૂડું, તપમાંહિ જે કહેવું ન કૂડું. ૧૨.

ચાલિ.

રતનમાંહિ સારો હીરો, નીરોગી નરમાંહિ,
શીતલમાંહિ ઉસીરો, ધીરો વ્રતધરમાંહિ;
તિમ સવિ મંત્રમાં સારો, ભાખ્યો શ્રી નવકાર,
કહ્યા ન જાયે રે એહના, જેહ છે બહુ ઉપકાર. ૧૩.

દુહા.

તજે એ સાર નવકાર મંત્ર,
જે અવર મંત્ર સેવે સ્વતંત્ર;
કર્મ પ્રતિકૂલ બાઉલ સેવે,
તેહ સુરતરુ ત્યજી આપ ટેવે. ૧૪.

ચાલિ.

એહને બીજે રે વાસિત, હોયે ઉપાસિત મંત,
બીજા પણિ ફલદાયક, નાયક છે એ તંત;
અમૃત ઉદધિ કુસારા, સારા હરત વિકાર,
વિષના તે ગુણ અમૃતનો, પવનનો નહીં રે લગાર. ૧૫.

દુહા.

જેહ નિર્બીજ તે મંત્ર જૂઠા,
ફલે નહીં સાંહમૂં હુઈ અપુઠા;
જેહ મહામંત્ર નવકાર સાધે,
તેહ દોઅ લોક અલવે આરાધે. ૧૬.

ચાલિ.

રતનતણી જિમ પેટી, ભાર અલ્પ બહુ મૂલ,
ચૌદ પૂરવનું સાર છે, મંત્ર એ તેહને તુલ્લ;
સકલ સમય અભ્યંતર, એ પદ પંચ પ્રમાણ,
મહસુઅ-ખંધ તે જાણો, ચૂલા સહિત સુજાણ. ૧૭.

દુહા.

પંચ પરમેષ્ઠિ ગુણ ગણ પ્રતીતા,
જિન ચિદાનંદ મોજે ઉદીતા;
શ્રી **યશોવિજય** વાચક પ્રણીતા,
તેહ એ સાર **પરમેષ્ઠિ ગીતા**. ૧૮.

## વચ્છભંડારી કૃત

## શ્રી નવકાર ગીત.

નવકાર તણાં ફલ સાંભલી, હૃદય કમલ ધરી ધ્યાન;
અનંત ચઉવીસી આગે માનિઉં, પંચપરમેષ્ઠિ પ્રધાન. ૧

જીવસમરિ (૨) નવકાર, જિનશાસન કહિઉ સાર. જીવ૦
આંચલી૦

વનમાંહિ એક પુલિંદઉ પુલિંદી, મુનિ તસુ દિઉ નવકાર;
અંતકાલિ બિહૂ મંત્ર વિશેષઈ, રાયમંદિર અવતાર. જી૦ ૨

પડીય ભૂમિ સમલી પેષ(ખ)વિ, મુનિ તસુ દિઈ નવકાર;
સીઘલરાય તણઈ ઘરિ કુંયરી, ભરુયછિ કરિઉ વિહાર. જી૦ ૩

નગર પોતનપુરિ જોઉ મિત્થાતણિ, વહૂરનઈ દિઈ આલ;
મહામંત્ર સમરઈ મનિભ્યંતરિ, સરપ ફીટી ફૂલમાલ. જી૦ ૪

એ નવકાર તણઈ સુપસાઈં, પુરિસાસિદ્ધિ જિણિ પામી;
કનકમઈ જિણ ભૂયણ કરાવિઉ, થાપ્યા ત્રિભુવનસામિ. જી૦ ૫

ભણઈ વછભંડારી નિસિદિન, મહામંત્ર સમરીજઈ;
એ નવકાર તણઈ સુપસાઈ, કેવલિ લછિ લહંતિ. જી૦ ૬

ઈતિ નવકાર ગીત.

---

## નોકારવાલી ગીત.

બાર જપું અરિહંતના ભગવંતના રે ગુણ સૂરિ છત્રીસ,
સિદ્ધ આઠ ગુણ જાણીઈં વરવાણીઇં રે ગુણ હું નિસદિસ. નો૦ ૧

નોકારવાલી વંદીઈ ચિર નંદીઈ રે ઉઠી ગુણીઈ સવેર,
સૂત્રતણા ગુણ ગુંથીયા મણીયા મોહન મેર. નો૦ ૨

પંચવીસ ગુણ ઉવજ્ઝાયના સત્તાવીસ રે ગુણ શ્રી અણગાર,
એકસો આઠ ગુણે કરી ઈમ ગુણ્યો રે ભવીયણ નવકાર. નો૦ ૩

મોક્ષ જાપ અંગુઠડે વૈરી રૂઠડે રે તર્જનાંગુલી હોય,
બહુ સુખદાયક મધ્યમા અનામિકા રે વસ્યારથ હોય. નો૦ ૪

આકર્ષણચટી આંગુલી વલી સુણયો રે ગુણવાની રીતિ,
મેરૂ ઉલંઘન મત કરો મમ કરયો રે નખ અગ્રે પ્રીતિ. નો૦ ૫

નિશ્ચલ ચિત્તે જે ગુણે વલી સંખ્યાદિકથી એકંત,
તેહને ફલ હોવે ઘણો ઈમ બોલે રે જિણવર સિદ્ધંત. નો૦ ૬

સંખ પ્રવાલા સ્ફટિક મણિ પતાજીવ રતાંજણી સાર,
રૂપ્ય સોવન રયણ તણી ચંદનાડગર નૈં ઘનસાર. નો૦ ૭

સુંદર ફલ રુદ્રાખની જપમાલીકા રે રેસમની અપાર,
પંચવર્ણ સમસૂત્રની વલી વિશેષૈ સૂત્રતણી ઉદાર. નો૦ ૮

ગોયમ પૂછ્યાથી કહ્યો મહાવીરજી રે એ સયલ વિચાર,
લબ્ધિ કહે ભવીયણ તુમે ઈમ ગુણયોરે નિત્ય શ્રી નવકાર. નો૦૯

ઈતિ નોકારવાલી ગીત.

---

## નવકારફળ સજ્ઝાય.

( ગિરૂઆરે ગુણ તુમ તણા—એ રાગ. )

સમરો ભવિઅણ ભાવસ્યું, મહામંત્ર નવકારો રે;
સમરંતા સુખ પામીઈ, ભવોભવ એ આધારો રે. સમરો. ૧

પૂરવ ચઉદતણું કહ્યું, સાર એ શ્રી જિનરાયો રે;
એક મનાં આરાધતાં, પાતક દૂરિ પલાયો રે. સમરો. ૨

અડસઠ અક્ષર એહના, સંપદા આઠને સારો રે;
આપઈ અનંતી સંપદા, ભવિજનનઈ હિતકારો રે. સ૦ ૩

ઉજ્જલ ધ્યાન ધરી કરી, લાખ એક જપઈ જેહો રે;
તીરથંકર પદ તે લહઈ, એહમાં નહીં સંદેહો રે. ૪

સુખ સંતતિ અરથઈ કરી, પૂજી શ્રી જિનરાયો રે;
ચઢતો એક લખ્ય(ક્રુખ)સમરતાં, મનવંછિત સુખ થાયો રે.સ૦ ૫

કમલબંધ કરી જે જપઈ, એકમનાં નવકારો રે;
દિન પ્રતિ તે જીમતો, ફલ લહઈ ચોથનું સારો રે. સ૦ ૬

નંદ્યા(દ્યા)વર્ત્ત કરઈ કરી, શંખાવર્ત્ત કરેઈ રે;
ધ્યાન ધરઈ નવકારનું, વંછિત સુખ લહેઈ રે. સમરો. ૭

બંધન કષ્ટઈ જે જપઈ, વિપરીતઈ એક લાખો રે;
સંકટ કષ્ટ તેહનું ટલઈ, એહવી જિનવર ભાખો રે. સ૦ ૮

અનુપૂરવી કે પાટલી, અહનિશિ જેહ ગણંતો રે;
વરસા વરસી તપતણું, ફલ સહી તેહ લહંતો રે. સમરો. ૯

વયરી રુઠે તરજની, અંગુઠઈ મોખ્ય જાપો રે;
વશી કરવા ટચી અંગુલી, અનામિકા યશ વ્યાપો રે. સ૦ ૧૦

શિવકુમાર સંકટમાંહિ, ચિત્ત ધર્યો નવકારો રે;
સોનાનો પુરિસો થયો, ત્રિદંડીઓ તેણી વારો રે. સ૦ ૧૧

સમલી વ્યાધઈ અપહણી, મુનિ દીધો નવકારો રે;
તતખિણ રાજસુતા થઈ, પામી સદ્ગતિ સારો રે. સ૦ ૧૨

ચોર થયો વલી દેવતા, નવપદ મહિમા તેહો રે;
ભીલ-ભીલડી સુર થયાં, પાપી હૂંતા જેહો રે. સમરો. ૧૩
ધ્યાન ધરંતી અહનિશિ, શ્રીમતી અતિ સુકુમાલા રે;
સંકટ તસ દૂરિં થયું, ભુઅંગ થઈ ફૂલમાલા રે. સમરો. ૧૪
મન વચ કાયા વશિ કરી, નવપદનું કરે ધ્યાનો રે;
હરખવિજય કહઈ હરખસ્યું, તસ ઘર નવય નિધાનો રે.સ૦ ૧૫

ઈતિ શ્રી નવકારફલ સજ્ઝાય.

---

## શ્રી જ્ઞાનવિમલસૂરિકૃત
## શ્રી નવકાર ભાસ.

(ઢાલ-નણદલની-એ દેશી.)

### પ્રથમ પદવર્ણન ભાસ.

વારી જાઉં હું અરિહંતની, જેહના ગુણ છે બાર; મોહન૦
પ્રાતિહારિજ આઠ છેં, મૂલ અતિશય ચ્યાર. મો૦ વા૦ ૧
વૃક્ષ અશોક-૧ સુરકુસુમની વૃષ્ટિ-૨ દિવ્ય ધ્વનિ વાણ-૩ મો૦
ચામર-૪ સિંહાસન-૫ દુંદુભિ-૬ ભામંડલ-૭ છત્ર વખાણ-૮
મો૦ વા૦ ૨
પૂજા અતિશય છેં ભલો, ત્રિભુવન જનનેં માન્ય; મો૦
વચનાતિશય યોજનમાંનિ, સમજે ભવિ અસમાન.
મો૦ વા૦ ૩
જ્ઞાનાતિશય અનુત્તર સુરતણા, સંશય છેદનહાર; મો૦
લોકાલોક પ્રકાશતા, કેવલજ્ઞાન ભંડાર. મો૦ વા૦ ૪

રાગાદિક અંતરરિપુ, તેહના કીધા અંત મો૦
જિહાં વિચરેં જગદીસરુ, તિહાં સાતે ઈતિ શમંત.
મો૦ વા૦ ૫

એહ અપાયાપગમનો, અતિશય અતિ અદ્ભૂત; મો૦
અહનિશિ સેવા વારતા, કોડીગમેં પુરુહૂત. મો૦ વા૦ ૬

મારગ શ્રી અરિહંતનો, આદરીઈ ગુણગેહ; મો૦
ચાર નિક્ષેપઈ વંદીઈ, **જ્ઞાનવિમલ** ગુણગેહ. મો૦ વા૦ ૭

ઈતિ પ્રથમ પદવર્ણન ભાસ.

---

## દ્વિતીય પદવર્ણન ભાસ.

(ઢાલ—અલબેલાની—એ દેશી.)

નમો સિદ્ધાણું બીજે પદે રે લાલ, જેહમાં ગુણ છે આઠ રે;
હું વારી લાલ૦
શુક્લ ધ્યાન અનલેં કરી રે લાલ, બાળ્યાં કર્મ કુકાઠ રે.
હું વારી૦ ૧. નમો૦ આંકણી૦

જ્ઞાનાવરણ ક્ષયેં લહ્યો રે લાલ, કેવલજ્ઞાન અનંત રે;
હું વારી૦
દર્શનાવરણ ક્ષયથી થયો રે લાલ, કેવલ દર્શન કંત રે.
હું વારી૦ ૨. નમો૦

અખય અનંત સુખ સહજથી રે લાલ, વેદની કર્મનો નાશ રે,
હું વારી૦
મોહની ક્ષયેં નિરમલું રે લાલ, ક્ષાયિક સમકિત વાસ રે.
હું વારી૦ ૩. નમો૦

અખયથિતિ ગુણ ઉપનો રે લાલ, આયુકર્મ અભાવિ રે;
હું વારી૦
નામકર્મ ક્ષયે નીપન્નો રે લાલ, રૂપાદિકે ગત ભાવ રે.
હું વારી૦ ૪. નમો૦
અગુરુલઘુગુણ ઊપનો રે લાલ, ન રહ્યો કોઈ વિભાવ રે;
હું વારી૦
ગોત્રકર્મક્ષયે નીપનો રે લાલ, નિજપર્યાય સ્વભાવ રે.
હું વારી૦ ૫. નમો૦
અનંતવીર્ય આતમતણું રે લાલ, પ્રગટ્યો અંતરાય નાસ રે;
હું વારી૦
આઠ કર્મ નાશે થયો રે લાલ, અનંત અખય સુખવાસ રે.
હું વારી૦ ૬. નમો૦
ભેદ પન્નર ઉપચારથી રે લાલ, અનંત પરંપર ભેદ રે;
હું વારી૦
નિશ્ચયથી વીતરાગના રે લાલ, ત્રિકરણ કર્મ ઉચ્છેદ રે.
હું વારી૦ ૭. નમો૦
જ્ઞાનવિમલની જ્યોતિમાં રે લાલ, ભાસિત લોકાલોક રે;
હું વારી૦
તેહના ધ્યાનથકી હુઆ રે લાલ, સુખીયા સઘલા લોક રે.
હું વારી૦ ૮. નમો૦

ઈતિ નવકાર પદાધિકારે દ્વિતીય ભાસ.

---

## તૃતીય પદવર્ણન ભાસ.

( ઢાલ-પ્રથમ ગોવાલાતણે ભવજી-એ દેશી. )

આચારી આચાર્યનુંજી, ત્રીજે પદે ધરો ધ્યાન;
શુદ્ધ ઉપદેશ પ્રરૂપતાજી, કહ્યા અરિહંત સમાન. સૂરી૦ ૧

નમતાં શિવસુખ થાય, ભવ ભવ પાતિક જાય; સૂ૦ આ૦

પંચાચાર પળાવતાજી, આપણપેં પાલંત;
છત્રીસ છત્રીસી ગુણેંજી, અલંકૃત તનું વિલસંત. સૂરી૦ ૨

દર્શન-જ્ઞાન-ચારિત્રનાજી, એકેક આઠ આચાર;
બારહ તપ આચારનાજી, ઈમ છત્રીસ ઉદાર. સૂરી૦ ૩

પડિરુવાદિક ચઉદ છેંજી, વલી દસવિધ યતિધર્મ;
બારહ ભાવન ભાવતાંજી, એ છત્રીસી મર્મ. સૂરી૦ ૪

પંચેંદ્રિય દમે વિષયથીજી, ધારે નવવિધ બ્રહ્મ;
પંચ મહાવ્રત પોષતાંજી, પંચાચારે સમર્મ. સૂરી૦ ૫

ગુપતિ ત્રણ્યું સૂધી ધરેંજી, ટાલે ચ્યાર કષાય;
એ છત્રીસી આદરેંજી, ધન ધન તેહની માય. સૂરી૦ ૬

અપ્રમત્તે અર્થ ભાખતાજી, ગણિ સંપદ જે આઠ;
બત્રીસ ચઉ વિનયાદિકેંજી, ઈમ છત્રીસી પાઠ. સૂરી૦ ૭

ગણધર ઓપમ દીજીઈજી, યુગપ્રધાન કહિંવાય;
ભાવ ચારિત્રજ જેહવાજી, તિહાં જિનમારગ ઠવાય. સૂરી૦ ૮

**જ્ઞાનવિમલ** ગુણ રાજતાજી, ગાજે શાસનમાંહિ;
તે વંદી નિરમલ કરોજી, બોધિબીજ ઉછાહિં. સૂરી૦ ૯

ઈતિ નવકાર પદાધિકારે તૃતીય ભાસ.

---

## ચતુર્થ પદવર્ણન ભાસ.

(પાંચે પાંડવ વાંદતાં–એ દેશી.)

ચોથે પદે ઉવજ્ઝાયનું, ગુણવંતનું ધરો ધ્યાન રે;
જુવરાજા સમ તે કહ્યા, પદિસૂરીને સૂરી સમાન રે. ત્રુટક૦
જે સૂરિ સમાન વ્યાખ્યાન, કરિપણિ નવિ ધરે અભિમાન રે;
વલી સૂત્રાર્થનો પાઠ દિઈં, ભવી જીવને સાવધાન રે. ૧
અંગ ઇગ્યાર ચૌદ પૂર્વ જે, વલી ભણિ ભણાવે જેહ રે;
ગુણ પણવીસ અલંકર્યા, દૃષ્ટિવાદ અરથ ગેહ રે. ત્રુટક૦
બહુ નેહેં અભ્યાસ સદા, મનિ ધારતા ધર્મધ્યાન રે;
કરે ગચ્છની ચિંત પ્રવર્ત્તક, દિઈં થિવિરને બહુમાન રે. ૨
અથવા અંગ ઇગ્યાર જે વલી, તેહના બાર ઉપાંગ રે;
ચરણકરણની સિત્તરી, જે ધારે આપણુઈં અંગ રે. ત્રુટક૦
વલી ધારે આપણે અંગે, પંચાંગી સમ તે સૂધી વાંણિ રે;
નય ગમ ભંગ પ્રમાણ, વિચારને દાખતા જિનઆણ રે. ૩
સંઘ સકલ હિતકારિયા, રત્નાધિક મુનિ હિતકાર રે;
પણ વ્યવહાર પ્રરૂપતા, દસ સામાચારી આચાર રે. ત્રુટક૦
કહે દસ સામાચારી આચાર, વિચારને વારતા ગુણગેહ રે;
શ્રી જિનશાસન ધર્મધુરા, નિરવાહતા શુચિ દેહ રે. ૪
પંચવીસ પંચવીશી ગુણતણી, જે ભાખી પ્રવચનમાંહિ રે;
મુક્તાફલ માલા પરિં, દીપે જસ અંગિ ઉછાહી રે. ત્રુટક૦
જસદીપેં અતિ ઉછાહિ, અથાહગુણેં જ્ઞાનવિમલથી એકતાન રે;
એહવા વાચકનું ઉપમાન કહું, કિમ જેહથી શુભધ્યાન રે. ૫

ઇતિ નવકાર પદાધિકારે ચતુર્થ ભાસ.

---

## પંચમ પદવર્ણન ભાસ.

( તે મુનિને ભામડે જઈઈ–એ દેશી. )

તે મુનિને કરૂં વંદન ભાવઈ, જે ષટ્ વ્રત ષટ્ કાય રાખે રે. ૧૨
ઈંદ્રિય પણિ દમેં વિષયણાથી ૧૭ વલી ખંતિ સુધારસ
ચાખેં રે. ૧૮. ૧ તે૦

લોભતણા નિગ્રહનેં કરતા ૧૯, વલી પડિલેહણાદિક કિરિયા રે;
નિરાસંસ જતનાઈ બહુપદિ ૨૦, વલી કરણ શુદ્ધિ ગુણ-
દરિયા રે. ૨૧. ૨ તે૦

અહનિસ સંયમ યોગસ્યું જુગતા ૨૨, દુર્દ્ધર પરિસહ
સહતા રે. ૨૩;
મન વચ કાય કુસલતા યોગઈ, વરતાવેં ગુણ અનુસરતા રે.
૨૬. ૩ તે૦

છંડિ નિજતનું ધર્મનઈ કાજેં, ઉપસર્ગાદિક આવે રે;
સત્તાવીસ ગુણઈ કરી સોહેં, સૂત્રાચાર નઈ ભાવે રે. ૪ તે૦

જ્ઞાન દર્શન ચારિત્રતણાં જે, ત્રિકરણ યોગે આચાર રે;
અંગઈધિરે નિઃસ્પૃહતા સૂધી, એ સત્તાવીસ ગુણ સાર રે. ૫ તે૦

અરિહંત ભક્તિ સદા ઉપદેશૈ, વાચગસૂરિના સહાઈ રે;
મુનિ વિણ સર્વ ક્રિયા નવ સુઝેં, તીર્થ સકલ સુખદાઈ રે.
૬ તે૦

પદ પંચમ એણી પરિ ધ્યાવંતા, પંચમગતિને સાધો રે;
સુખકર શાસનના એ દાયક, **જ્ઞાનવિમલ** ગુણ વાધો રે. ૭ તે૦

ઈતિ નવકાર પદાધિકારે પંચમ ભાસ.

---

## શ્રી નવકારમંત્રની સજઝાય.

સમર જીવ એક નવકાર નિજ હેજશું,
અવર કાંઈ આળ–પંપાળ દાખે;
વર્ણ અડસઠ નવકારના નવપદ,
સંપદા આઠ અરિહંત ભાખે. સમર૦ ૧

આદિ અક્ષર નવકારના સ્મરણથી,
સાત સાગર ટળી જાય દૂરાં;
એક પદ ઉચ્ચરે દુરિત દુઃખડાં હરે,
સાગર આયુ પચાસ પૂરાં. સમર૦ ૨

સર્વ પદ ઉચરતા પાંચસેં સાગર,
સહસ ચોપન નવકારવાલી;
સ્નેહે મન સંવરી હર્ષભર હેજ ધરી,
લાખ નવ જાપથી કુગતિ ટાલી. સમર૦ ૩

લાખ એક જાપ જન પુન્યે પૂરા જપે,
પદવી પામે અરિહંત કેરી;
અશોક વૃક્ષ તલે બારિ પર્ષદ મલે,
ગડગડે દુંદુભિ નાદ ભેરી. સમર૦ ૪

અષ્ટ વલી અષ્ટ સય અષ્ટ સહસાવલી,
અષ્ટ લાખ જપે અષ્ટ કોડી;
કીર્તિવિમલ કહે મુક્તિ લીલા લહે,
આપણાં કર્મ આઠે વિછોડી. સમર૦ ૫

---

## ॥ नवकार स्तवन ॥

तियसिंद्-नरिंद्-नमंसियाण, निद्दड्ढ-घाय(इ)कम्माणं ।
निज्जिय-रिउ-निवहाणं, नमो नमो जिणवरिंदाणं ॥ १ ॥

तिहुयण-सिहरंमि पय(इ)ट्ठियाण, निट्ठविय-मल-कलंकाणं ।
सासय-सुह-निलयाणं, नमो नमो सव्व-सिद्धाणं ॥ २ ॥

पंचविहायार-समुद्द-पारपत्ताणं गुणमयंकाणं ।
आयरियाणं च तहा, नमो नमो नाणसूरीणं ॥ ३ ॥

सयल-सुओयहि-पारं-गयाण उवएस-दाण-दक्खाणं ।
निश्चमुवज्झायाणं, नमो नमो खविय मोहाणं ॥ ४ ॥

अइदुद्धराइं पंच वि, धारंति महव्वयाइं जे मुणिणो ।
तियलोयबंधवाणं, नमो नमो सव्वसाहूणं ॥ ५ ॥

इय पंच महापरमिट्ठि-संथवं जे कुणंति भावेण ।
पावंति ते अपावा अजियसुहं निव्वुइं अइरा ॥ ६ ॥



## નમસ્કારનાં સ્તોત્રો.

### ' नवकारफलप्रकरणम् । '

घणघाइकम्ममुक्का अरहंता तह य सव्व सिद्धा य ।
आयरियाउवज्झाया पवरा तह सव्वसाहू य ॥ १ ॥

पयाण नमुक्कारो पंचण्ह वि पवरलक्खणधराणं ।
भवियाण होइ सरणं संसारे संसरंताणं ॥ २ ॥

ઘનઘાતી કર્મથી મુક્ત અરિહંતો, સર્વ સિદ્ધો, પ્રવર આચાર્યો, ઉપાધ્યાયો તથા સર્વ સાધુઓ–શ્રેષ્ઠ લક્ષણને ધારણ કરનારા એ પાંચેય પરમેષ્ઠિઓને કરેલો નમસ્કાર સંસારમાં ભટકતા ભવ્ય જીવોને પરમ શરણરૂપ છે. ૧–૨

उड्ढमहोतिरियम्मि य जिणणवकारो पहाणओ नवरं ।
नरसुरसिवसुक्खाणं कारणं इत्थ भुवणम्मि ॥ ३ ॥

ઊર્ધ્વલોક, અધોલોક અને તિર્યગ્‌લોકમાં શ્રી જિન નવકારપ્રધાન છે તથા સમસ્ત ભુવનમાં નરસુખ, સુરસુખ અને શિવસુખોનું પરમ કારણ છે. ૩

तेण इमो निच्चं चिय पढिज्ज सुत्तुट्ठिएहि अणवरयं ।
होइ च्चिय दुहदलणो सुहजणणो भवियलोयस्स ॥ ४ ॥

તે કારણે સૂતાં અને ઊઠતાં આ નવકારને નિરન્તર ગણવો જોઈએ. ભવ્ય લોકોને તે નિશ્ચયે દુઃખને દળનારો તથા સુખને ઉત્પન્ન કરનારો થાય છે. ૪

जाए वि जो पढिज्जइ जेण य जायस्स होइ बहुरिद्धि ।
अवसाणे वि पढिज्जइ जेण मओ सुग्गइं जाइ ॥ ५ ॥

જો જન્મતી વખતે તે ગણવામાં આવે, તો જન્મ પામ્યા બાદ બહુ ઋદ્ધિને આપનારો થાય છે અને જો અવસાન વખતે તે ગણવામાં આવે, તો મરણ થયા બાદ સુગતિને આપનારો થાય છે. ૫

आवईहिं पि पढिज्जइ जेण य लंघेइ आवइसयाइं ।
रिद्धीहिं पि पढिज्जइ जेण य सा जाइ वित्थारं ॥ ६ ॥

જો આપત્તિ વખતે તેને ગણવામાં આવે, તો સેંકડો આપત્તિઓનું ઉલ્લંઘન થાય છે અને જો ઋદ્ધિની વખતે તેને ગણવામાં આવે, તો તે ઋદ્ધિ વિસ્તારને પામે છે. ૬

नवसिरि हुंति सुराणं विज्जाहरतेय नरवरिंदाणं ।
जेण इमो नवकारो सासु व्व पइट्ठिओ कंठे ॥ ७ ॥

આ નવકારને શ્વાસની જેમ કંઠને વિષે જે સ્થાપન કરે છે, તે દેવતાઓ હોય તો નવલક્ષ્મીને પામે છે તથા નરવરેન્દ્રો હોય તો વિદ્યાધરના તેજને પ્રાપ્ત કરે છે. ૭

जह अहिणा दट्ठाणं गारुडमंतो विसं पणासेइ ।
तह नवकारो मंतो पावविसं नासइ असेसं ॥ ८ ॥

સર્પથી કરડાયેલાના વિષને જેમ ગારુડમંત્ર નાશ કરે છે, તેમ નવકારમહામંત્ર સમગ્ર પાપરૂપી વિષને નાશ કરે છે. ૮

किं एस महारयणं ? किं वा चिंतामणि व्व नवकारो ?
किं कप्पद्दुमसरिसो ? नहु नहु ताणं पि अहिययरो ॥ ९ ॥

चिंतामणिरयणाइं कप्पतरु इक्कजम्मसुहहेऊ ।
नवकारो पुण पवरो सग्गऽपवग्गाण दायारो ॥ १० ॥

શું આ નવકાર એ મહારત્ન છે? અથવા ચિન્તામણિ સમાન છે? કે કલ્પવૃક્ષ સમાન છે? નહિ, નહિ, એ તો તેનાથી પણ અધિકતર છે. ચિન્તામણિરત્ન વગેરે અને કલ્પ-તરુ એ તો માત્ર એક જન્મમાં સુખનાં કારણ છે, જ્યારે શ્રેષ્ઠ એવો નવકાર તો સ્વર્ગાપવર્ગને આપનારો છે. ૯–૧૦

जं किंचि परमतत्तं परमप्पयकारणं च जं किंचि ।
तत्थ वि सो नवकारो झाइज्जइ परमजोगीहिं ॥ ११ ॥

જે કાંઈ પરમતત્ત્વ છે અને જે કાંઈ પરમપદનું કારણ છે, તેમાં પણ આ નવકાર જ પરમ યોગીઓવડે વિચારાય છે. ૧૧

जो गुणइ लक्खमेगं पूएइ विहींइ जिणनमुक्कारो ।
तित्थयरनामगुत्त सो बंधइ नत्थि संदेहो ॥ १२ ॥

જે એક લાખ નવકારને ગણે અને શ્રી જિનેશ્વરદેવને વિધિપૂર્વક પૂજે, તે શ્રી તીર્થંકરનામગોત્રને બાંધે એમાં સંદેહ નથી. ૧૨

सट्ठिसयं विजयाणं पवराणं जत्थ सासओ कालो ।
तत्थ वि जिणनवकारो इय एस पढिज्जइ निच्चं ॥ १३ ॥

પાંચ મહાવિદેહની પ્રવર ૧૬૦ વિજયો, કે જ્યાં શાશ્વતકાળ છે, ત્યાં પણ આ શ્રી જિનનવકાર નિરન્તર ભણાય છે. ૧૩

एरावएहिं पंचहिं पंचहिं भरहेहिं सु च्चिय पढंति ।
जिणनवकारो एसो सासयसिवसुक्खदायारो ॥ १४ ॥

પાંચ ઐરવત અને પાંચ ભરતમાં પણ શાશ્વત સુખને દેનાર આ જ નવકાર ગણાય છે. ૧૪

जेण मरंतेण इमो नवकारो पाविओ कयत्थेण ।
सो देवलोइ गंतुं परमपयंतं वि पावेइ ॥ १५ ॥

મરતી વખતે જે કૃતાર્થ પુરુષે આ નવકાર પ્રાપ્ત કર્યો, તે દેવલોકને વિષે જાય છે અને પરમપદને પણ પામે છે. ૧૫

एसो अणाइकालो अणाइजीवो अणाइजिणधम्मो ।
तइया वि ते पढंता एसु च्चिय जिणनमुक्कारं ॥ १६ ॥

આ કાળ અનાદિ છે, આ જીવ અનાદિ છે અને આ જિનધર્મ પણ અનાદિ છે જ્યારથી એ છે, ત્યારથી આ નવકાર ભવ્ય જીવોવડે ભણાય છે. ૧૬

जे केइ गया मुक्खं गच्छंति य केऽवि कम्ममलमुक्का ।
ते सव्वे च्चिय जाणसु जिणनवकारप्पभावेणं ॥ १७ ॥

જે કોઈ મોક્ષે ગયા છે અને જે કોઈ કર્મમળથી રહિત બનીને મોક્ષે જાય છે, તે સર્વે પણ શ્રી જિનનવકારના જ પ્રભાવે છે, એમ જાણો. ૧૭

न हु तस्स किंचि पहवइ डाइणिवेयालरक्खमारिभयं ।
नवकारपभावेणं नासंति सयलदुरियाइं ॥ १८ ॥

નવકારના પ્રભાવથી ડાકિની, વેતાલ, રાક્ષસ અને મારિ વગેરેનો ભય કાંઈ કરી શકતો નથી તથા સકળ પાપો-દુરિતો નાશ પામે છે. ૧૮

वाहिजलजलणतक्करहरिकरिसंगामविसहरभयाइं ।
नासंति तक्खणेणं जिणनवकारप्पभावेणं ॥ १९ ॥

શ્રી જિનનવકારના પ્રભાવથી વ્યાધિ, જળ, અગ્નિ, ચોર,

સિંહ, હાથી, સંગ્રામ, સર્પ આદિના ભયો તત્ક્ષણ નાશ પામે છે. ૧૯

इय एसो नवकारो भणिओ सुरसिद्धखयरपमुहेहिं ।
जो पढइ भत्तिजुत्तो सो पावइ परमनिव्वाणं ॥ २० ॥

આ નવકાર સુર, સિદ્ધ, ખેચર વગેરેવડે ભણાયો છે. તેને જે કોઈ ભક્તિયુક્ત બનીને ભણે છે, તે પરમ નિર્વાણને પામે છે. ૨૦

अडविगिरिरन्नमज्झे भयं पणासेइ सुमरिओ मंतो ।
रक्खइ भवियसयाइं माया जह पुत्तभंडाइं ॥ २१ ॥

અટવી, પર્વત કે અરણ્યના મધ્યમાં સ્મરણ કરાયેલો આ નવકાર ભયને નાશ કરે છે અને માતા જેમ પુત્રદૌહિત્રોનુ રક્ષણ કરે છે, તેમ સેંકડો ભવ્યોનું રક્ષણ કરે છે. ૨૧

थंभेइ जलं जलणं चिंतियमित्तोऽवि पंचनवकारो ।
अरिमारिचोरराउलघोरु-वसग्गं पणासेइ ॥ २२ ॥

પંચનવકાર ચિંતવવા માત્રથી પણ જળ અને અગ્નિને થંભાવી દે છે તથા અરિ, મારિ, ચોર અને રાજાઓના ઘોર ઉપસર્ગોનો અત્યંત નાશ કરે છે. ૨૨

हिययगुहाए नवकारकेसरी जाण संठिओ निच्चं ।
कम्मट्ठगंठिदोघट्टघट्टयं ताण परिनट्ठं ॥ २३ ॥

જેઓના હૃદયરૂપી ગુફામાં નવકારરૂપી કેસરીસિંહ નિરંતર રહેલો છે, તેઓના આઠ કર્મની ગાંઠરૂપી હાથીના સમૂહ સમસ્ત પ્રકારે નાશ પામેલા છે. ૨૩

तवसंजमदाणरहो पंचनमुक्कारसारहिनिउत्तो ।
नाणतुरंगमजुत्तो नेइ फुडं परमनिव्वाणं ॥ २४ ॥

પંચનમસ્કારરૂપી સારથિથી નિયુક્ત અને જ્ઞાનરૂપી ઘોડાથી જોડાયેલો તપ, સંયમ અને દાનરૂપી રથ પ્રગટપણે પરમ નિર્વાણને વિષે લઈ જાય છે. ૨૪

जिणसासणस्स सारो चउदसपुव्वाण जो समुद्धारो ।
जस्स मणे नवकारो संसारो तस्स किं कुणइ ? ॥ २५ ॥

જે શ્રી જિનશાસનનો સાર છે, ચતુર્દશ પૂર્વોનો સમ્યગ્ ઉદ્ધાર છે, તે નવકાર જેના મનને વિષે સ્થિર છે, તેને સંસાર શું કરે? અર્થાત્ કાંઈ પણ કરવા સમર્થ નથી. ૨૫

॥ इति श्री लघुनमस्कारफलं सगाथार्थः ॥

卐

"नवकारओ अन्नो, सारो मंतो न अत्थि तियलोए ।
तम्हा हु अणुदिणं चिय, पढियव्वो परमभत्तीए ॥१॥

ત્રણ લોકમાં નવકારથી સારભૂત અન્ય કોઈ મંત્ર નથી. તેટલા માટે તેને પ્રતિદિન પરમ ભક્તિથી ભણવો જોઈએ. ૧.

"उरगाईण वि मंता, अविहीए उ अहिज्झिया ।
विसं जओ न नासंति, तम्हा उ विहिणा पढे ॥२॥

સર્પાદિના મંત્રો પણ અવિધિથી ભણેલા વિષ વગેરેનો નાશ કરતા નથી, તેથી વિનયબહુમાનાદિ વિધિવડે નવકારનું પઠન, સ્મરણ, પરાવર્તન કે અધ્યયન કરવું. ૨.

(શ્રાદ્ધદિનકૃત્ય)

## ॥ अथ श्री बृहन्नमस्कारफलस्तोत्रम् ॥

वंदित्तु वद्धमाणं जिणेसरं नियगुरुं च देवं च ।
पंच नमुक्कारफलं जहासुयं लेसओ भणिमो ॥ १ ॥

શ્રી **વર્ધમાન** જિનેશ્વરને અને પોતાના ગુરુ શ્રી **જિનેશ્વરસૂરિ**ને નમસ્કાર કરીને, જેમ પંચનવકારના ફળને સૂત્રમાં કહ્યું છે, તેમ સંક્ષેપથી હું કહું છું. ૧

भो भद्द ! भूरिभाविभीमभावारिवारविजईणं ।
अरहंताणं तह कम्ममलविसुद्धाण सिद्धाणं ॥ २ ॥

आयारपालयाणं आयरियाणमह सुत्तदाईणं ।
उज्झायाणं सिवसाहगाण तह सव्वसाहूणं ॥ ३ ॥

निच्चं भव उज्जुतो समाहियप्पा पहीणकुवियप्पो ।
सिद्धिसुहसाहणम्मी नूणं नमुक्कारकरणम्मि ॥ ४ ॥

હે ભદ્ર ! અત્યંત ભયંકર એવા ભાવશત્રુના સમુદાય ઉપર વિજય મેળવનાર અરિહંતોને, કર્મમળથી અત્યંત શુદ્ધ થયેલા સિદ્ધભગવંતોને, આચારને પાળનારા આચાર્યભગવંતોને, ભાવસૂત્રદાયી ઉપાધ્યાયભગવંતોને તથા શિવસુખના સાધક સર્વ સાધુભગવંતોને નમસ્કાર કરવાને નિરંતર ઉદ્યુક્ત થા : અર્થાત્ સિદ્ધિસુખના સાધનભૂત એવા તે નમસ્કાર પ્રત્યે સમાહિત અંતઃકરણવાળો બનીને તથા કુવિકલ્પોનો ત્યાગ કરીને પરમ આદરવાળો થા. ૨-૩-૪

जेणेस नमुक्कारो सरणं ससारसमरपडियाणं ।
कारणमसंखदुक्खक्खयस्स हेऊ सिवपहस्स ॥ ५ ॥

કારણ કે—આ નમસ્કાર સંસારસમરાંગણમાં પડેલા

આત્માઓને અસંખ્ય દુઃખોના ક્ષયનું કારણ છે તથા શિવ-પંથનો પરમ હેતુ છે. ૫

कल्लाणकप्पतरुणो अवंझबीयं पयंडमायंडो ।
भवहिमगिरिसिहराणं पक्खिवइ पावभुयगाणं ॥ ६ ॥

आमूलुक्खणणंमी वराहदाढा दरिद्दकंदस्स ।
रोहणधरणी पढमुब्भवंतसम्मत्तरयणस्स ॥ ७ ॥

कुसुमुग्गमो य सुग्गइआउयबंधदुमस्स निव्विग्घं ।
उवलंभचिंधममलं विसुद्धसद्धम्मसिद्धीए ॥ ८ ॥

વળી તે કલ્યાણકલ્પતરુનું અવન્ધ્ય બીજ છે, સંસાર-રૂપી હિમગિરિના શિખરોને ઓગાળવા માટે પ્રચંડ સૂર્ય-તુલ્ય છે, પાપભુજંગોને વશ કરવા માટે ગરુડપક્ષી છે, દરિદ્રતાના કંદને મૂળથી ઉખેડી નાખવા માટે વરાહ—સૂઅરની દાઢા છે, સમ્યક્ત્વરત્નને પ્રથમ ઉત્પન્ન થવા માટે રોહણા-ચલની ધરણી છે, સુગતિના આયુષ્યબંધરૂપી વૃક્ષનો પુષ્પો-દ્ગમ છે અને વિશુદ્ધ એવા સદ્ધર્મની નિર્વિઘ્ન સિદ્ધિનું—નિર્મળ પ્રાપ્તિનું ચિહ્ન છે. ૫–૬–૭–૮

अन्नं च पयस्स जया विहिविहियसव्वआराहणापयारस्स ।
कामियफलसंपायणपहाणमंतस्स पभवो ॥ ९ ॥

सत्तू वि होइ मित्तो तालउडविसं पि जायए अमियं ।
भीमाडवी य वियरइ चित्तरइं वासभवणं व ॥ १० ॥

વળી જ્યારે વિધિવિહિત સર્વ આરાધનાના પ્રકારવડે કામિતફળ સંપાદન કરવા માટે પ્રધાન મંત્રતુલ્ય નવકારનો પ્રભવ થાય છે, ત્યારે શત્રુ પણ મિત્ર બની જાય છે; તાલપુટ

વિષ પણ અમૃત બની જાય છે અને ભયંકર અટવી ચિત્તને આનંદ આપનાર વાસભવન જેવી બની જાય છે. ૯—૧૦

चोरा वि रक्खगत्तं उविंति साणुग्गहा हवंति गहा।
अवसउणा वि हु सुहसउणसाहणिज्जं जणंति फलं ॥ ११ ॥

ચોરો પણ રક્ષકપણાને પામે છે, ગ્રહો અનુગ્રહ કરવાવાળા થાય છે અને અપશુકન પણ શુભ શુકનથી સાધ્યફળને આપનારા બની જાય છે. ૧૧

जणणीओ इव न कुणंति डाइणीओऽवि थेवमवि पीडं।
पहवंति निरुद्धा मंततंतजंतप्पयारा वि ॥ १२ ॥

માતાની માફક ડાકિણીઓ પણ જેમ થોડીય પીડાને કરતી નથી, તેમ મંત્ર, તંત્ર અને યંત્રના પ્રકારો પણ રૂંધાઈ જાય છે અર્થાત્ કાંઈ પણ કરી શકતા નથી. ૧૨

पंकयपुंजु व्व सिही सिहो गोमाउय व्व वणहत्थी।
मिगसावु व्व विहावइ पंचनमुक्कारसामत्था ॥ १३ ॥

પંચનમસ્કારના સામર્થ્યથી અગ્નિ કમલના પુંજ જેવો, સિંહ શિયાળ જેવો અને વનહસ્તિ મૃગના બચ્ચા જેવો બની જાય છે. ૧૩

इत्तुच्चिय सुमरिज्जइ निसियणउट्ठाणखलणपडणेसु।
सुरखेयरपभिईहिं एसो परमाए भत्तीए ॥ १४ ॥

એ કારણે આ નવકાર સુર, ખેચર વગેરે વડે બેસતાં, ઊઠતાં, સ્ખલના પામતાં કે પડતાં પરમ ભક્તિપૂર્વક સ્મરણ કરાય છે. ૧૪

किंच धन्नाण मणोभवणे सद्धावहुमाणवट्टिनेहिल्लो ।
मिच्छत्ततिमिरहरणो विप्फुरइ नवकारवरदीवो ॥ १५ ॥

વળી શ્રદ્ધારૂપી દિવેટ અને બહુમાનરૂપી છે તેલ જેમાં તથા મિથ્યાત્વરૂપી તિમિરને હરનારો, એવો આ નવકારરૂપી શ્રેષ્ઠ દીપક ધન્યપુરુષોના મનરૂપી ભવનને વિષે શોભે છે. ૧૫

जाण मणवणनिगुंजे रमइ नमुक्कारकेसरिकिसोरो ।
ताणं अणिट्ठदोघट्टघट्टघडणा न नियडेह ॥ १६ ॥

જેઓના મનરૂપી વનનિકુંજમાં નવકારરૂપી કેસરી-કિશોર સિંહનું બચ્ચું રમે છે, તેઓને અનિષ્ટરૂપી હાથીઓના ટોળાનો સંયોગ થતો નથી. ૧૬

ता निबिडनिगडघडणा गुत्ती ता वज्जपंजरनिरोहो ।
नो जावऽज्जवि जविओ पंचनमुक्कारवरमंतो ॥ १७ ॥

નિબિડ બેડીઓની ઘટના છે જેમાં, તેવું કેદખાનું કે વજ્રપંજરનો નિરોધ ત્યાં સુધી જ પીડા કરે છે, કે જ્યાં સુધી હે સરલાત્મન્! પંચનવકારરૂપી શ્રેષ્ઠ મંત્ર જપવામાં આવ્યો નથી. ૧૭

दप्पिट्ठदुट्ठनिट्ठुरसुरुट्ठदिट्ठी वि ताव होइ परा ।
नवकारमंतचिंतणपुव्वं न पलोइआ जाव ॥ १८ ॥

દર્પિષ્ઠ, દુષ્ટ, નિષ્ઠુર અને અત્યંત રૂષ્ટ એવી પણ બીજાઓની દૃષ્ટિ ત્યાં સુધી જ પીડા કરે છે, કે જ્યાં સુધી નવકારમંત્રના ચિન્તનપૂર્વક જોવાયું નથી. ૧૮

मरणरणंगणगणसंगमे गमे नामनगरमाईणं ।
एयं सुमरंताणं, ताणं सम्माणणं च भवे ॥ १९ ॥

મરણ, સમરાંગણ અને મલ્લોના સમાગમ વખતે કે ગ્રામ-નગરાદિના ગમન વખતે, નવકારનું સ્મરણ કરનારાઓને રક્ષણ અર્થાત્ શરણની અને સન્માનની પ્રાપ્તિ થાય છે. ૧૯

तह्वा-जलमाणमणिप्पहफुल्लफारफणिवइफणागणाहिंतो ।
पसरंतकिरणभरभग्गभीमतिमिरम्मि पायाले ॥ २० ॥

चिंताणंतरघडमाणमाणसाणंदिइंदियत्था जं ।
विलसंति दाणवा किर तं खु नमुक्कारफुरियलवो ॥२१॥

તથા જાજ્વલ્યમાન મણિપ્રભાવડે પ્રફુલ્લ એવી વિશાળ ફણિપતિની ફણાના સમૂહથી પ્રસાર પામતા કિરણોના ભારથી ભાગી ગયું છે ભયંકર અંધકાર જ્યાંનું, એવા પાતાલલોકના વિષે, ચિંતવતાની સાથે જ ઘટમાન છે ચિત્તાહ્લાદક ઇન્દ્રિયના વિષયો જેઓને, એવા દાનવોનો જે વિલાસ છે, તે નવકારના ફળનો એક લેશ છે. ૨૦-૨૧

जं पि य विसिट्ठपयवीविज्जाविन्नाणविणयनयनिउणं ॥
अखलियपसरं पसरंतकंतजसभरियभुवणयलं ॥ २२ ॥

अच्चंतऽणुरत्तकलत्तपुत्तपामुक्खसयलसुहिसयणं ।
आणापडिच्छणुच्छाहिदच्छगिहिकम्मकारिजणं ॥ २३ ॥

अच्छिन्नलच्छिविच्छडसामिभोइत्तवियरणपहाणं ।
रायामच्चाइविसिट्ठलोयपयईबहुमयं च ॥ २४ ॥

जहचिंतियफलसंपत्तिसुंदरं दिन्नदुक्कहचमक्कं ।
पाविज्जइ मणुयत्तं तं च नमुक्कारफललेसो ॥ २५ ॥

વળી વિશિષ્ટ પદવી, વિદ્યા, વિજ્ઞાન, વિનય અને ન્યાયથી નિપુણ, અસ્ખલિત પ્રસરવાળું, પ્રસાર પામતા મનો-

હર યશથી ભરાઈ ગયું છે ભુવનતલ જેમાં, અત્યંત અનુરક્ત એવા કલત્ર અને પુત્રાદિ સકલસુખી સ્વજનવાળું, આજ્ઞાની રાહ જોતાં ઉત્સાહી અને દક્ષ ગૃહકર્મ કરનાર પરિજનવાળું, અવિચ્છિન્ન લક્ષ્મીના વિસ્તારયુક્ત એવું સ્વામીપણું, ભોગીપણું અને દાનીપણું તેનાવડે શ્રેષ્ઠ, રાજા-અમાત્યાદિ વિશિષ્ટ લોક અને પ્રજાજનવડે બહુમાન કરાયેલું, યથાચિંતિત ફલપ્રાપ્તિવડે સુંદર અને વિરોધી લોકોના ચિત્તને પણ ચમત્કાર કરનારું, એવું મનુષ્યપણું જે પ્રાપ્ત થાય છે, તે પણ નવકારના ફળનો એક લેશ છે. ૨૨-૨૩-૨૪-૨૫

जं पि य सव्वंगपहाणलडहहचउसट्ठिसहसद्दिलयाण ।
वसत्तीसहस्समहप्पभावभासंतसामंतं ॥ २६ ॥

पवरपुरसरिसछन्नवइगामकोडीकडप्पदुप्पसरं ।
सुरनयरसरिसपुरवरविसत्तरीसहससंरवालं ॥ २७ ॥

बहुसंखखेडकव्वडमडंबदोणमुहपमुहवहुवसिमं ।
दीसंतकंतसुंदरसंदणसंदहोदिन्नवींहिं ॥ २८ ॥

परचक्कचप्पणाणप्पसत्तिपाइक्कचक्कसंकिन्नं ।
पगलंतगंडमंडलपयंडदोघट्टघट्टिलं ॥ २९ ॥

मणपवणचंचलखरक्खुरुक्खयक्खोणितरलतुरमा(गा)लं ।
सोलसहस्सपरिसंखजक्खरक्खापरिक्खित्तं ॥ ३० ॥

नवनिहिचउदसरयणप्पभावपाउब्भवंतसयलत्थं ।
छक्खंडभरहखित्ताहिवत्तणं लब्भए भुवणे ॥ ३१ ॥

तं पि हु किर सद्धासलिलसेगपरिवड्ढियस्स तस्सेव ।
पंचनमुकारतरुस्स कोऽवि फलविलसिभविसेसो ॥ ३२ ॥

વળી સર્વ અંગોએ પ્રધાન શોભાયુક્ત ચોસઠ હજાર અંતેઉરીવાળું, બત્રીશ હજાર મોટા પ્રભાવશાળી સામંત રાજાઓના આધિપત્યવાળું, મોટા નગરસદૃશ છન્નુ ક્રોડ ગામના વિસ્તારવાળું, દેવનગર સમાન બહોંતેર હજાર શ્રેષ્ઠ નગરોવાળું, બહુસંખ્ય ખેડ, કબ્બડ, મડંબ, દ્રોણમુખ વગેરે ઘણી વસ્તીઓવાળું, દેદીપ્યમાન, મનોહર અને સુંદર એવા રથોના સમુદાયથી યુક્ત રાજમાર્ગોવાળું, દુશ્મનના સમુદાયને ચગદી નાખવાને સમર્થ એવા પાયદળની સેનાના સમુદાયવાળું, અત્યંત મદ ઝરતા છે ગંડસ્થલ જેના એવા અત્યુગ્ર હાથીઓવાળું, મન અને પવનથી પણ ચંચળ તથા કઠોર ખુરીઓવડે ખોદી નાખ્યું છે ક્ષોણિતળ જેમને એવા તરલ તુરંગોની માળાવાળું, સોળ હજારની સંખ્યાવાળા યક્ષોના સમુદાયથી સુરક્ષિત, નવનિધિ અને ચૌદ રત્નોના પ્રભાવથી પ્રાદુર્ભાવ પામતા સકળ અર્થોવાળું છ ખંડ ભારતક્ષેત્રનું અધિપતિપણું, ભુવનને વિષે જેપ્રાપ્ત થાય છે, તે પણ ખરેખર, શ્રદ્ધારૂપી જળના સિંચનથી પરિવર્ધિત એવા પંચનમસ્કારરૂપી વૃક્ષના કોઈ એક ફળના વિલાસનો જ વિશેષ છે. ૨૬ થી ૩૨

जं पि य सियदेवंसुयसंवुयसुरसयणसुंदरुच्छंगो
सिप्पिपुडंतो मुत्ताहलं च उववज्जइ तत्तो ॥ ३३ ॥

आजम्मं रम्मतणू आजम्म सुद्धग्गजुव्वणावत्थो ।
आजम्मं रोगजरारयसेयविवज्जियसरीरो॥ ३४ ॥

आजम्म ण्हारुवसट्ठिमसरुहिराइतणुमलविमुक्को ।
आजम्मं अमिलायंतमल्लवरदेवदूसधरो ॥ ३५ ॥

उत्तत्तजच्चकंचणतरुणदिवायरसरिच्छदहसरीरो ।
पंचप्पहरयणाहरणकिरणकब्बुरियदिसिचक्को ॥ ३६ ॥

अक्खंडगंडमंडललुलंतकुंडलपहापहासल्लो ।
रमणीयरमणअमररमणीगणमणहरो किच्च ॥ ३७ ॥

गहचक्कमिक्कहेलं पाडेउं भूयलं भमाडेउं ।
सयलकुलाचलचक्कं चूरेउ तह य लीलाए ॥ ३८ ॥

माणसपमुहमहासरसरियादहसायराण सलिलाइं ।
पलयपवणु व्व समकालमेव सत्तो विसोसेउं ॥ ३९ ॥

तेलुक्कपुरणत्थं झत्ति विउव्वियमहल्लवहुरुवो ।
परमाणुमित्तरूवोऽवि तह य होउं लहु समत्थो ॥ ४० ॥

तह इक्ककरंगुलिपंचगस्स पत्तेयमग्गभागेसु ।
मेरुपणगा उ इक्किक्कमिक्ककालं धरणसत्तो ॥ ४१ ॥

किं वहुणा संतं पि हु असंतयं तह यऽसंतमवि संतं ।
वत्थू इक्कखणि च्चिय दरिसेउमलं करेउं च ॥ ४२ ॥

नमिरसुरासुरसिरमणिमऊहरिंछोलिविच्छुरियपाओ ।
भूभंगाइट्ठपहिट्ठसंभमुट्ठितपरिवारो ॥ ४३ ॥

चिंताऽणंतरसहसत्ति संघडंताणुकूलविसयगणो ।
अणवरयरइरसाविलविलासकरणिक्कदुल्ललिओ ॥ ४४ ॥

निम्मलओहिन्नाणानिमेसदिट्ठिप दिट्ठदट्ठव्वो ।
समकालोदयसमुवितसयलसुहकम्मपयइ य ॥ ४५ ॥

रिद्धिपवंधवंधुरविमाणमालाहिवत्तणं सुइरं ।
पालइ अखलियपसर सुरलोप किर सुरिंदोऽवि ॥ ४६ ॥

तं पि असेसं जाणसु सम्मं सब्भावगब्भविहियस्स ।
पंचनमुक्काराराहणस्स लीलाइयलवु त्ति ॥ ४७ ॥

વળી શ્વેત દિવ્ય વસ્ત્રથી ઢંકાયેલ દેવશય્યાને વિષે છીપો-લીના પડની મધ્યમાં રહેલ મુક્તાફળની જેમ **સુંદર અંગ-સહિત** જે ઉત્પન્ન થાય છે અને ઉત્પન્ન થયા બાદ જે આજન્મ સૌભાગ્ય અને યુવાવસ્થાયુક્ત, આજન્મ રમ્યતનુ, આજન્મ રોગ, જરા, રજ અને સ્વેદરહિત શરીરયુક્ત, આજન્મ સ્નાયુ–નસ, વસા–ચરબી, હાડકાં, માંસ અને રૂધિરાદિ શરીરના મળથી વિમુક્ત તથા આજન્મ અમ્લાન પુષ્પમાળા અને શ્રેષ્ઠ દેવદૂષ્યને ધારણ કરનાર તથા ઉત્તમજાત્ય કાંચન અને તરુણ દિનકરસમાન છે શરીરની શોભા જેની, પાચ પ્રકારના રત્નમય આભરણોના કિરણોથી દિગ્ચક્રને પ્રકાશિત કરનાર, લટકતા કુંડ-લોની પ્રભાથી પ્રભાસિત છે સંપૂર્ણ ગંડમંડલ જેને, રમણીય રમણશીલ દેવરમણીઓના સમુદાયના મનને હરણ કરનાર એક હેલાવડે ગ્રહચક્રને પાડવા અને ભૂતલને ભમાડવા સમર્થ, લીલા-પૂર્વક સકળ કુલાચલના સમુદાયને ચૂરવા અને માનસપ્રમુખ મહાસરોવર, સરિતા, દ્રહ અને સાગરોના પાણીને પ્રલયકાળના પવનની જેમ એકીસાથે શોષવા સમર્થ, મોટા અને ઘણા એવાં વૈક્રિયરૂપોવડે એકીસાથે ત્રણ લોકને પૂરવા તથા પરમાણુ માત્ર રૂપને પણ કરવા સમર્થ, એક હાથની પાંચ આંગળીઓ ઉપર પ્રત્યેકના અગ્રભાગને વિષે એકીસાથે પાંચેય મેરુને ધારણ કરવાને સમર્થ, બહુ શું કહેવું ? એક ક્ષણમાં સત્ વસ્તુને અસત્ અને અસત્ વસ્તુને સત્ દેખાડવાને તથા કરવાને નિશ્ચે સમર્થ તથા નમતા એવા દેવસમૂહના મસ્તક ઉપર રહેલ મણિના કિરણની શ્રેણિવડે વ્યાપ્ત છે ચરણો જેના, ભ્રૂભં-ગવડે આદેશ કરાયેલો અને હર્ષિત થયેલો સસંભ્રમપણે ઊભો

થતો છે પરિવાર જેને, ચિન્તવતાની સાથે તરત જ સંઘટિત થતો છે અનુકૂળ વિષયોનો સમુદાય જેને, રતિના રસવડે ભરપૂર વિલાસ કરવાને વિષે નિરંતર રક્ત, નિર્મળ અવધિજ્ઞાન અને અનિમેષ દૃષ્ટિવડે જોયા છે જોવાલાયક પદાર્થો જેણે, સમકાળે ઉદય પામેલી છે સઘળી શુભકર્મની પ્રકૃતિઓ જેને તથા ઋદ્ધિના પ્રબંધથી મનોહર એવા વિમાનોના સમુદાયોનું પ્રાપ્ત થયું છે અધિપતિપણું જેને, એવો અસ્ખલિત પ્રસર વાળો સુરેન્દ્ર પણ લાંબા કાળ સુધી જે દેવલોકનું પાલન કરે છે, તે સઘળું સદ્ભાવગર્ભિત પંચનમસ્કારની થયેલી આરાધનાની લીલાનો જ એક લવ છે, એમ જાણો. ૩૩ થી ૪૭

उड्ढाहोतिरियतिलोगरंगमज्झमि अइसयविसेसो ।
दव्वं खित्तं कालं भावं च पडुच्च चुज्जकरो ॥ ४८ ॥
दीसइ सुणिज्जए वा जो कोऽवि हु कह वि कस्स वि जणस्स ।
सव्वोऽवि सो नमुक्कारसरणमाहप्पनिप्फन्नो ॥ ४९ ॥

ઊર્ધ્વ, અધો અને તિર્છાસ્વરૂપ ત્રણ લોકરૂપી રંગમંડપમાં દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવથી જે કોઈને જે કાંઈ આશ્ચર્યજનક અતિશય વિશેષ દેખાય છે અથવા સંભળાય છે, તે સર્વ પણ નમસ્કારના સ્મરણનો જ એક મહિમા જાણવો. ૪૮-૪૯

जलदुग्गे थलदुग्गे पव्वयदुग्गे मसाणदुग्गे वा ।
अन्नत्थ वि दुग्गपए ताणं सरणं नमुक्कारो ॥ ५० ॥

જળદુર્ગને વિષે, સ્થળદુર્ગને વિષે, પર્વતદુર્ગને વિષે, શ્મશાનદુર્ગને વિષે અથવા અન્યત્ર પણ દુર્ગ એટલે કષ્ટપદને વિષે એક નવકાર જ ત્રાણ અને શરણ છે. ૫૦

वसि(सी)यरणुच्चाडणथोभणेसु सु(स)इखोभथंभणाईसु ।
एसुच्चिय पच्चलओ तहा पउत्तो नमुक्कारो ॥ ५१ ॥

વશીકરણ, ઉચ્ચાટણ, થોભણ, પ્રસૂતિ, ક્ષોભ અને સ્થંભન આદિ કાર્યોને વિષે વિધિપૂર્વક પ્રયુક્ત થયેલો નવકાર જ સમર્થ છે. ૫૧

मंतंतरपारद्धाइं जाइं कज्जाइं ताइं सव्वाइं (वसमेइ) ।
ताणं चिय नियसुमरणपुव्वारद्धाण सिद्धिकरो ॥ ५२ ॥

અન્ય મંત્રોથી પ્રારંભેલા જે કાર્યો વશ થયાં નથી, તે સર્વ પણ નવકારના સ્મરણપૂર્વક જો પ્રારંભેલાં હોય, તો શીઘ્ર સિદ્ધ થાય છે. ૫૨

ता सयलाओ सिद्धीओ मंगलाइं च अहिलसंतेणं ।
सव्वत्थ सया सम्मं चिंतेयव्वो नमुक्कारो ॥ ५३ ॥

તે કારણે સકળ સિદ્ધિઓ અને મંગલોને ઇચ્છતા આત્માએ સર્વત્ર સદા સમ્યક્ પ્રકારે નવકારને ચિંતવવો જોઈએ. ૫૩

जागरणसुयणछीयणचिट्ठणचंकमणखलणपडणेसु ।
एस किर परममंतो अणुसरियव्वो पयत्तेणं ॥ ५४ ॥

જાગતાં, સૂતાં, છીંકતાં, બેસતાં, ઊઠતાં, ઊભા રહેતાં, ચાલતાં, સ્ખલના પામતાં કે નીચે પડતાં, આ પરમ મંત્રને જ નિશ્ચે અનુસરવો જોઈએ—વારંવાર સ્મરણ કરવો જોઈએ. ૫૪

जेणेस नमुक्कारो पत्तो पुन्नाणुबंधिपुन्नेणं ।
नारयतिरियगइओ तस्सावस्सं निरूद्धाओ ॥ ५५ ॥

પુણ્યાનુબંધી પુણ્યવાળા જે આત્માએ આ નવકારને પ્રાપ્ત કર્યો છે, તેની નરક અને તિર્યંચગતિઓ અવશ્ય રોકાઈ ગઈ છે. ૫૫

न पुनरुत्तं पावइ कयाइ किर अयसनीयगुत्ताइं ।
जम्मतेरऽवि दुलहो तस्स न एसो नमुक्कारो ॥ ५६ ॥

વળી કહ્યું છે કે—આ નવકાર જેણે ભાવથી પ્રાપ્ત કર્યો છે, તેને વારંવાર અપયશ અને નીચગોત્રાદિની પ્રાપ્તિ થતી નથી તથા જન્માન્તરમાં પણ તેને ફરી વાર આ નવકારની પ્રાપ્તિ પણ દુર્લભ થતી નથી. ૫૬

जो पुण सम्मं गुणिउं नरो नमुक्कारलक्खमक्खंडं ।
पुएइ जिणं संघं वंधइ तित्थयर नामं सो ॥ ५७ ॥

વળી જે મનુષ્ય એક લાખ નવકારને અખંડપણે ગણે તથા શ્રી જિનેશ્વરદેવ અને સંઘની પૂજા કરે, તે તીર્થંકરનામકર્મને બાંધે છે. ૫૭

हुंति नमुक्कारपभावओ य जम्मंतेरऽवि किर तस्स ।
जाइकुलरूवारुग्गसंपयाओ पहाणाओ ॥ ५८ ॥

નવકારના પ્રભાવથી જન્માતરને વિષે પણ પ્રધાન જાતિ, કુળ, રૂપ, આરોગ્ય અને સંપદાઓ પ્રાપ્ત થાય છે. ૫૮

ताव न जायइ चित्तेण चिंतियं पत्थियं च वायाए ।
काएणं पारध्ध जाव न सरिओ नमुक्कारो ॥ ५९ ॥

ચિત્તથી ચિંતવેલું, વચનથી પ્રાર્થેલું અને કાયાથી પ્રારંભેલું કાર્ય ત્યાં સુધી જ થતું નથી, કે જ્યાં સુધી આ નવકારને સ્મરવામાં આવ્યો નથી. ૫૯

अन्नं च इमाओ चिय न होइ मणुओ कयाइ संसारे ।
दासो पेसो दुभगो नीओ विगलिंदिओ चेव ॥ ६० ॥

વળી આ નવકારથી મનુષ્ય સંસારમાં કદિ પણ દાસ, પ્રેષ્ય, દુર્ભગ, નીચ કે વિકલેન્દ્રિય–અપૂર્ણ ઈન્દ્રિયવાળો થતો નથી. ૬૦

इहपरलोयसुहयरो इहपरलोयदुहदलणपच्चलओ ।
एस परमेट्ठिविसओ भत्तिपउत्तो नमुक्कारो ॥ ६१ ॥

પરમેષ્ઠિવિષયક ભક્તિપ્રયુક્ત આ નવકાર આ લોક અને પરલોકમાં સુખને કરનારો છે તથા આ લોક અને પરલોકનાં દુ:ખને દળનારો છે ૬૧

किं वन्निएण बहुणा ? तं नत्थि जयम्मि जं किर न सक्को ।
काउं एस जियाणं भत्तिपउत्तो नमुक्कारो ॥ ६२ ॥

વળી બહુ વર્ણન કરવાથી શું ? આ જગતમાં તેવું કાંઈ જ નથી, કે જે ભક્તિપ્રયુક્ત આ નવકારવડે જીવોને પ્રાપ્ત ન થાય. ૬૨

जइ ताव परमदुलहं संपाडइ परमपयसुहं पि इमो ।
ता तदणुसंगसज्झे तदन्नसुक्खम्मि गणणा ? ॥ ६३ ॥

પરમ દુર્લભ એવા પરમપદના સુખોને પણ જો આ પમાડે, તો તેના અનુષંગથી સાધ્ય અન્ય સુખોની તો ગણના જ શી ? ૬૩

पत्ता पाविस्संती पावंति य परमपयपुरं जे ते ।
पंचनमुक्कारमहारहस्स सामत्थजोगेणं ॥ ६४ ॥

પરમપદપુરને જેઓ પામ્યા છે, પામશે અને પામે છે, તે સર્વે પંચનમસ્કારરૂપી મહારથના સામર્થ્યયોગે જ છે. ૬૪

सुचिरं पि तवो तवियं चिन्नं चरणं सुयं च बहुपढियं ।
जइ ता न नमुक्कारे रई तओ तं गयं विहलं ॥ ६५ ॥

લાંબા કાળ સુધી તપને તપ્યો, ચારિત્રને પાળ્યું અને ઘણાં શાસ્ત્રને ભણ્યો, પણ જો નવકારને વિષે રતિ ન થઈ, તો તે સઘળું નિષ્ફળ ગયું ( જાણવું. ) ૬૫

चउरंगाए सेणाए नायगो दीवगो जहा होइ ।
तह भावनमुक्कारो दंसणतवनाणचरणाणं ॥ ६६ ॥

ચતુરંગ સેનાને વિષે જેમ સેનાની દીપકસમાન છે, તેમ દર્શન-જ્ઞાન-ચારિત્ર અને તપની આરાધના વિષે ભાવ-નમસ્કાર દીપકસમાન છે. ૬૬

भाव नमुक्कारविवज्जियाइं जीवेण अकयकज्जाइं ।
गहियाणि य मुक्काणि य अणंतसो दव्वलिंगाइं ॥ ६७ ॥

तम्हा नाऊणेवं जत्तेण तुमं पि भावणासारं ।
आराहणाकयमणो मणम्मि सुंदर ! तयं धरसु ॥ ६८ ॥

ભાવનમસ્કારરહિત જીવે અનંતી વાર દ્રવ્યલિંગને નિષ્ફળપણે ગ્રહણ કર્યાં અને મૂકયાં, એમ સમજીને હે સુંદર ! તું આરાધનાને વિષે એકમનવાળો બની ભાવપૂર્વક તેને ( ભાવનમસ્કારને ) મનને વિષે ધારણ કર. ૬૭-૬૮

हंहो देवाणुपिया ! पुणरुत्तं पत्थिओसि इत्थ तुमं ।
संसारजलहिसेउं सिढिलिज्जसु मा नमुक्कारं ॥ ६९ ॥

હે દેવાનુપ્રિય ! ફરી ફરીને તને પ્રાર્થના કરીએ છીએ કે-સંસારસાગરમાં સેતુસમાન નમસ્કાર પ્રત્યે તું શિથિલ આદરવાળો બનીશ નહિ. ૬૯

जं एस नमुक्कारो जम्मजरामरणदारुणसरूवे ।
संसाराररन्नम्मी न मंदपुन्नाण संपडइ ॥ ७० ॥

કારણ કે-જન્મ-જરા-મરણથી વધારે ભયંકર સ્વરૂપવાળા આ સંસાર અરણ્યને વિષે મંદપુણ્યવાળા જીવોને આ નવકાર પ્રાપ્ત થતો નથી. ૭૦

विज्झइ राहा वि फुडं उम्मूलिज्जइ गिरी वि मूलाओ ।
गम्मइ गयणयलेणं, दुलहो य इमो नमुक्कारो ॥ ७१ ॥

રાધાપુતળી સ્પષ્ટપણે વિંધવી એ દુર્લભ નથી, ગિરિને મૂળથી ઉખેડવો એ દુર્લભ નથી તથા ગગનતળને વિષે ફરવું એ દુર્લભ નથી, પણ એક નવકારને પામવો એ જ દુર્લભ છે. ૭૧

सव्वत्थऽन्नत्थ विधीधणेण सरणंति एस सरियव्वो ।
सविसेसं पुण इत्थं समहिगयाऽऽराहणाकाले ॥ ७२ ॥

સર્વત્ર કોઈ પણ કાળે અને સ્થળે વિધિરૂપી ધનવાળા પુરુષે 'આ જ એક શરણ છે'-એમ માનીને નવકારને સ્મરવો જોઈએ, તો પણ આરાધનાકાળે-મરણ સમયે તેને વિશેષે સ્મરવો જોઈએ. ૭૨

आराहणापडागागहणे हत्थो इमो नमुक्कारो ।
सग्गापवग्गमग्गो दुग्गइदारग्गला गरुई ॥ ७३ ॥

આ નવકાર એ આરાધનારૂપી પતાકાને ગ્રહણ કરવા માટે હાથ છે, સ્વર્ગાપવર્ગને માટે માર્ગ છે તથા દુર્ગતિઓના દ્વારોને રોકવા માટે મોટી અર્ગલા છે. ૭૩

पढियव्वो गुणियव्वो समणुपेहियव्वो ।
एसऽन्नया वि निच्चं किमंग पुण मरणकालम्मि ॥ ७४ ॥

અન્યકાળે પણ આ નવકાર નિત્ય ભણુવાલાયક, ગણુવાલાયક, સાંભળવાલાયક અને સારી રીતે અનુપ્રેક્ષા–ચિન્તવન કરવાલાયક છે, તો પછી મરણુકાળ માટે તો પૂછવું જ શું ? ૭૪

गेहे जहा पलित्ते सेसं मुत्तूण लेइ तस्सामी ।
एगं पि महारयणं आवइनित्थारणसमत्थं ॥ ७५ ॥

ઘર સળગે ત્યારે, ઘરનો સ્વામી જેમ શેષ વસ્તુને છોડીને આપત્તિનિવારણુ માટે સમર્થ એવા એક જ મહારત્નને ગ્રહણુ કરે છે. ૭૫

आउरभएण सुहडो अमोहमिक्कं पि लेइ जह सत्थं ।
आवद्धभिउडिभडसंकडे रणे कज्जकरणखमं ॥ ७६ ॥

તથા બાંધી છે ભ્રકુટી જેમણે, એવા ભટોએ કરીને વ્યાપ્ત, એવા રણુસંકટ વખતે સુભટ જેમ કાર્ય કરવાને સમર્થ એક જ અમોઘ શસ્ત્રને ધારણુ કરે છે. ૭૬

एवं न आउरत्ते सक्का बारसविहं सुयक्खंधं ।
सव्वं पि विचिंतेउ सम्मं तग्गयमणोऽवि तओ ॥ ७७ ॥

એ રીતે અંતકાળે અગર પીડા સમયે તદ્દગત મનવાળા પણુ, સકળ દ્વાદશાંગ શ્રુતસ્કંધને સવિસ્તર ચિંતવવા માટે સમર્થ થતા નથી. ૭૭

मुत्तुं पि बारसंगं स एव मरणम्मि कीरए सम्मं ।
पंचनमुक्कारो खलु जम्हा सो बारसंगत्थो ॥ ७८ ॥

તેથી મરણ સમયે દ્વાદશાંગને છોડી સમ્યક્ પ્રકારે આ પરમેષ્ઠિનમસ્કાર જ તેઓ વડે સ્મરણ કરાય છે, કારણ કે-તે દ્વાદશાંગનો જ અર્થ છે. ૭૮

सव्वं पि बारसंगं परिणामविशुद्धिहेउमेत्तागं ।
तक्कारणभावाओ कह न तदत्थो नमुक्कारो ॥ ७९ ॥

સઘળુંય દ્વાદશાંગ પરિણામવિશુદ્ધિના હેતુ માત્ર છે. નવકાર પણ તે જ કારણસ્વરૂપ હોવાથી દ્વાદશાંગાર્થ કેમ નહિ? ૭૯

तग्गयचित्तो तम्हा समणुसरिज्जा विसुद्धसुद्धलेसा ।
तं चेव नमुक्कारं कयत्थयं मन्नमाणो उ ॥ ८० ॥

તે માટે તદ્ગતચિત્ત અને વિશુદ્ધ લેશ્યાયુક્ત બનીને આત્માને કૃતાર્થ માનતા તે નવકારનું જ સમ્યગ્ રીતે વારંવાર સ્મરણ કરવું જોઈએ. ૮૦

को नाम किर सकन्नो कन्नामयसच्छहं नमुक्कारं ।
नो आयरिज्ज मरणे रणि व्व सुहडो जयपडागं ॥ ८१ ॥

કોણ એવો સકર્ણ, મરણ વખતે રણમાં જયપતાકા ગ્રહણ કરનાર સુભટની જેમ કર્ણને અમૃતના છંટકાવતુલ્ય નવકારનો આદર ન કરે? ૮૧

इक्कोऽवि नमुक्कार परमेट्ठीणं पगिट्ठभावाओ ।
सयलं किलेसजालं जलं व पवणो पणुल्लेइ ॥ ८२ ॥

પ્રકૃષ્ટભાવથી પરમેષ્ઠિઓને કરેલો એક પણ નમસ્કાર પવન જેમ જળને શોષવી નાખે, તેમ સકળ ક્લેશજાળને છેદી નાખે છે. ૮૨

संविग्गेणं मणसा अखलियफुडमणहरेण य सरेण ।
पउमासणिओ करवद्धजोगमुद्दो य काएणं ॥ ८३ ॥

सम्मं संपुन्नं चिय समुच्चरिज्जा सयं नमुक्कारं ।
उस्सग्गेणेस विही अह वलगलणा तहा न पहू ॥ ८४ ॥

तन्नामाणुग असिआउस त्ति पंचक्खरे तह वि सम्मं ।
निहुयं पि परावत्तिज्ज कह वि अह तत्थ वि असत्तो ॥८५॥

ता झाइज्जा ओमिति संगहिया जं इमेण अरहंता ।
असरीरा आयरिया उज्झाया मुणिवरा सव्वे ॥ ८६ ॥

पयन्नामाइनिसन्नवन्नसंधिप्पओगओ जम्हा ।
सव्वन्नुपहि एसो ओंकारो किर विणिद्दिट्ठो ॥ ८७ ॥

पयज्झाणा परमेट्ठिणो फुडं झाइया भवे पंच ।
अहवा जो पयं पि हु झापउं होइ असमत्थो ॥ ८८ ॥

सो पासट्ठियकल्लाणमित्तवग्गेण पंचनवकारं ।
निसुणिज्ज पढिज्जंतं हिययम्मि इम च भाविज्जा ॥८९॥

અંત સમયે સંવિગ્ન મનવડે, અસ્ખલિત, સ્પષ્ટ અને મધુર સ્વરવડે તથા કરબદ્ધ યોગમુદ્રાથી યુક્ત પદ્માસને બેઠેલી કાયાવડે સમ્યક્ પ્રકારે સંપૂર્ણ નવકારનું સ્વયં ઉચ્ચારણ કરે, એ ઉત્સર્ગ વિધિ છે. અથવા બળ ઘટવાથી જો તેમ કરવા સમર્થ ન હોય, તો પરમેષ્ઠિઓના નામને અનુસનારા, ‘ असिआउसा ’–એવા પાંચ અક્ષરોને સમ્યક્ પ્રકારે મૌન-પણે પરાવર્તન કરે. જો કોઈ કારણે તેમ કરવા પણ અશક્ત હોય, તો ‘ ओम् ’–એવા એક અક્ષરનું ધ્યાન કરે; કારણ કે–એ અક્ષરવડે અરહંત, અશરીરી, આચાર્ય, ઉપાધ્યાય અને સર્વ મુનિવરો સંગ્રહિત થયેલા છે, એ પાંચેય નામોની

આદિમાં રહેલા અક્ષરોની સંધિના પ્રયોગોથી નિશ્ચે આ ઓંકાર બનેલો છે—એમ સર્વજ્ઞ પરમાત્માઓએ ફરમાવેલું છે. એનું ધ્યાન કરવાથી નિશ્ચે પાંચેય પરમેષ્ઠિઓનું સ્પષ્ટપણે ધ્યાન થાય છે: અથવા જે એ( એક અક્ષર )નું ધ્યાન કરવાને પણ અસમર્થ છે, તે પાસે રહેલા કલ્યાણમિત્રોના સમુદાય પાસેથી પંચનવકારને સાંભળે અને સાંભળતી વખતે હૈયામાં આ પ્રમાણે ભાવના કરે. ૮૩ થી ૮૯

एसो स सारगंठी एस कोवि हु दुलंभलंभु त्ति ।
एमो स इट्ठसंगो एयं तं परमतत्तं ति ॥ ९० ॥

આ નવકાર એ સારની ગાંઠડી છે, આ નવકાર એ કોઈ દુર્લભ વસ્તુની પ્રાપ્તિ છે, આ નવકાર એ મને ઇષ્ટનો સમાગમ છે અને આ નવકાર એ એક પરમ તત્ત્વ છે. ૯૦

अहह तडत्थो जाओ नूणं भवजलहिणो अहं अज्ज ।
अन्नह किहं अहं कह व एस एवं समाओगो ॥ ९१ ॥

અહો હો! આજે હું ભવસમુદ્રના તટને પામ્યો છું. અન્યથા, ક્યાં હુ? ક્યાં આ? અને ક્યાં મારો તેની સાથેનો સમાગમ? ૯૧

धन्नोऽहं जेण मए अणोरपारम्मि भवसमुद्दम्मि ।
पंचण्ह नमुक्कारो अचिंतचिंतामणी पत्तो ॥ ९२ ॥

હું ધન્ય છું, કે જેણે અનાદિઅનંત ભવસમુદ્રમાં અચિન્ત્ય ચિન્તામણિ, એવો પાંચ પદવાળો નમસ્કાર પ્રાપ્ત કર્યો. ૯૨

किं नाम अज्ज अमयत्तणेण सव्वंगियं परिणओऽहं ।
किं वा सयलसुहमओ कओ अकंडेऽवि केणावि ॥ ९३ ॥

શું હું આજે સર્વ અંગોને વિષે અમૃતપણાવડે પરિણત થયો છું અથવા અકાળે જ શું કોઈવડે સકળ સુખમય કરાયો છું ? ૯૩

इय परमसमरसापत्तिपुव्वमायन्निओ नमुक्कारो ।
निहणइ किलिट्ठकम्मं विसं व सियधारणाजोगो ॥ ९४ ॥

એ રીતે પરમ શમરસાપત્તિપૂર્વક આચરેલો નમસ્કાર, શીતધારણ(શીતોપચાર)નો પ્રયોગ જેમ વિષને હણે, તેમ ક્લિષ્ટ કર્મોને હણી નાખે છે. ૯૪

जेणेस नमुक्कारो सरिओ भावेण अंतकालम्मि ।
तेणाहूयं सुक्खं दुक्खस्स जलंजली दिन्नो ॥ ९५ ॥

અંતકાળે જેણે આ નવકારને ભાવપૂર્વક સ્મર્યો છે, તેણે સુખને આમંત્ર્યું છે અને દુઃખને જલાંજલિ આપી છે. ૯૫

एसो जणओ जणणी य एस एसो अकारणो बंधू ।
एसो मित्तं एसो परमुवयारी नमुक्कारो ॥ ९६ ॥

આ નવકાર એ પિતા છે, આ નવકાર એ માતા છે, આ નવકાર એ અકારણ બંધુ છે અને આ નવકાર એ પરોપકારી મિત્ર છે. ૯૬

सेयाण परं सेयं मंगल्लाणं च परममंगल्लं ।
पुन्नाण परमपुन्नं फलं फलाणं परमरम्मं ॥ ९७ ॥

શ્રેયોને વિષે પરમ શ્રેય, માંગલિકને વિષે પરમ માંગલિક, પુણ્યોને વિષે પરમ પુણ્ય અને ફળોને વિષે પરમ રમ્ય ફળ પણ આ નવકાર જ છે. ૯૭

तह एस नमुक्कारो इहलोगगिहाओ जीवपहियाणं ।
परलोयपहपयट्टाण परमपत्थयणसारित्थो(च्छो) ॥ ९८ ॥

તથા આ લોકરૂપી ઘરથી નીકળીને પરલોકના માર્ગે પ્રવર્તેલા જીવરૂપી પથિકોને આ નવકાર પરમ પથ્યદન-ભાથાતુલ્ય છે. ૯૮

जह जह तस्स वण्णरसो परिणमइ मणम्मि तह तह कमेण ।
खयमेइ कम्मगंठी नीरनिहित्तामकुंभु व्व ॥ ९९ ॥

જેમ જેમ તેના વર્ણોનો રસ મનને વિષે પરિણામ પામે છે, તેમ તેમ ક્રમે કરીને પાણીથી ભરેલા કાચા કુંભની માફક જીવની કર્મગ્રંથી ક્ષયને પામે છે. ૯૯

तवनियमसंजमरहो पंचनमुक्कारसारहिपउत्तो ।
नाणतुरङ्गमजुत्तो नेइ नरं निव्वुईनयरं ॥ १०० ॥

પંચનમસ્કારરૂપી સારથિથી હંકાયેલો અને જ્ઞાનરૂપી ઘોડાથી જોડાયેલો તપ, નિયમ અને સંયમરૂપી રથ મનુષ્યને નિવૃત્તિનગરીએ લઈ જાય છે. ૧૦૦

जलणोऽवि हुज्ज सीओ पडिपहहुत्तं च होज्ज सुरसरिया ।
न य नाम नि(खि)ज्जइ इमो परमपयपुरं नमुक्कारो ॥१०१॥

અગ્નિ કદાચ શીતળ થઈ જાય અને સુરસરિતા—આકાશ-ગંગા કદાચ સાંકડા માર્ગવાળી થઈ જાય, પરંતુ આ નવકાર પરમપદપુરે ન લઈ જાય, એ બને નહિ. ૧૦૧

आराहणापुरस्सरमणन्नहियओ विसुद्धसुहलेसो ।
संसारुच्छेयकरंता मा सिढिलसु नमुक्कारं ॥ १०२ ॥

અનન્ય હૃદય અને વિશુદ્ધ લેશ્યાવડે આરાધાયેલો આ નવકાર સંસારના ઉચ્છેદને કરનારો છે. તે કારણે તેને વિષે શિથિલ ન થાઓ–તેના ઉપર મંદ આદર ન કરો. ૧૦૨

एसो हि नमुक्कारो कीरइ नियमेण मरणकालम्मि ।
जं जिणवरेहि दिट्ठो संसारुच्छेयणसमत्थो ॥ १०३ ॥

મરણકાળે કરાતો આ નવકાર નક્કી સંસારનો ઉચ્છેદ કરવાને સમર્થ છે, એમ શ્રી જિનેશ્વરોએ જોયેલું છે. ૧૦૩

अक्खेवेणं कम्मक्खओ य तह मंगलागमो नियमा ।
तक्कालिच्चिय सम्मं पंचनमुक्कारकरणफलं ॥ १०४ ॥

પંચનમસ્કારને કરવાનું તાત્કાલિક ફળ અક્ષેપે–શીઘ્ર કર્મનો ક્ષય અને નિયમા–નિશ્ચિત મંગલનું આગમન છે. ૧૦૪

कालंतरभाविफलं तद्दुविहमिहभवियमन्नभवियं च ।
इहभवियमत्थकामा उभयभवसुहावहा सम्मं ॥ १०५ ॥

તેનું કાળાન્તર ભાવિફળ બે પ્રકારનું છે. ૧–આ ભવ સંબંધી અને ૨–અન્ય ભવ સંબંધી. આ ભવ સંબંધી ફળ ઉભય ભવમાં સમ્યક્ સુખને આપનારા અર્થ–કામની પ્રાપ્તિરૂપ છે. ૧૦૫

इहभवसुहावहा तत्थ ताव अकिलेसभवणओ ताणं ।
आरुग्गपुव्वगं तह निव्विग्घं ताण माणणओ ॥ १०६ ॥

परभवसुहावहा पुण सुत्तविहीए सुठाणविणिओगा ।
पंचनमुक्कारफलं अह मन्नइ अन्नभवियं पि ॥ १०७ ॥

આ ભવમાં સુખને આપનારા એટલે અકલેશ કે અલ્પ ક્લેશથી મળનારા, રોગરહિત અને વિઘ્નરહિતપણે ઉપભોગમાં આવનારા, સૂત્રોક્ત વિધિ મુજબ સુંદર સ્થાનમાં–સત્ક્ષેત્રોમાં વિનિયોગ પામનારા અને પરમસુખને આપનારા. ૧૦૬–૧૦૭

जइवि न तज्जम्मे च्चिय सिद्धिगमो कहवि जायए तह वि ।
पत्तनमुक्कारा इक्कंसि पि किर तमविराहिंता ॥ १०८ ॥
उत्तमदेवेसु तहा कुलेसु विउलेसु अतुलसुहकलिया ।
हिंडित्ता पज्जंते सिज्झंति चेव विहुयरया ॥ १०९ ॥

હવે અન્ય ભવ સંબંધી પંચનમસ્કારનું ફળ એ છે કે–નમસ્કારને પામેલા અને તેની વિરાધના નહિ કરનાર આત્મા જો કોઈ કારણસર તે જ ભવને વિષે સિદ્ધિગતિને ન પામે, તો ઉત્તમ દેવોને વિષે ઉત્પન્ન થાય છે અને ત્યાંથી વિપુલ કુળોને વિષે અતુલ સુખથી યુક્ત એવું મનુષ્યપણું મેળવે છે. પર્યંતે કર્મરહિત થઈને સિદ્ધિગતિને પામે છે. ૧૦૮–૧૦૯

इह पुण परमत्थेणं नाणावरणाइयाण कम्माणं ।
पइखणमणंतपुग्गलविगमम्मी जायमाणम्मि ॥ ११० ॥
पाउणइ नमुक्कारस्स पढमवन्नं नकारमह सेसे ।
वन्ने पत्तेय च्चिय तहऽणंतविसुद्धिसब्भावे ॥ १११ ॥

જ્ઞાનાવરણીયાદિ કર્મોના અનંત પુદ્ગલોનો પ્રતિક્ષણ વિગમ થવાથી પરમાર્થથી નવકારના પ્રથમ અક્ષર 'ન'-કારનો લાભ થાય છે. શેષ પ્રત્યેક અક્ષરનો લાભ પણ ક્રમે કરીને અનંત ગુણવિશુદ્ધિ થવાથી થાય છે. ૧૧૦–૧૧૧

एवं इक्केकं पि हु अक्खरमच्चंतकम्मखयलब्भं ।
जस्स स कहं न वंछियफलदाइं होइ नवकारो ॥ ११२ ॥

એ રીતે જેનો એકેક પણ અક્ષર અત્યંત કર્મક્ષયથી મળે છે, તે નવકાર કોને વાંછિત ફળદાયી ન થાય? ૧૧૨

एव च उभयलोगेऽवि सुक्खमूलं इमं मुणेऊण ।
आराहणाभिलासी भद्द! तुमं सइ सरिज्ज जओ ॥११३॥

पंचण्ह नमुक्कारा जीवं मोएइ भवसहस्साओ ।
भावेण कीरमाणो होइ पुणो बोहिलाभाय ॥ ११४ ॥

એ પ્રમાણે ઉભય લોકને વિષે 'સુખ મૂળ છે'–એમ જાણીને, આરાધનાભિલાષી હે ભદ્ર! તુ એને સદા સ્મરણ કર; કારણ કે–પંચપરમેષ્ઠિને કરેલો નમસ્કાર જીવને હજારો ભવોથી મૂકાવે છે તથા ભાવપૂર્વક કરાતો તે બોધિલાભ માટે થાય છે. ૧૧૩–૧૧૪

पंचण्हनमुक्कारो धन्नाण भवक्खयं करिंताणं ।
हियय अणुम्मुयंतो विसुत्तियावारओ होइ ॥ ११५ ॥

પાંચ પરમેષ્ઠિઓને કરેલો નમસ્કાર ધન્યપુરુષોને ભવ-ક્ષય કરાવે છે અને હૃદયથી તેને નહિ મૂકનારને તેને વિસ્રો-તસિકા ચિત્તના ઉન્માર્ગગમનને અટકાવનાર થાય છે. ૧૧૫

पंचण्ह नमुक्कारो एवं खलु वन्निओ महत्थुत्ति ।
जो मरणम्मि उवगए अभिक्खणं कीरए बहुसो ॥ ११६ ॥

એ રીતે પંચનમસ્કાર મહાન્ અર્થવાળો છે, એમ શાસ્ત્રોમાં વર્ણન કરાયેલો છે અને એ કારણે જ્યારે મરણ અવસર આવી લાગે ત્યારે તેનું નિરંતર અને વારંવાર સ્મરણ કરાય છે. ૧૧૬

सत्तपणसत्तसत्त य नवक्खरपमाणपयडं पंचपयं ।
अवखरतित्तिसवरचूलं सुमरह नवक्कारवरमंतं ॥ ११७ ॥

સાત, પાંચ, સાત, સાત અને નવ અક્ષર પ્રમાણુ છે પ્રગટ પાંચ પદો જેના અને તેત્રીશ અક્ષર પ્રમાણુ છે શ્રેષ્ઠ ચૂલિકા જેની, એવા ઉત્તમ શ્રી નવકારમંત્રનું તમે નિરંતર સ્મરણુ ( ધ્યાન ) કરો. ૧૧૭

इय संविग्गसिरोमणि जिणेसरायरियपायपंकयभसलो ।
भणइ जिणचंदसूरि दुरीकयकलिमलं नमुक्कारफलं ॥११८॥

એ રીતે સંવિગ્નશિરોમણિ શ્રી જિનેશ્વરસૂરિના ચરણુ-કમલને વિષે ભ્રમરસમાન શ્રી જિનચંદ્રસૂરિ, દૂર કરાયો છે પાપમળ જેનાથી એવા નવકારના ફળને કહે છે. ૧૧૮

॥ इति श्रीज्येष्ठपञ्चनमस्कारफलप्रकरणं सार्थं समाप्तम् ॥

नासेइ चोरसावय–विसहरजलजलणवंधणभयाइं ।
चिन्तिज्जन्तो रक्खस–रणरायभयाइं भावेण ॥१॥

ભાવથી ચિંતન કરાતો આ નમસ્કાર ચોર–શ્વાપદ–વિષધર–જલ–અગ્નિ–બંધન–રાક્ષસ–રણસંગ્રામ અને રાજા તરફથી થતા ભયોને નાશ કરે છે. ૧.

( મહાનિશીથ )

## ॥ श्रीरत्नमंदिरगणिरचित उपदेशतरङ्गिणी ॥

विमुच्य निद्रां चरमे त्रियामा-यामार्धभागे शुचिमानसेन ।
दुष्कर्मरक्षो दमनैकदक्षो, ध्येयस्त्रिधा श्रीपरमेष्ठिमन्त्रः ॥ १ ॥

રાત્રિના છેલ્લા પ્રહરના અર્ધભાગે નિદ્રાને છોડીને, દુષ્ટ કર્મરૂપી રાક્ષસનું દમન કરવાને અદ્વિતીય ચતુર, એવા શ્રી પરમેષ્ઠિમંત્રને પવિત્ર મનવાળા થઈને મન-વચન-કાયાથી સ્મરવો જોઈએ. ૧

किमत्र मन्त्रौषधिमूलिकाभिः, किं गारुडस्वर्गमणीन्द्रजालैः ।
स्फुरन्ति चित्ते यदि मन्त्रराज-पदानि कल्याणपदप्रदानि ॥२॥

જો ચિત્તને વિષે કલ્યાણના પદને આપનારાં પંચ-પરમેષ્ઠિનમસ્કારરૂપી મંત્રરાજનાં પદો સ્ફુરાયમાન થાય છે, તો પછી મંત્ર અને ઔષધિઓનાં મૂળ કે ગારુડ, ચિંતામણિ કે ઈંદ્રજાળવડે શું કામ છે ? અર્થાત તે વડે સર્યું. ૨

श्रीमन्नमस्कारपदानि सर्व, सिद्धान्तसाराणि नवापि नूनम् ।
आद्यानि पञ्चातिमहान्ति तेषु, मुख्यंमहाध्येयमिहामनन्ति ॥३॥

શ્રી નમસ્કારના નવેય પદો ખરેખર, સર્વ સિદ્ધાન્તનાં સારભૂત છે. તેમાં પહેલાં પાંચ પદો અતિ મહાન્ છે. સત્પુરુષો તેને મુખ્ય મહાધ્યેય તરીકે સ્વીકારે છે. ૩

पञ्चतायाः क्षणे पञ्च, रत्नानि परमेष्ठिनाम् ।
आस्ये ददाति यस्तस्य, सद्गतिः स्याद्भवान्तरे ॥ ४ ॥

મરણના ક્ષણે પાંચ પરમેષ્ઠિરૂપી પાંચ રત્નોને જે મુખને વિષે ધારણ કરે છે, તેની ભવાન્તરને વિષે સદ્ગતિ થાય છે. ૪

पञ्चादौ यत्पदानि त्रिभुवनपतिभिर्व्याहृता पञ्चतीर्थी,
तीर्थान्येवाष्टषष्टि-र्जिनसमयरहस्यानि यस्याऽक्षराणि ।
यस्याष्टौ सम्पदश्चानुपमतमहासिद्धयोऽद्वैत शक्ति-
र्जीयाल्लोकद्वयस्याऽभिलषितफलद· श्रीनमस्कारमन्त्रः ॥५॥

બંને લોકને વિષે ઈચ્છિત ફળને આપનાર અદ્વિતીય શક્તિવાળો શ્રી નમસ્કારમંત્ર જયવંત વર્તો, કે જેનાં પહેલાં પાંચ પદોને ત્રૈલોક્યપતિ તીર્થંકરદેવોએ પંચતીર્થી[1] તરીકે કહ્યાં છે, જિનસિદ્ધાન્તનાં રહસ્ય-સારભૂત જેના અડસઠ અક્ષરોને અડસઠ તીર્થો તરીકે વખાણ્યા છે અને જેની આઠ સંપદાઓને અજ્ઞાન અંધકારનો નાશ કરનારી આઠ અનુપમ સિદ્ધિઓ તરીકે વર્ણવેલી છે. ૫

भोअणसमए सयणे, विवोहणे पवेसणे भए वसणे ।
पंच नमुक्कारं खलु, समरिज्जा सव्वकालंपि ॥ ६ ॥

ભોજન સમયે, શયન સમયે, જાગવાના સમયે, પ્રવેશ સમયે, ભય સમયે, કષ્ટ સમયે અને વળી સર્વ સમયે, ખરેખર, પંચનમસ્કારને સ્મરણ કરવો જોઈએ. ૬

याता प्रयान्ति यास्यन्ति, पारं संसारवारिधेः ।
परमेष्ठिनमस्कारं, स्मारं स्मारं घना जनाः ॥ ७ ॥

---

૧-અરિહતના આદ્ય અક્ષર 'अ'થી અષ્ટાપદતીર્થ, સિદ્ધના આદ્ય અક્ષર 'सि'થી સિદ્ધાચલ, આચાર્યના આદ્ય અક્ષર 'आ'થી આબુજી, ઉપાધ્યાયના આદ્ય અક્ષર 'उ'થી ઉજજયન્ત (ગિરનારજી) અને સાધુના આદ્ય અક્ષર 'स'થી સમ્મેતશિખર: એ રીતે પંચતીર્થ સમજવાં.

પરમેષ્ઠિનમસ્કારને વારંવાર સ્મરણ કરીને ઘણા લોકો સંસારસાગરના પારને પામ્યા છે, પામે છે અને પામશે. ૭

स्वस्यैकच्छत्रतां विश्वे, पापानि विमृशन्तु मा ।
अघमर्षणमन्त्रेऽस्मिन्, सति श्रीजिनशासने ॥ ८ ॥

શ્રી જિનશાસનને વિષે પાપનો નાશ કરનાર આ મંત્ર હોયે છતે, પાપો પોતાની એકછત્રતાને, વિશ્વને વિષે કદી પણ ન વિચારો. (ન ધારો–ન માનો.) ૮

सिंहेनेव मदान्धगन्धकरिणो मित्रांशुनेव क्षपा–
ध्वान्तौघो विधुनेव तापततयः कल्पद्रुणेवाऽऽधयः ।
तार्क्ष्येणेव फणाभृतो घनकदम्बेनेव दावाग्नयः,
सत्त्वानां परमेष्ठिमन्त्रमहसा वल्गन्ति नोपद्रवाः ॥९॥

સિંહથી જેમ મદોન્મત્ત ગન્ધહસ્તિઓ, સૂર્યથી જેમ રાત્રિ સંબંધી અંધકારના સમૂહો, ચંદ્રથી જેમ તાપસંતાપના સમુદાયો, કલ્પવૃક્ષથી જેમ મનની ચિંતાઓ, ગરૂડથી જેમ ફણાધારી વિષધરો અને મેઘસમુદાયથી જેમ અરણ્યના દાવાનળો શાન્ત થાય છે, તેમ શ્રી પંચપરમેષ્ઠિમંત્રના તેજથી પ્રાણિઓના ઉપદ્રવો નાશ પામે છે. ૯

सङ्ग्रामसागरकरीन्द्रभुजङ्गसिंह,
दुर्व्याधिवह्निरिपुबन्धनसम्भवानि ।
चौरग्रहभ्रमनिशाचरशाकिनीनां,
नश्यन्ति पञ्चपरमेष्ठिपदैर्भयानि ॥ १० ॥

પંચપરમેષ્ઠિના પદોવડે રણસંગ્રામ, સાગર, હાથી, સર્પ, સિંહ, દુષ્ટ વ્યાધિ, અગ્નિ, શત્રુ, બંધન, ચોર, ગ્રહ, ભ્રમ, રાક્ષસ અને શાકિનીથી થનારાં ભયો દૂર ભાગી જાય છે. ૧૦

ध्यातोऽपि पापशमनः परमेष्ठिमन्त्रः,
किंस्यात्तपःप्रवलितो विधिनाऽर्चितश्च ? ।
दुग्धं स्वयं हि मधुरं क्वथितं तु युक्त्या,
संमिश्रितं च सितया वसुधासुधेव ॥ ११ ॥

પરમેષ્ઠિમંત્ર સ્મરણ કરવા માત્રથી પાપને શમાવનારો થાય છે, તો પછી તપથી પ્રબળ કરેલો અને વિધિથી પૂજેલો તે શું ન કરે ? દૂધ પોતાની મેળે જ મધુર છે, પણ યુક્તિથી ઉકાળેલુ અને સાકરથી મિશ્રિત કરેલું તો તે પૃથ્વીના અમૃત-તુલ્ય બને છે. ૧૧

आकृष्टिं सुरसम्पदां विदधती मुक्तिश्रियो वश्यता,
मुच्चाटं विपदां चतुर्गतिभुवां विद्वेषमात्मैनसाम् ।
स्तम्भं दुर्गमनं प्रति प्रयततां मोहस्य संमोहनं,
पायात् पञ्चनमस्क्रियाऽक्षरमयी साऽऽराधनादेवता ॥१२॥

તે પંચપરમેષ્ઠિનમસ્ક્રિયારૂપ અક્ષરમયી આરાધના દેવતા (તમારું) રક્ષણ કરો, કે જે સુરસંપદાઓનું આકર્ષણ છે, મુક્તિરૂપી લક્ષ્મીની વશ્યતાને કરે છે, વિપદાઓનુ ઉચ્ચાટન કરે છે, સંસારની ચાર ગતિમાં ઉત્પન્ન થનાર આત્માના દુશ્મનો પ્રત્યે વિદ્વેષ ધારણ કરે છે, દુર્ગતિ પ્રતિ ગમન કરવાને પ્રયત્ન કરતાં જીવોને અટકાવે છે અને જે મોહનું સંમોહન છે અર્થાત્ મોહનો પ્રતિકાર છે. ૧૨

यो लक्षं जिनवद्धलक्ष्यसुमना सुव्यक्तवर्णक्रमम् ,
श्रद्धावान् विजितेन्द्रियो भवहरं मंत्रं जपेच्छ्रावकः ।
पुष्पैः श्वेतसुगन्धिभिश्च विधिना लक्षप्रमाणैर्जिनं,
यः संपूजयते स विश्वमहितः श्रीतीर्थराजो भवेत् ॥१३॥

જિનેશ્વર પ્રત્યે બાંધ્યું છે લક્ષ્ય જેણે, એવા સુંદર મનવાળો જે જિતેન્દ્રિય અને શ્રદ્ધાવાન શ્રાવક સુસ્પષ્ટ વર્ણોચ્ચારપૂર્વક સંસારનો નાશ કરનાર એવા પંચપરમેષ્ઠિનમસ્કારનો એક લાખ વાર જાપ કરે અને શ્વેત સુગંધી લાખ પુષ્પોવડે શ્રી જિનેશ્વરદેવની વિધિપૂર્વક સમ્યક્ પ્રકારે પૂજા કરે, તે ત્રિભુવનપૂજ્ય તીર્થંકર થાય. ૧૩

स्वस्थाने पूर्णमुच्चारम्, मार्गे चार्धं समाचरेत् ।
पादमाकस्मिकातङ्के, स्मृतिमात्रं मरणान्तिके ॥ १४ ॥

જ્યારે પોતાના સ્થાને હોય ત્યારે પૂર્ણ ઉચ્ચારપૂર્વક, માર્ગમાં હોય ત્યારે અર્ધ ઉચ્ચારપૂર્વક, અકસ્માત આતંક એટલે તીવ્ર રોગ અથવા વેદના થઈ આવે ત્યારે ચોથા ભાગના ઉચ્ચારપૂર્વક અને મરણાન્તિક વખતે એટલે મરણતુલ્ય પીડા સમયે માનસિક સ્મરણ માત્રથી નવકારને જપવો જોઈએ. ૧૪

---

न हु तंमि देसकाले, सक्को बारसविहो सुयक्खन्धो ।
सव्वो अणुचिन्तेउं, धन्तंपि समत्थचित्तेणं ॥१॥

જ્યારે મરણ આદિ આવે છે, ત્યારે તે દેશકાળમાં અત્યંત સમર્થ ચિત્તવાળાથી પણ સઘળા દ્વાદશાંગ શ્રુતસ્કન્ધનું અનુચિન્તન થઈ શકતું નથી, તેથી તે અવસ્થામાં બાર અંગથી સાધ્ય અર્થનો સાધક હોવાથી અને સુખપૂર્વક સ્મરણ કરી શકાય તેવો હોવાથી, નમસ્કાર એ જ સ્મરણ કરવાલાયક છે. ૧.

( ઉપદેશમાળા–પુષ્પમાળા )

# श्रीसुकृतसागर अपरनाम पेथडचरित्र

## ( पञ्चमस्तरंगः )

मन्त्रपञ्चनमस्कारः, कल्पकारस्कराधिकः ।
अस्ति प्रत्यक्षराष्टाग्रो-त्कृष्टविद्यासहस्रकः ॥ ७६ ॥

કલ્પવૃક્ષથી પણ અધિક મહિમાવાળા પંચપરમેષ્ઠિનમસ્કારના પ્રત્યેક અક્ષર ઉપર એક હજાર ને આઠ વિદ્યાઓ રહેલી છે. ૭૬

चौरो मित्रमहिर्माला, वह्नीर्वारिर्जलं स्थलम् ।
कान्तारं नगरं सिंह, शृगालो यद् प्रभावतः ॥ ७७ ॥

જેના પ્રભાવથી ચોર મિત્ર બને છે, સર્પ માળા થાય છે, અગ્નિ જળસ્વરૂપ અને જળ સ્થળસ્વરૂપ બને છે તથા અટવી નગર અને સિંહ શિયાળ થઈ જાય છે. ૭૭

लोकद्विष्टप्रियावश्यघातकादेः स्मृतोऽपि यः ।
मोहनोच्चाटनाकृष्टि-कार्मणस्तम्भतादिकृत् ॥ ७८ ॥

લોકદ્વિષ્ટ અને પ્રિયઘાતક વગેરેને પણ જે નમસ્કારમંત્રનું માત્ર સ્મરણ પણ, લોકમાં પ્રીતિ ઉત્પન્ન કરે છે, શત્રુઓને મૂળમાંથી દૂર કરે છે, ઇષ્ટને ખેંચી લાવે છે, વશમાં નહિ આવનારને વશમાં લાવે છે તથા મારવા આવનારને પણ સ્તંભિત કરે છે. ૭૮

दूरयत्यापद सर्वा., पूरयत्यत्र कामनाः ।
राज्यस्वर्गाऽपवर्गास्तु, ध्यातो योऽमुत्र यच्छति ॥ ७९ ॥

ધ્યાન કરાયેલો મંત્ર આ લોકમાં જ સર્વે આપદાને દૂર કરે છે તથા સર્વ કામનાઓને પૂર્ણ કરે છે તથા પર-

લોકમાં રાજ્યાદિનાં અને સ્વર્ગાપવર્ગાદિ( સ્વર્ગ અને મોક્ષ વગેરે )નાં સુખોને આપે છે. ૭૯

श्रीपार्श्वप्रतिमापूजा,-धूपोत्क्षेपादिपूर्वकम् ।
तमेकाग्रमनाःपूत,-वपुर्वस्त्राऽनिशं जपः ॥ ८० ॥

શ્રી **પાર્શ્વનાથ** ભગવાનની પ્રતિમાની પૂજા તથા ધૂપોત્ક્ષેપાદિપૂર્વક શરીર અને વસ્ત્ર પવિત્ર કરીને તથા મનની એકાગ્રતા કરીને તું નિરંતર તે મંત્રનો જાપ કર. ૮૦

## પ્રકીર્ણક.

पञ्चनमुक्कारसमं अन्ते, वञ्चन्ति जस्स दस पाणा ।
सो जइ न जाइ मुक्खं, अवस्स वैमाणिओ होइ ॥ २२ ॥

અંત સમયે જેના દશ પ્રાણો પંચનમસ્કારની સાથે જાય છે, તે જો મોક્ષને ન પામે, તો અવશ્ય વૈમાનિક થાય છે અર્થાત વિમાનાધિપતિ દેવ થાય છે. ૨૨

अहो पञ्च नमस्कारः, कोऽप्युदारो जगत्सु यः ।
सम्पदोऽष्टौ स्वयं धत्ते, दत्तेऽनन्तास्तु ताः सताम् ॥ १ ॥

અહો ! આ જગતમાં પંચનમસ્કાર કેવો ઉદાર છે, કે જે પોતે આઠ (જ) સંપદાને ધારણ કરે છે, છતાં સત્પુરુષોને અનંત સંપદાઓને આપે છે. ૧

"नमिऊण असुरसुरगरुलभुयगपरिवन्दियं ।
गयकिलेसअरिहे, सिद्धायरियवज्झायसाहूय ॥१॥"

અસુર, સુર, ગરુડ અને ભુજંગોવડે પરિવંદિત તથા ક્લેશરહિત એવા અરિહંતો, સિદ્ધો, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુઓને નમસ્કાર કરીને. ૧

મંગળાચરણ—શ્રી **ચંદ્રપ્રજ્ઞપ્તિસૂત્ર.**

इहलोगंमि तिदंडी, सादिव्वं माउलिंगवणमेव ।
परलोए चंडपिंगल–हुंडियजक्खो य दिट्ठंता ॥ १ ॥

નવકારનો પાઠ કરનારને આજ જન્મમાં ત્રિદંડીથી ઉપલક્ષિત શિવકુમાર નામના શ્રાવકપુત્રને સુવર્ણપુરુષ, શ્રીમતી નામની શ્રાવકપુત્રીને દેવતાનું સાનિધ્ય અને બીજોરાના વનથી સૂચિત જિનદાસ નામના શ્રાવકને જીવિતવ્ય મળ્યું હતું. એ આ લોકના ફળનું પ્રતિપાદન કરનારાં દૃષ્ટાન્તો કહ્યાં. પરલોકમાં એટલે અન્ય ભવમાં ફળનું પ્રતિપાદન કરનારાં દૃષ્ટાન્તો ચડપિંગલ નામનો ચોર અને હુંડિક નામનો યક્ષ, તેનાં છે. ૧.

આ સર્વ ઉદાહરણોનો ભાવાર્થ પુલિંદમિથુનના કથાનકથી જાણી લેવો, જે આ પુસ્તકમાં અન્યત્ર આપેલ છે.

( શ્રાદ્ધદિનકૃત્ય )

उक्कोसो सज्झाओ, चउदसपुव्वीण बारसंगाइं ।
तत्तो परिहाणीए, जाव तयथ्थो नमोक्कारो ॥१॥

ઉત્કૃષ્ટ સ્વાધ્યાય ચૌદપૂર્વધરોને બાર અંગનો હોય છે. મહાપ્રાણધ્યાન વગેરેના પ્રભાવે ચૌદપૂર્વધરો અંતર્મુહૂર્ત્ત આદિ કાળમાં ચૌદેય પૂર્વોનું પરાવર્તન કરે છે. દશપૂર્વધરોને દશ પૂર્વોનો સ્વાધ્યાય, નવપૂર્વધરોને નવ પૂર્વોનો, એમ અનુક્રમે ઘટતાં ઘટતાં ત્યાં સુધી જાણવું કે જેને બીજું કાંઈ પણ નથી આવડતું, તેને પંચપરમેષ્ઠિનમસ્કારનો સ્વાધ્યાય હોય છે, કારણ કે–તે દ્વાદશાંગનો અર્થ અથવા સાર છે. ૧.

( ઉપદેશમાળા–પુષ્પમાળા )

सव्वंपि बारसंगं, परिणामविसुद्धिहेउमित्तागं ।
तक्कारणमित्ताओ, किह न तयत्थो ननोक्कारो ? ॥१॥

સર્વ પણ દ્વાદશાંગ પરિણામની વિશુદ્ધિ માટે જ રચાયેલું છે, તેથી પરિણામવિશુદ્ધિ માત્રના કારણભૂત એવા નમસ્કારને દ્વાદશાંગનો અર્થ કેમ ન કહેવાય ? નમસ્કાર એ પરમપુરુષ પરમેષ્ઠિઓના નામોત્કીર્તનરૂપ હોવાથી પરિણામવિશુદ્ધિનું કારણ છે, તેથી તેને બાર અંગના અર્થભૂત કે રહસ્યભૂત અવશ્ય કહેવાય. ૧.

( ઉપદેશમાળા-પુષ્પમાળા )

આગમમાં કહ્યું છે કે-

जलणाइ भए सव्वं (सेसं), मुत्तुं एगंपि जहा महारयणं ।
अहवाऽरिभए गिन्हई, अमोहसत्थं जह तहेह ॥१॥
मुत्तुंपि बारसंगं, स एव मरणंमि कीरए जम्हा ।
अरिहंतनमुक्कारो, तम्हा सो बारसंगत्थो ॥२॥

અગ્નિ આદિના ભય વખતે કણ-કપાસાદિ સઘળું મૂકીને, જેમ વૈડૂર્યાદિ એક મહારત્નને : અથવા દુશ્મનના ભય વખતે શક્ત્યાદિ અમોઘ શસ્ત્રને ગ્રહણ કરવામાં આવે છે, તેમ શ્રુતકેવલી પણ મરણ સમયે દ્વાદશાંગશ્રુતને છોડીને તેનું જ એક સ્મરણ કરે છે. તેથી આ અરિહંતનમસ્કાર અને ઉપલક્ષણથી સિદ્ધાદિ પરમેષ્ઠિઓનો નમસ્કાર, એ દ્વાદશાંગનો અર્થ, રહસ્ય અથવા સાર છે. ૧-૨.